# Lions of Sind.

# સિન્ધના સિંહો.

## પ્રથમ વિભાગ.




કર્ત્તા:

રાવ સાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.



સંવત્ ૧૯૯૬. ઈ. સ. ૧૯૪૦.

# Lions of Sind.

# સિંધના સિંહો.

## પ્રથમ વિભાગ.

(વીરરસ પ્રગટાવનારી ઐતિહાસિક રસિક નવલકથા સમુચ્ચય.)

હિમ્મત અપાર તાકી, કિમ્મત અપાર હોત,
હિમ્મત ગઇ તો ફિર, કિમ્મત કહાં રહી.


કર્તા,

સદ્ભક્તિ પ્રદીપ, સુનીતિ ભાસ્કર,

રાવ સાહેબ મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.

મુંબઇના સુ. ઑન. પ્રેસીડેન્સી મૅજીસ્ટ્રેટ,

સુંદર સોદાગર, જગડૂ ચારિત્ર, શાકુંતલ નાટકનું ભાષાંતર,

તીર્થયાત્રા વર્ણન, કોટડીનો ભાણ, ઇત્યાદિ પુસ્તકોના કર્તા.





વિક્રમાબ્દાઃ ૧૯૯૬, શાકાબ્દાઃ ૧૮૬૧-૬૨, સને ૧૯૩૯-૪૦

મુંબઇ પો. ૪.

મૂલ્ય રૂ. ૨)

## પુસ્તક મળવાનાં ઠેકાણાં

કર્તા પાસેથી. રા. સા. ખખ્ખર બીલ્ડિન્ગ્સ.
સી. પી. ટેન્ક રોડ, મુંબઇ ૪.

તથા

મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની બુકસેલર્સ.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

અને

પંડિત નારાયણ મૂળજી, બુકસેલર્સ.
દાદીશેઠ અગીઆરી લેન, આનંદ ભૂવન, મુંબઇ ૨.

તથા જાણીતા બુકસેલરો પાસેથી.

---

આનંદ પ્રીન્ટીંગ વર્કસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું
દેવકરણ મેનશન પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

રા. સા. મગનલાલ દલપતરામ ખખ્ખરે પ્રસિદ્ધ કર્યું છે.
ઠે. ખખ્ખર બીલ્ડીંગ, સી. પી. ટેન્ક, મુંબઇ નં. ૪.

---



ચી રવિશંકર ઉર્ફે છગનલાલ દલપતરામ ખખ્ખર.
વય વર્ષ ૭.

# સ્મરણાંજલિ.

## સદ્‌ગત જ્યેષ્ઠ બંધુ રવિશંકર ઉર્ફે* છગનલાલ.

**મ્હારા વ્હાલા પૂજ્ય જયેષ્ઠ બંધુ !**

કિશોરવયમાંજ આપનો સ્વર્ગવાસ થતાં, પૂજ્ય પિતાશ્રીને આપને વિષે કેટલો આઘાત લાગ્યો, તે વિષે તેમણે પોતાના મિત્રને લખેલું વર્ણન, તેમનાજ શબ્દોમાં લખવું ઉચિત છેઃ–

"મ્હેં મ્હારો જયેષ્ઠ અને પ્રિય પુત્ર ગુમાવ્યો, તે વખતે તેનું વય માત્ર ૧૪ વર્ષ અને નવ માસનું હતું, અને તે મેટ્રિકયુલેશનની પરીક્ષામાં જનાર હતો. પોતે શરીરે મજબૂત, એક અચ્છો ઘોડેસ્વાર, સ્વભાવનો માયાળુ, અને મ્હારા કુટુંબનું માત્ર નહિ, પરંતુ મ્હારી અખિલ જ્ઞાતિનું તે ભૂષણ હતો. ૨૨ વર્ષનો હોય, એવી તેની શરીર સંપત્તિ હતી. તેના જવાથી મ્હેં મ્હારૂં શરીર ગુમાવ્યું છે, અને મૃત્યુને બિછાને હતો, તેમાંથી બે માસ થયાં ઉભો થયો છું. 'दैवेच्छा बलियसि.'"

એ વખતે મ્હારૂં શિશુ વય હોવાથી, મ્હારી સ્મરણ શક્તિ સતેજ હોઇ ન શકે. તદપિ આપનાં ઉકત ગૌરવની સ્મરણાંજલિમાં, આપના કનિષ્ટ બંધુ તરીકે, આ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

સં. ૧૯૯૬ ના કાર્તિક
શુકલા પ્રતિપદા–મુંબઇ.
તા૰ ૧૨–૧૧–૧૯૩૯
રવિવાર.

આપનો કનિષ્ટ બંધુ,
મગનલાલ દલપતરામ ખખ્ખર.

( ઉર્ફે એટલે કિંવા. )

# અનુક્રમણિકા.




| | | |
|---|---|---|
| | | પૃષ્ટ |
| ૧. | મિસરના પેગમ્બર નબી સાહેબ... .... ... | ૧–૨૨ |
| ૨. | રા’ખેંગાર અને રાણી સોરઠ ... ... ... | ૨૩–૫૪ |
| ૩. | આજી અને પુનરોજી... .... .... .... | ૫૫-૯૮ |
| ૪. | કોરૂ ... .... ... ... ... | ૯૯–૧૨૬ |
| ૫. | ફૂલભદુઓ ને ભારી રાણી ... ... ... | ૧૨૭–૧૫૧ |
| ૬. | ભેરીઓ ગારૂડી ... ... ... ... | ૧૫૨–૨૧૪ |
| ૭. | સમોરાજા નરપત અને સાંચોસંધારો ... ... | ૨૧૫–૨૪૨ |
| ૮. | જામ નોતીઆર ... ... ... .... | ૨૪૩–૨૬૮ |


# ચિત્રપટ.




| | | |
|---|---|---|
| | | પૃષ્ટ |
| ૧. | રા. સા. દલપતરામ પ્રા. ખખ્ખર તથા તેના પુત્રો. | |
| ૨. | જ્યેષ્ટ બંધુ રવિશંકર ઉર્ફે છગનલાલ દલપતરામ ખખ્ખર. | |
| ૩. | ઉંધી તાંબડીએ ગાય દોહતો ચારણ ... ... ... | ૧૩ |
| ૪. | રા’ખેંગારનું મસ્તક લઇ, ચિતાએ જતા ચારણ, તથા રાણી સોરઠ. ... ... ... ... ... | ૪૨ |
| ૫. | કુંવરી સોનલનો વિવાહ. ... ... ... ... | ૯૭ |
| ૬. | રાણી કોરૂ અને બાનડી, તથા કાજરીઆની ઉંટો પર સ્વારી. | ૧૧૫ |
| ૭. | ભોરી રાણી સમીપ મહંતનું ગમન. ... ... | ૧૭૩ |
| ૮. | રાણી કલીને નાગનું કરડવું... ... ... ... | ૨૧૧ |



રા. સા. દલપતરામ પ્રા. ખખ્ખર
તથા પુત્ર ચી. મગનલાલ
વય વર્ષ ૧૧.

ચી. રવિશંકર ઉર્ફે
છગનલાલ દ.
ખખ્ખર.

# સિંધના સિંહો—પ્રથમ વિભાગ.

## નિવેદન.



ઇતિહાસ, એ દેશની પ્રાચીન સ્થિતિનો પરિચય કરાવનાર ભાવિ સ્થિતિનો માર્ગદર્શક ભોમિયો છે. ઇતિહાસ એ એક એવો આયનો છે, કે તે જોવાથી થઇ ગયેલા અવનવા ભૂતકાલીન બનાવોનું તે દિગ્દર્શન કરાવી, ક્ષીરનીરન્યાયેન સારાસારનો સમ્યક્ ધડો આપે છે, અને પ્રજા માટે તે વીરરસ પ્રગટાવનાર પારસમણી છે.

સિંધ પ્રદેશનો પ્રાચીન ઇતિહાસ અલભ્ય છે, અપ્રકટ છે. પરંતુ સિંધના નૃપતિઓએ, પોતાની ઝળકતી કારકીર્દિથી એ પ્રદેશની તવારીખને સુવર્ણાક્ષરોથી અંકિત કરી, પોતાનાં શરીર યશઃશેષ બનાવ્યાં છે. એવા સિંધના સિંહનૃપોની જોર, જોમ, અને જોસની જવાલાઓથી તરવરતી રસભરી તવારીખો, અને તે પ્રદેશની ગૌરવાન્વિત ઘટનાઓના ઘણા લેખો, મેં દીપોત્સવી પ્રસંગે પેપરોમાં પ્રગટ કર્યા છે, તેનો વાંચક વર્ગ તરફથી સારો સત્કાર મળ્યો છે, અને ઘણા ઇષ્ટ મિત્રોના આગ્રહને માન આપી, એ સર્વનો સમુચ્ચય એકત્ર કરી, આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

વળી આ પુસ્તકમાં સરળ સાદી ભાષા, ઉત્તમ શૈલી, અને ઐતિહાસિક સુંદર ઘટનાઓનો ત્રિવેણી સંગમ થયો છે. વાંચનને રસમય બનાવી, માનસિક ચક્ષુ આગળ વાર્તાનું દૃશ્ય ખડું કરી, કથા નાયકની સાથેજ, વાંચકને પ્રવાસના સહગામી બનાવે છે.

અસલના રાજપૂતો રાજ્યશકટ ચલાવવામાં કેટલા નિષ્ણાત હતા, શત્રુ સાથે લડવામાં તેઓ કેવા સમશેર બહાદુર હતા, તે આ પુસ્તકની કથાઓ તેનું કથન કરી, સંપૂર્ણ સાક્ષી આપે છે. વીરોની વીર હાંકથી ઉદ્ભવતો રોમાંચ, અને તે વખતના નૃપોની ટેક તથા એકવચનના

સૂત્રોનું સમયક્ પરીપાલન, અને શરણાંગત શત્રુ કિંવા મિત્રને મળતું અભયદાન, એ તે વખતના નૃપતિઓનો સિધ્ધાંત હતો.

સિંધ, કચ્છ, અને કાઠીયાવાડના તે વખતના રાજ્યકર્ત્તાઓ એ ક્ષાત્રધર્મની રક્ષા માટે, કુળની રક્ષા માટે, રાજ્યના રક્ષણાર્થે, અનેકાનેક શૌર્યનાં કાર્યો કરી, પોતાનાં અસિબળ, બાહુબળથી રણચંડીને પોતાના, પ્રાણોની આહુતિ સમર્પિ, કેવળ પોતાના ધડથી પણ શત્રુઓ સાથે स्वर्गादपिगरियसी એવી આપણી ભારત માતૃભૂમીને, પોતાના શોણિતથી તૃપ્ત કરી છે. પરંતુ એ પ્રદેશોની ઉન્નતિ તથા અવનતિ, કિંવા ઉત્કર્ષ અને અપકર્ષની નાનાવિધ પરિસ્થિતિઓની યથાસ્થિત નોંધ રાખવાની, તે વખતે રૂઢી નહી હોવાને લીધે, ભારત ગૌરવવર્ધિની ઘટનાઓનો સમાવેશ, તે વખતના ભાટ ચારણો તથા બારોટોના અલ્પ મુખમાંજ થઇ જતો.

પ્રત્યેક ઘટના માટે ચિત્રો મૂકી, પુસ્તક આકર્ષણીય કરવામાં આવ્યું છે.

મ્હારા સદ્દગત પૂજ્ય પિતાશ્રી **રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરને** જૂના લેખ તથા ઇતિહાસનો ભારે શોખ હતો. તેમણે એકત્ર કરેલી હકીકતો પણ મને ઘણી ઉપયોગી થઇ પડી છે, તેમનો પણ હું ઋણી છું.

પ્રજાને ચરણે ઇતિહાસનાં આવાં સુવાસિક સુમનો અર્પવાનો મેં પ્રયાસ કર્યો છે. આશા છે કે આ પ્રથમ વિભાગના પુસ્તકમાં ભારતભૂમિનો ભૂતકાળ, વાંચક વર્ગ પૂર્ણ રસથી વાંચી, તેની યોગ્ય કદર કરશે તો, આ મ્હારા શ્રમની સાર્થકતા થયેલી સમજીશ. દ્વિતીય વિભાગ હવે પછી.

સં. ૧૯૯૬ કાર્તિક શુકલા
પ્રતિપદા, રવિવાર.
તા. ૧૨-૧૧-૩૯
મગનબાગ, મુંબઇ, ૪.

**મગનલાલ દલપતરામ ખખ્ખર.**

# સિંધના સિંહો

## મિસરના પેગંબર નબીસાહેબ.



જે હસ્તલિખિત પુસ્તક ઉપરથી આ કથા લખવામાં આવી છે, તે એટલું તો જીર્ણ અને વિદીર્ણ થઇ ગયું છે, કે તેના હસ્તાક્ષરો કાળક્ષેપને લીધે, સાહીના કાટથી ખવાઇ ગયેલા હોવાથી, તથા તેના પાતળા કાગળોમાં લખેલી લીટીઓની સીધી લાઇનમાં કાગળોની કાપલીઓ નિકળી પડવાથી, વાંચતાં તથા ભાવાર્થ બેસાડવામાં બહુજ મુશકેલી પડી છે. રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, જ્યારે હાલના કચ્છ મહારાવ શ્રી સર ખેંગારજી સવાઇ બહાદુરના વિદ્યાગુરૂ હતા, તથા તે પ્રાન્તના એજયુકેશનલ ઇન્સ્પેકટર તરીકે સરકીટમાં ફરવા નિકળતા, તે સમયે ત્યાંના મેરૈયા લધા જમાલાણીના ચોપડામાંથી કેટલોએક ઇતિહાસ તેમણે ઉતરાવી લીધો હતો. પૂર્વે રાજ્યત્વકાળમાં બારોટ, ભાટ, ચારણોને રાજ્યાશ્રય સારો મળતો. બારોટો રાજ્યની વંશાવળી તથા તેના સંક્ષિપ્ત ઇતિહાસની તવારીખ પોતાના ચોપડામાં લખી રાખતા. આ હસ્તલિખિત

પ્રતિમાં જે વંશાવળી લખી છે, તેમાં પ્રથમ* આદ, બીજો અલખ, ત્રીજો નિરંજન, ચોથો નિરાકાર, એવી રીતે દુનિઆની હસ્તિનો પ્રારંભ કરી, ૧૧૯ મો નૃપ મહીપ, અને ૧૨૦ મો

---

* ૧ આદ. ૨ અલખ, ૩. નિરંજન, ૪. નિરાકાર, ૫. અહંકાર, ૬. આદ, ૭. જુગેઆદ, ૮. બ્રહ્મા, ૯. અત્રી, ૧૦. ચંદ્રમા, ૧૧. બુધ, ૧૨. પુરૂરવા, ૧૩. સંયત, ૧૪. સનતાઇ, ૧૫. અગ્નિ જયંત, ૧૬. જદુ, ૧૭. મલરાય, ૧૮. સતજીત, ૧૯. ચંદ્રસેન, ૨૦. હરીજય, ૨૧. દેવમીઢ, ૨૨. સૂરસેન, ૨૩ વસુદેવ, ૨૪. શ્રીકૃષ્ણ, ૨૫. પ્રદ્યુમ્ન. ૨૬. અબીરંત, ૨૭. વજ્રનાભ, ૨૮. સત, ૨૯. સોમ, ૩૦. જયંત, ૩૧. મહીવાન, ૩૨. ધન્યાબ, ૩૩. નીસવરણ, ૩૪. સંગ્રામજીત, ૩૫. પ્રસોત, ૩૬. રવશીધ, ૩૭. દુરમદ, ૩૮. ભરસેન, ૩૯. રવિ, ૪૦. ભાણ, ૪૧. સ્વરથ, ૪૨. રવિચંદ્ર, ૪૩. રોહીદાસ, ૪૪. ચૂડચંદ્ર, ૪૫ સતજીત, ૪૬. બુધ, ૪૭. મેરધ, ૪૮. માણેક, ૪૯. દેવન, ૫૦. ચૂડચંદ્ર. ૫૧, ઓમ, ૫૨. જાદવ, ૫૩ હરદેવ, ૫૪. આવાન, ૫૫. ગંગાદાસ, ૫૬. વરવીર, ૫૭. આનંદ, ૫૮, ગોવીંદમાલ, ૫૯. જશવાન, ૬૦. સત્પતી, ૬૧. સબાહુ, ૬૨. શાલીવાહન, ૬૩. સત્વીજ, ૬૪. પરત્રીક, ૬૫. ધરણીગ, ૬૬. ધીરજવાન, ૬૭. આવાન, ૬૮. સારંગ, ૬૯. અનીવૃત, ૭૦. હરિશ્ચન્દ્ર, ૭૧. નિરાદી, ૭૨. હરરાજ, ૭૩. ચામુંડ, ૭૪. રનાદી, ૭૫. કરણીક, ૭૬. આનંદ, ૭૭. કલિરાજ, ૭૮. પરથારે, ૭૯. ભોજ, ૮૦. આસોન, ૮૧. સૂરચંદ, ૮૨. માણેક, ૮૩. અનંત, ૮૪. ગવાબ, ૮૫. મહીપાળ, ૮૬. દેવાથ, ૮૭. નરવૃત, ૮૮. સતનીક, ૮૯. મૂળરાજ, ૯૦. સતવીરજ, ૯૧. અનીવૃત, ૯૨. મહીપાળ, ૯૩. વીરજવાન, ૯૪. રજમાન, ૯૫. શિલાજીત, ૯૬. ચંદ્રભાન, ૯૭. પરીવૃત, ૯૮. જજુ, ૯૯ પરીમાન, ૧૦૦. દેવેન્દ્ર, ૧૦૧. દુરગાબ, ૧૦૨. ભીમરથ, ૧૦૩. ધીરસંધ, ૧૦૪. વીસવરા, ૧૦૫. મૂળરાજ, ૧૦૬. ધીરજવાન, ૧૦૭. કવાટ, ૧૦૮. ગોવીંદમાલ, ૧૦૯. ચામુમ, ૧૧૦, સરવળ, ૧૧૧. દેવડુ, ૧૧૨. દુરગાબ, ૧૧૩ જયંત, ૧૧૪. ભોજ, ૧૧૫. મહીપ, ૧૧૬. પરવત, ૧૧૭. ધામધરમ, ૧૧૮. પ્રખ્યાતિ, ૧૧૯. મહીપ, ૧૨૦. ખેંગાર, અને ૧૨૧ મો અણુસામ.

એંગાર એવી રીતે જણાવે છે. તેની પછી ૧૨૧ મો **રાજા અબુસામ** આવ્યો, અને ત્યારથીજ આપણી ઐતિહાસિક કથાનો પ્રારંભ થાય છે. તેમાં સિંધ, કચ્છ, અને કાઠીઆવાડના સમા રજપૂતો, તથા જાડેજાઓ કેમ થયા, તેની પણ મૂળ હકીકતોનો સમાવેશ થાય છે.

## નબીનો કાકો અબુસામ.

આ અબુસામને દેવેન્દ્ર પણ કહેતા હતા. તેના સમયમાં નબી મહમદની મિસરમાં મ્હોટી સાહેબી હતી. તેનો પંથ જબરો ચાલતો હતો, અને પોતે પેગંબર તરીકે પૂજાતો હતો, અને તેના અનુયાયીઓ પણ ઘણા હતા. આ નબી સાહેબનો કાકો અબુસામ પણ એક જીલ્લેદાર રાજીઓ રાજ્ય કરતો હતો. તેને અસપત, ગજપત, નરપત, અને ભૂપત નામના ચાર દીકરાઓ હતા, અને તેઓ સમાવંશના રજપૂતો કહેવાયા. એ અસપતને ઉગ્રસેન નામે પણ બોલાવતા હતાઃ—

† સમા અબુસામ પુત્ર, ‡ ચોખા ભાવર ચાર,
અસપત, ગજપત, નરપત, ભૂપત ભૂપાર. §

એ સમયમાં નબી સાહેબને રસૂલ અલ્લાનો એવો ફરમાન થયો કે, જેઓ પ્રતિમાની પૂજા કરતા હોય, તેમને મૂર્તિપૂજા બંધ કરાવવી, અને ઇસલામી દીનનો પ્રચાર કરાવવો; એ મુજબ નબી મહમદે ગામમાં જાહેર કર્યું કે, સર્વે રૈયતે મૂર્તિપૂજા બંધ કરવી, અને સર્વેએ મુસલમીન દીનનો એકરાર

† સમા રજપૂત, ‡ ચોખા–ખરેખરા, § ભૂપાર–ભૂપાળ–રાજા.

કરી, નબીસાહેબને કલમો ભરવો, એવો ખુદાનો ફરમાન છે. આ ખુદાઈ ફરમાનને સર્વે હૈયતે માન આપ્યું, અને નબીસાહેબને કલમો ભર્યો, નબી મહમદના કાકા અબુસાહેબ એક મોટા જીલ્લેદાર રાજા હતા, અને તેનો નિત્ય નિયમ મૂર્તિપૂજાનો હતો, તેમ તેના કેટલાએક અનુયાયીઓ પણ હતા. આ નબીસાહેબ જાણતા હોવાથી, પોતાના મોમન લોકોને તેના રાજ્યમાં મોકલી કહેણુ મોકલ્યું કે, ખોદાતાલાનો ફરમાન છે કે મૂર્તિપૂજા બંધ કરવી, અને ઇસ્લામી દીનનો અંગીકાર કરવો. આ ખોદાઇ ફરમાનને માન આપવા ખાતિર નબીસાહેબને કલમો ભરવો.

અબુસામે મોમનોને જવાબ આપ્યો, "જુઓ ભાઇઓ! નબી મહમદ તો આજ કાલનો છે. હું તો એનો કાકો થાઉં છું અને એ મારો ભત્રીજો થાય છે. તો હું મૂર્તિપૂજા બંધ કરી, ઇસ્લામી દીન સ્વીકારી, મારા નબી ભત્રિજાને હું કલમો ભરવા આવું, એ કોઈ કાળે બને નહિં. માટે ભત્રિજાને જઇને કહો કે તારો કાકો મૂર્તિપૂજા કરવાનો તે કરવાનો." આવો જવાબ લઇ સર્વે મોમનોએ વીલે મોઢે નબીસાહેબ પાસે આવી, સર્વ હકીકત કહી કે "તમારો કાકો તો મૂર્તિપૂજા બંધ કરવા ચોખી ના પાડે છે, ને કલમો ભરવા પણ ના પાડે છે." ત્યારે નબી બોલ્યા "કંઇ ચિન્તા નહિ, અબુસામ તો આપણો કાકો લાગે, તેનું અને આપણું ઘર એકજ છે, માટે આપણે જેમ કહેશું તેમ તે કરશે." પછી મોમનોને કાકા પાસે પુનઃ મોકલી કહેવડાવ્યું કે "હું મ્હારા મનની વાત નથી કરતો પણ

આ લો તે પાક પરવરદિગારનો ફરમાન છે, માટે તમને કહેવડાવ્યું છે." ત્યારે વળી અબુસામે પાછું કહેવડાવ્યું કે "અમે તો પ્રતિમા પૂજીએ છીએ તે પૂજશું, અને નબી તો અમારો ભત્રીજો થાય, તેને મારાથી કલમો ભરાય નહિ." બધા મોમનોએ નબી પાસે ફીર આવીને અબુસામનો જવાબ કહ્યોઃ—

મળ્યો મિસરસામમે, અબુ રાજ કરે,
કલમું તાં ન ભરે, [1]મીઠે મોમન આચીઆ.

એ રીતે મોમનોએ આવી નબીસાહેબને કહ્યું, ત્યારે નબી બોલ્યા કે "કંઇ ફિક્ર નહિ. અમે કાકા પાસે પોતે જઇશું." આપણે ત્યાં જવામાં ખોટ નથી. એ રીતે અબુસામ તરફ જવાની તૈયારીઓ કરવાને હુકમ આપી દીધો. કેટલાએક રિસાલાના માણસો સાથે, ભત્રિજા નબીસાહેબે કાકા અબુસામ તરફ જવા પ્રયાણ કર્યું. માર્ગમાં અસલી રીત પ્રમાણે પાટ પાથરણા બીછાવતા જાય છે, તેનાપર ધીરે ધીરે કદમ મૂકતા ચાલ્યા જાય છે. અબુસામને ખબર મળ્યા મુજબ, ભત્રિજાના સત્કારાર્થે તેની સામે પોતાના રાજ્યના મોભાદાર અમલદારોનું સામૈયું નાકા બહાર સામે મોકલી, ભત્રિજાને ઇસ્તકેબાલનું માન આપ્યું, જ્યારે કાકા પાસે ભત્રિજો આવ્યો ત્યારે, કાકા અબુસામે ઉભા થઇ, પોતાના સિંહાસનમાં જમણી બાજુએ નબીસાહેબને આસન આપ્યું. એકબીજાની ખેર આફીયતના સમાચાર પૂછયા બાદ નબીસાહેબ બોલ્યા "કેમ ચચ્ચાસાહેબ! આપને એવો

---

મોમન એ મુસલમીનમાં એક જાત છે. મિસર અને સામ નામનાં શહેરો એડન તથા સ્વેંજકનાલ છોડી આગળ જતાં આવે છે.

૧. મીઠે–[illegible].

વહેમ પડે છે કે શું! કે હું મારા મનનો દીન ચલાવું છું? સાંભળો! હું મારા મનથી કંઇ નથી કરતો. મને તો તે ખોદાતાલાનો ફરમાન થયેલ છે, અને તેની રૂએ મેં સર્વેને જાહેર કરી દીધું, અને તે પ્રમાણે તેઓએ કલમો ભર્યો. આપ તો મ્હારા કાકા થાઓ, એટલે આપને મ્હારા ખાસ માણસોને મોકલી કહેવડાવ્યું. પણ જ્યારે મારા માણસોને આપના તરફથી સંતોષકારક જવાબ મળ્યો નહિ, ત્યારે મનમાં મેં વિચાર કર્યો કે, આમાં કાંઇક સમજ ફેર થયેલ છે, અને કાકાને અને આપણુને કોઇ વાતની જુદાઇ નથી, માટે આપને સમજ પાડવા ખાતિર, અને આપના માનને ખાતિર, મ્હારે ખુદ પોતે આપની સમક્ષ રૂબરૂમાં આવી, આપને સમજુતી આપી, આપનો સંદેહ ટાળવો એમ મેં દુરસ્ત ધાર્યું. તે મુજબ મેં પોતે આવીને આપને સર્વે ખુલાસો કર્યો છે, અને હવે હું આશા રાખું છું કે, આપના સર્વે સંદેહ ટળ્યા હશે, અને મારા વિષે આપનું મન હવે શંકાશીલ હશે નહિ. તો હવે ખોદાના ફરમાનને માન આપી, ઇસ્લામી દીનનો એકરાર કરી, પ્રતિમા પૂજવી બંધ કરો, અને કલમો ભરશો એવી આશા છે, અને તેમાં કોઇ વાતની આપને હરકત નથી." નબીસાહેબે સમજુતી આપવામાં કંઇ મણા રાખી નહિ, પણ અબુસામે બિલકુલ માન્યું નહિઃ—

કલ્મું ન [૨]ચાં [૩]કુલૂફમેં. [૪]મુકે તાં ન [૫]સોહાય,
જેકાં મુ ઇજી આય, સા નીભાય ધસનીહસે.

---

૨. ચાં-કહુ઼ં. ૩. કુલ્ફમેં-દિલમાં. ૪. મુકે તા-મને તો.
૫. સોહાય-ગમવું. બીજી લીટીનો અર્થ બરોબર બેસતો નથી.

નબીએ પોતામાં કંઇ બાકાત રાખી નહિ, પણ અબુમી-આંએ તો બિલકુલ માન્યું નહિ. નબીસાહેબને માઠું લાગ્યું, અને "ખયેર" કહી પોતાના રિસાલા સાથે ઉઠી નિકળ્યા, ને પોતાને વતન પાછા ફર્યાં. મનમાં આંટ રહી ગઇ કે કાકાએ મારૂં કહ્યું માન્યું નહિ. પણ કાકો જાણી સગાસંબંધમાં વેરઝેર ન બંધાય, માટે મનમાં દ્વેષ બુદ્ધિ રાખવાને બદલે, ઉદાર ચિત્તથી આ બનાવ ગણકાર્યો નહિ. નબીસાહેબની ઓરત ફાતમાબીબી હતી, તેની પાસે અબુસામથી છાનામાના તેના ચારે દીકરાઓ વારંવાર આવતા, અને બીબી પણ તેની સાથે હસે બોલે, અને સારી મમતા રાખે.

અબુસામે કલમો ન ભર્યો, એટલે કેટલાકો અબુના પક્ષમાં ભળ્યા, ને કેટલાકો નબીના પક્ષમાં ભળ્યા, એમ બે પક્ષ થયા. કેટલાક વર્ષ વીતે અબુસામ મરણ શરણ થઇ, ખોદાની દરબારમાં પધાર્યા. અબુના મૃત્યુના વર્તમાન વિદ્યુત્વેગે નબીસાહેબને મોમનોએ આવીને કહ્યા, ને અરજ કરી કે અબુસામ તો ગુજરી ગયા, માટે જે લોકો ધણીનું ફરમાન નથી માનતા તેને હવે કતલ કરવા જોઇએ. અમારો જુસ્સો બહુ ઉછળી આવે છે, ને અબુના દીકરા પણ જો ન માને તો, તેઓને પણ કતલ કરવા જોઇએ. ત્યારે નબીસાહેબ બોલ્યા કે "મારો કાકો તો ગુજરી ગયો. અને તેના દીકરાઓ તે મારા કાકાના દીકરા ભાઇઓ થાય તેને મારાથી મરાય નહિ, અને એવી વાત તમે કરશો નહિ."

મોમનોએ તો મનમાં વિચાર કર્યો કે, એ ચારે ભાઇઓને તો કતલ કરવા, એટલે એની પક્ષના સર્વે પોતાની મેળે કલમો ભરશે, એવો દઢ નિશ્ચય કરી, તેઓની પાછળ મારાઓ મૂકી દીધા. આ વાતની ખબર ચારે ભાઇઓને થતાં, તેઓ બીબીને શરણે દોડી ગયા, ને તેને પોતાના પ્રાણ બચાવવા અરજ કરી. બીબી બોલી "તમારા બાપે આમ કરવું ઘટિત નહોતું. તમે કલ્મો ભર્યો નથી, માટે એ પક્ષવાળા તમને તો જરૂર મારશે, માટે તમો અત્રેથી જતા રહો તેમાંજ સાર છે." ભાઇઓએ કહ્યું "એ બધી વાત ખરી પણ અમે જઇએ તે ક્યાં?" બીબીએ કહ્યું તમે ફકર નહિ કરો, એટલું કહી લોંડીને બોલાવીને કહ્યું કે જા! જઇને જોઇ આવ નબીસાહેબ શું કરે છે? તે જોઇને જવાબ લાવી કે "નબીસાહેબ તો નિમાજ પઢીને, મસીદના મેહરાબમાં બેસીને પાઘડી બાંધે છે. બીબી બોલી આ મોકો બહુ સારો છે. હુમણાને હુમણા તમે નિકળી જાઓ, પછી નિકળાશે નહિં. એટલું કહી બીબીએ એક કાગળની † બેડી (હોડી), બનાવી તે પર કલમો પઢીને, તે બેડીને મજબૂત કરી, કે તેના પર આફત આવી ન પડે. એ હોડીનું નામ બાબલ બેડી પાડયું. ભાઇઓએ બીબીને કહ્યું કે "અમે તમારે શરણે આવ્યા છીએ માટે અમે સુખી થઇએ, એવી દુઆ આપો." બીબી બોલી કે "અહીઆં પણ તમે જીલ્લેદાર રાજા હતા, અને હવે તમે જ્યાં જશો ત્યાં પણ રાજ્યના ધણી થશો, એવી મારી તમને દુઆ છે.

---

† બેડી એટલે હોડી. કહેવત છે કે "બેડો પાર" તે ઉપરથી કહેવત પડી. એ નામનો કબીલો યાને વંશ મુસલમીનોમાં છે.

હવે આ ચારે ભાઇઓનો માણુ નામનો એક કુરેશી મિત્ર હતો, તેમને નિત્ય એક બીજાને મળ્યા વગર ચાલે નહિ. જ્યારે એ ચારે ભાઇઓને ત્યાં મળવા ગયો, ત્યારે તેમને દીઠા નહિ. એટલે મનમાં વિચાર કરવા લાગ્યો કે, એઓ કયાં ગયા હશે! ઘણે ઠેકાણે શોધ કરી, છેવટ ફાતમાબીબીને ત્યાં આવ્યો, ને જોય છે, તો આ ચારે ભાઇઓ કાગળની હોડીમાં બેઠા છે. તેમને સર્વેને માણે સલામ કરી પુછયું કે આ શું? ત્યારે તેઓ બોલ્યા કે "અમારી પાછળ મારાઓ પડવાથી બીબી સાહેબને શરણે આવ્યા, અને તેની દુઆ લઇ મિસરસામ મુકીએ છીએ" ત્યારે માણુ કહે "તમ વગર મારાથી કેમ રહેવાશે" એટલે ત્રીજો ભાઇ નરપત બોલ્યો "તું દિલગીર થા નહિ. બીબીસાહેબાની રજા લઇ તું બેલાશક અમારી સાથે ચાલ." પછી બીબીની તેઓએ આજ્ઞા લીધી. પણ માણુ કહે "બધી વાત ખરી, હું તમારી ભેળો આવું તો ખરો, પણ મારી પછવાડે મારા મા બાપ જઇફ છે, અને મારી પાસે ધન તો છે નહિ, તેની મને બહુ ફીકર થાય છે. નરપતની અરજ ઉપરથી બીબીએ માણુના મા બાપને જીંદગી સૂધી અન્નવસ્ત્ર પૂરા પાડવાનું વચન આપ્યું. એ સાંભળી માણુ બહુજ રાજી થઇ ગયો, અને એ ચારે ભેગો એ પાંચમો હોડીમાં ચડી બેઠો. નરપત બોલ્યો કે આ કાગળની હોડી છે, તે કેમ પાર ઉતરશે! બીબી કહે કે મારી દુઆ છે એટલે હોડી કબુ ડૂબશે નહિઃ—

બેડી બાબલ [1]નંગેઆ, [2]અચી બેઠા પાણુ,[3]
હીજે પરતા તું ઇકે, સારબ તું ઇકે જાણ.

---

૧ નંગેઆ-લંગર કર્યું. ૨ અચી-આવી. ૩ પાણુ-આપણે. બીજી લીટીનો અર્થ બરુતો નથી.

એ બાબલ બેડીને બીબી સાહેબે, બે હાથે ઉંચી કરી, દરિયામાં તરતી મૂકી દીધી. પછી હોડી ચાલી. તેઓ દરિયામાં આગળ ચાલ્યા જાય છે. એ વાત આટલે રહી, અને આપણે આપણી વાર્તાના સૂત્રને અન્ય પ્રસંગના અનુસંધાનમાં ફેરવીએ.

સર્વે દેવોના દેવ, મહાદેવ સ્વામી યોગીશ્વર કહેવાય છે. તેમની સન્નિધમાં એક ચારણનો છોકરો, શિવજી તથા તેના નંદી પોઠીઆની ચારે પ્રહર હમેશાં સેવા કરે છે. તે ચારણીઆએ એક દિવસ અપ્સરાઓ દીઠી, તેનું અનુપમ રૂપ જોઇને એ કામાતૂર થયો, અને પોઠીઆને મૂકી દઇ અફસોસમાં ઉંધું માથું કરી પડી રહ્યો. એટલામાં શિવજી આવ્યા, ને જોય છે તો, ચારણીઓ ઉંધું માથું કરી પડયો છે. એટલે તે બોલ્યા, "અરે! છોકરા! ચારણીઆ! તું આમ કેમ પડી રહ્યો છે, નંદીની ચાકરી કેમ કરતો નથી ?" ત્યારે તે બોલ્યો "મહારાજ! મેં તો આજે એક ભારે કૌતુક દીઠું!" શિવજી પૂછે "એવું તે શું કૌતુક દીઠું." ચારણીઓ કહે "મહારાજ! આજે તો મેં અપ્સરાઓનું એક ટોળું દીઠું. તેમના સુમધુર, સુકોમળ, અને સ્વર્ગની સુંદરી જેવા સૌન્દર્યથી, મારૂં મન અતિ ઉદ્વેગ થયું છે, ને મને એવી પ્રબળ ઇચ્છા થઇ છે કે, તેમાંથી એકાદ મને મળે ને હું પરણું." શિવજી કહે "અરે! વાહરે! મુર્ખા! તું ગાંડો થયો છે કે શું!" પણ એણે તો હઠ પકડીને કેમે કર્યો ઉઠે નહિ. શિવજીનો તે સ્વામીનિષ્ઠ સેવક, સેવાધર્મના સર્વથા ગહનવિષયનો જ્ઞાતા હોવાથી મહાદેવજીએ, તેની મનકામના પૂર્ણ કર્યા વગર છૂટકો નથી એમ જાણી, તેજ વખતે અપ્સ-

રાઓને તેડાવી. અપ્સરાઓ તુર્તજ હાજર થઇઓ, ને હાથ જોડી ઉભી રહી. શિવજીએ કહ્યું "તમારામાંથી એક જણીએ આ ચારણીઆ સાથે લગ્ન કરવાં પડશે." ત્યારે તેઓ બોલી "મહારાજ! એ વાત તે કેમ બને? અમે તો સ્વર્ગની સુંદરીઓ, દેવોની દેવાંગનાઓ. અલપુકારીની અપ્સરાઓ કહેવાઇએ, અને આ તો મૃત્યુ લોકનો માનવી, ને તેમાં વળી ચારણીઆ જેવી કનિષ્ઠ જ્ઞાતિ, તેની સાથે અમારાં લગ્ન તે શી રીતે થાય? એ તો કાગડાને ડોકે કાંટલો—આપ એ તે શી આજ્ઞા કરો છો તે જરા વિચારી જુઓ." મહાદેવજી કહે "એ બધી વાત પડતી મૂકો. મારૂં વચન મિથ્યા નહિ થાય, ને તેમ કરવુંજ પડશે." છેવટ એક આવડ નામની અપ્સરા બોલી "મહાદેવજી! આપ તો કૈલાસપતિ છો, માલેક છો, આપની આજ્ઞા મુજબ હું લગ્ન કરવા તૈયાર છું, પરંતુ એક સરતે, કે હું તેની સાથે બિલકુલ બોલીશ નહિ." ત્યારે મહાદેવજીએ ચારણીઆને પૂછયું "એલા! ચારણીઆ, બોલ! આ અપ્સરા તારી સાથે પરણશે ખરી, પણ બોલશે નહિ, તે તારે કબૂલ છે?" ચારણીઓ કહે "અરે! બોલે ન બોલે તેનું કાંઇએ નહિ. પણ સંસાર વ્યવહાર તો કરશેને, બાપજી!" એ રીતે કબૂલાત લીધા પછી, મહાદેવજીએ ચારણીઆને તે અપ્સરા પરણાવી આપી.

ચારણીઆ ભાઇએ તો, આવડ અપ્સરાને ખાસી મજેની ચારણીઆણી બનાવી દીધી, ને તેની સાથે ગૃહસ્થાશ્રમની મોજમજાહ માણવા માંડી. તેના પરિણામે આવડને પેટે નવ

પુત્ર રત્ન અવતર્યાં, અને દશમો ગર્ભ તો હજુ પેટમાં છે, અને ચારણીઆ ભાઇ તો મૂછે તાલ દઇ ગામમાં ફરે. રસ્તે રસ્તે તેના દોસ્તોને ખબર પડી કે, ચારણીઆના ઘરમાં તો અપ્સરા છે, એટલે તેના ભાઇબંધો તેને ઘેર આવી પૂછવા લાગ્યા કે " ભાઇ' આ વાત ખરી કે તારે ઘેર અપ્સરા છે! એમ હોય તો તૂ મોટો ભાગ્યશાળી તો ખરો." ચારણીઆએ કહ્યું કે " હા! ભાઇઓ! તમારી વાત તો ખરી છે. એ અપ્સરા મને મહાદેવે પરણાવી આપી છે." દોસ્તો બોલ્યા " ચાલો! બહુ સારી વાત છે. અમે ખુશી થયા છીએ, ને તને મુબારકબાદી આપીએ છીએ. અમારા જેવું કામકાજ હોય તો સુખેથી કહેજે " એમ હેતભર્યા ઉદ્ગારો કાઢતાં કાઢતાં એક મિત્રે પૂછયું " અરે! ભાઇ! અમે સાંભળ્યું છે કે, એ અપ્સરા તારાથી બોલતી નથી. એ વાત શું ખરી છે?" ત્યારે ચારણીઓ કહે " હા! ભાઇ! મને સર્વે વાતનું સુખ છે. કોઇ વાતની મણા નથી. ફકત એક વાતની ખામી છે. એ મારી સાથે બોલતી નથી, આ વાત કોઇને થાય નહિ, પણ તમે દોસ્તો છો, એટલે તમને કહું છું." તે સાંભળી દોસ્તો બહુ દિલગીર થઈ કહેવા લાગ્યા " બીજું બધું સુખ તે શયા કામનું, ખરો ખુબી તો હેતથી બોલે ચાલે તેમાં છે. એ સુખ ન કહેવાય. મુંગું મુંગું જીવતર નકામું છે." ચારણીઓ લાચાર થઇ કરગરવા લાગ્યો કે, તેનો કંઇ ઉપાય હોય તો બતાવો. કારણ પરસુતી વખતે, અપ્સરાએ અબોલા રહેવાની બાધા કરી છે. દોસ્તો કહે " અમે કહીએ તેમ તૂં કર. સાપ પણ ન મરે, અને લાઠીઓ પણ ન કુટાય, ને વળી અપ્સરા તારાથી




ઉંધી તાંબડીએ ગાય દોહતો ચારણ.

બોલે, તારૂં કામ થાય ને તારા વચનને બાધ ન લાગે તો કેમ!" ચારણીઓ બોલ્યો "અરે! ભાઇ સાહેબ! તો તો તમારો ઉપકાર જીવું ત્યાં સૂધી ન ભૂલું." દોસ્તો કહે "સાંભળ! તારે ઘેર દુઝાણું છે કે નહિ?" ચારણીઓ કહે કે "એક ભેંસ છે." ત્યારે દોસ્તોએ પૂછયું કે "તારી અપ્સરા પાણી છાણી કરી મરે કે નહી." ચારણીઓ કહે "કામ તો બધુંએ કરે, પણ ફકત બોલે નહી, જાણે સાવ મૂંગી!" દોસ્તો પૂછે "વારૂ ત્યારે ભેંસ દોહય કોણ?" ચારણીઓ કહે "ભેંસ તો હું દોહું છું." ત્યારે દોસ્ત કહે કે "જ્યારે તું ભેંસ દોહવા બેસે ત્યારે, આવડને કહેજે કે તાંબડી લઇ આવ. જેવી તાંબડી લઇ તને આપે કે ગુંઠણુ વચ્ચે ઉંધી રાખી, ભેંસ દોહવા મંડી પડજે, એટલે દૂધની ધારા નીચે પડશે, એટલે તે તુરત બોલી ઉઠશે, સમજયો હવે?" આ યુકિતથી ચારણીઓ તો રાજીનોરેડ થઇ ગયો, ને દોસ્તદારો જતા રહયા. જ્યારે સાંજ પડી ને ભેંસ દોહવાનો વખત થયો ત્યારે, ચારણીઆએ આવડને તાંબડી લાવવાની બૂમ મારી, અપ્સરાએ તાંબડી લાવીને ચારણીઆને આપી. તે તાબડતોબ લઇને ચારણીઆએ બે ગુંઠણુ વચ્ચે ઉંધી મૂકીને, તે દોહવા મંડી પડયો, એટલે દધની ધારા સરરર સરરર નિકળે, તે ચારે મેરથી નીચે પડવા લાગી.

એટલે આવડ ગાભરીફાઇડ થઇને, મનમાં બોલી ઉઠી "હાય! હાય! આજે આની ડાગળી ચસકી ગઇ લાગે છે" એમ જાણી મોટેથી બોલી "અરે! આજે ભાંગબાંગ પીધી

છે કે શું? અભાગીઆ! આ તે શું કરે છે?" એ સાંભળી ચારણીઓ ખુશીમાં આવી બોલી ઉઠયો "હાઆઆશ-બોલી બોલી-બોલી-હું એજ માંગતો હતો." અપ્સરા સમજી ગઇ કે, આ અભાગીઆએ તો ભૂંડી કરી, મારૂં અબોલાવ્રત તોડાવ્યું" એટલે શાપ આપ્યો કે "તારા દશે દીકરે વંશ જશે, અને તેની બાયડીઓ ઉધરી (વંઠી) જશે" ને ચાલી નિકળી. ચારણીઆએ ઘણાજ કાલાવાલા કર્યા, પણ ફોકટ. એ અપ્સરા ત્યાંથી ચાલી, તે ઓસંભડા (ગામ) આગળ આવીને, ત્યાં દીકરો જણ્યો. તેને જોઇને મનમાં વિચાર્યું કે, વંશ પણ ન રહે તો સારૂં, એમ ધારી આડીઅવળી નજર ફેંકી, તો એક મ્હોટું તૂંબડું દીઠું. તે લઇ તેમાં એક ડગળી કાપી, તેમાંથી કચરો કાઢી, તેમાં એ છોકરો મૂકી દીધો, ને ડગળી પાછી દઇ દીધી, ને તૂંબડું ત્યાંજ પડતું મૂકી, પોતાને ઠેકાણે આવી ગઇ, પણ રામ રાખે તેને કોણ મારઃ-

ડાહુત તુને કોંહુ બરે, ઘેરે છૂટે ઘાહુ,
રખે [1]જીન અધ્વાહુ, તાપ [2]અચે [3]તિનકે.

એ રીતે તૂંબડામાં બાળક છે, ને તૂંબડું ત્યાં પડયું છે. એટલામાં વૃષાઋતુ હોવાથી વરસાદ પડયો, ને તૂંબડું તણાતું દરિયામાં ગયું. દરિયામાં તૂંબડું તણાતું તણાતું આવે છે, તેની સામેથી, ઉપર જણાવી ગયા, તે બાબલ બેડી પણ દરિયામાં ચાલી આવે છે. તેમાં બેઠેલા પાંચે જણાએ આ તૂંબડું તરતું દીઠું,

---

૧ લી લીટીનો અર્થ બેસતો નથી. ૧. જીન-જેને. અધ્વાહુનો અર્થ બેસતો નથી. ૨. અચે-આવે. ૩. તિનકે-તેને.

ને વિચાર કરવા લાગ્યા કે "આ તે શું હશે?" નજદીક આવતાં માણુ બોલ્યો "આ તો તૂંબડું છે, તૂંબડું" ત્યારે એક કહે હું લેવા જાઉં, ને બીજો કહે હું લેવા જાઉં. એમ એક બીજામાં રકઝક કરવા લાગ્યા. ત્યારે માણુ બોલ્યો જે "તમે બધા રહેવા દો. હું તમારો ચાકર છું, માટે મને જવા દો. જોકે હું તરી તો નથી જાણતો, પણ મારી પાસે તૂંબડું છે. મારી કમરે ફાળીઉં બાંધી મને દરિઆમાં નાંખો, તો હું એ તૂંબડું લઇ આવું." તેનું કહેવું બધાએએ માન્ય રાખ્યું, ને ઉપર પ્રમાણે માણુ દરિયામાં પડયો, ને તૂંબડું લઇ આવ્યો. તંબડાને ડગળી દીઠી. તે ડગળી ઉખેડીને જોયું, તો તેમાં એક બાળક નજરે પડયું. તેને બહાર કાઢયું, તો તેને વાચા થઇ ને બોલવા લાગ્યું. ચારે ભાઇઓ કહે કે, આપણે એ બાળકને રાખશું, ને તે મોટો થશે ત્યારે આપણને કામ લાગશે. એ રીતે બેડીમાં છ જણ થયા. બેડી આસમ પાસે આવી લાગી ને ત્યાં તેઓ ઉતર્યા. આસમપર જોય છે તો, નબીસાહેબ બેઠા બેઠા પાઘડી બાંધે છે. ચારે ભાઇઆ તેને જોઇને બ્હીધા કે "હાય! મૂવા! નબીસાહેબ તો અહીંઆ પણ આવી પૂગ્યા છે, ને જરૂર મારી નાખશે, એટલે ન્હાનવાની તજવીજ કરવા લાગ્યા. આમ તેમ જોયું. તો માતાનું દેવળ દીઠું, ત્યાં દોડી ગયા. ને માતાને પગે પડી અરજ કરવા લાગ્યા કે "હે માતાજી! અમે નબીસાહેબની બ્હીકથી અમારૂં વતન મૂકીને નાઠા, ને અત્રે આવ્યા તો અમારા કર્મે અત્રે પણ નબીસાહેબ આવી ઉભા. તેથી ન્હાસીને જીવ બચાવવા તારે શરણે આવ્યા છીએ." માતાએ કહ્યું "શરણે આવ્યા તો ભલે, બ્હીવાનું કંઇ કારણ નથી. અમે પણ દેવતા અને નબીસહેબ પણ ફિરસ્તા. માટે દેવતા ને

ફિરસ્તાઓ એકમેકની આણ લોપે નહિ." એટલે તેઓ બોલ્યા "હે! માતાજી! તમે ઠીક કહો છો, એ બધી વાત ખરી, પણ અમને નબીસાહેબની ભારે બ્હીક લાગે છે, માટે અમને ક્યાંક પણ સંતાડો" માતાએ તેમની અરજ સ્વીકારી. પોતે ચાકળે ચડી બેઠા. પછી જ્યેષ્ટ ભ્રાતા અસપતને ચાકળા હેઠળ સંતાડયો. બીજા ગજપતને ચૂડમાં સંતાડયો, ત્રીજા નરપતને ઝાડમાં, અને ચોથા ભૂપતને કમરમાં સંતાડયો. બાકી રહ્યો નોકર માણુ તથા તૂંબડાનો બાળક. તે બન્નેને પોતાની સન્મુખ બેસાડયાઃ—

જોગણ વીધો ઝાડમેં, [૧] બ્યો ભવી સમા આઇ[૨]
ત્યો ચડા આઇ ચૂડમેં[૩] ચોથો ચાકળે બંધાઇ.[૪]

એ રીતે માતાજીએ ચારેને સંતાડયા, એટલે નબીસાહેબ માતાના મંદિર સન્મુખ આવી ઉભા, ને માતાના દર્શન કર્યાં, ને એક બીજા મળ્યા. નબીસાહેબે માતાજીને કહ્યું કે "તમારી પાસે અમારા ચાર જણા આવ્યા છે તે આપો." માતાજી બોલ્યા કે તેઓ તમારી બ્હીકે મારી શરણે આવ્યા છે." એટલે નબીએ કહ્યું "એ તો નાહક અમારાથી બીહે છે. અમે કંઇ તેઓને મારવા ચાહતા નથી!" માતાએ કહ્યું "તમે અમને અભય વચન આપો, કે તેઓનો વાળ વાંકો નહિં થાય." નબી બોલ્યા 'માતાજી' એ તે શું બોલ્યા! અમારે ને તમારે કંઇ જુદાઇ નથી. હું તમને વચન આપું છું, કે હું તેઓને બિલકુલ મારીશ નહિ. એ તો

---

૧ અર્થ-માતાએ એકને ઝાડમાં નાખ્યો, ૨ બીજાને સામા બેસાડયા, ૩ ત્રીજાને ચૂંડમાં નાખ્યો, ૪ ને ચોથાને ચાકળે બાંધ્યો. વીધો-નાખ્યો સમા-સામે. આઇ-માતા.

મારા કાકા અબુસામના દીકરા થાય છે, ને મ્હારાથી છાના ન્હાસી નિકળ્યા છે, માટે તેઓની ભાળ કાઢવા આવ્યો છું, કે એ સુખી છે કે દુઃખી, તો પછી હું તેમને મારૂ તે કેમ? હું તો ઉલટી તેઓને દુઆ આપીશ." માતાજીને ભરોસો આવ્યો ને બોલ્યા "હવે તમે ભલે તમારે આસને સુખેથી સીધાવો, એમને હું તમારી પાસે મોકલી આપું છું." એ સાંભળી નબી-સાહેબ ચાલી નિકળ્યા, ને માતાજીએ ચારે ભાઇઓને બહાર કાઢીને કહ્યું કે "હવે તમે નબીસાહેબની બિલકુલ ધાસ્તિ રાખો નહિ. મારા કહેવાથી તમો તેની પાસે જઇ સલામ કરો." તેઓ કહેવા લાગ્યા "માતાજી! અમને નબી પાસે મોકલો નહિ. એ અમને જરૂર મારી નાખશે." માતાજી કહે "તમે ફિકર કરો નહિં. મેં વચન લીધું છે. મારા શુકનથી તમે નબી પાસે જાઓ. તમારા વાળને આંચ સરખી આવવા નહિ દઉં, અને નબી સાહેબ તો તમને સામી દુઆ આપશે, જેથી તમારૂં કલ્યાણ થશે, અને તમારો દિવસ ચઢતો થશે. તમે આગળ જતાં મુલકના ધણી થશો." એટલે તેઓ પુનઃ બોલ્યા "અમે જે કારણે ન્હાસી નિકળ્યા છીએ તે સાંભળો. નબી-સાહેબ અમોને પોતાના દીનમાં લેવા માગે છે, ને તેને કલમો ભરવા કહે છે. તેની અમોએ ના પાડવાથી, અમને મારવા ચાહે છે, ને પરાણે કલમો ભરાવવા માગે છે. માટે તમારે શરણે ન્હાસી આવ્યા છીએ." માતાજી બોલ્યા "નબીસાહેબ તમને પરાણે કલમો ભરાવશે નહિ. એ તો તમારી ખુશીની વાત છે. મારૂં વચન રાખશો તો રાજપદ્વી પામશો, અને તે રાજ્ય

તમને કાયમનું મળશે. કોઇ દિવસ જશે નહિ." આવા ખુલાસાથી બધાઓએ માતાની આજ્ઞા માની, એટલે માતાએ તેમની પૂઠ થાપડી, અને માણુ કુરેશીની ભલામણુ માતાજીએ નરપતને કરીઃ—

## મેરૈયા વંશ કેમ થયો?

માતા બોલ્યા કે "માણુ મારી ચાકરી બહુ કરી છે, અને એ તો મારો મેરૈયો છે. અને તેને તૂં નિભાવજે, ને તેને મેરૈયો બનાવ્યો છે, અને મારા હુકમથી તેના વંશજો પણુ જે થશે, તેને મેરૈયાની છાપ લાગશે, માટે એ માણુ મેરૈયાને મુકી દેતા નહિ, તે નરપતે કબૂલ રાખ્યું.

## સમા તથા તુમેર રજપૂતો કેમ થયા?

પછી એ ચારે ભાઇઓએ માતાજીને પૂછયું "આ તૂંબડાંમાંથી નિકળેલો છોકરો કોણુ છે!" માતાજીએ તેનું નામ પૂછતાં તેઓએ કહ્યું "માતાજી! અમને તો દરિયામાંથી તૂંબડું મળ્યું. તેમાંથી એ નિકળ્યો, એટલે તેને અમે તુમેર કહી બોલાવીએ છીએ. હવે તમારો ફરમાન હોય તેમ કરીએ." ત્યારે માતાજી બોલ્યા "તુમેર તો એની જાત કહેવાશે, બાકી એનું નામ તો સામુર રાખજો. અને તે આજથી દેવીપુત્ર કહેવાશે, અને તમારા વંશજો જે થશે તે સમા કહેવાશે. અને માણુ મેરૈયાને, તથા સામુરને, તથા તેઓના વંશજોને ચાકર તરીકે બોલાવતા નહિ. એ આજથી તમારા માંગણુ છે. તેને તમે વંશપરંપરા નિભાવજો, હું તમારા ઉપર તુષ્માન છું. એટલું

કહી છએ જણાની માતાજીએ પુનઃ પૂઠ થાપડી કહ્યું "હવે તમે સુખેથી નબી પાસે જાઓ" પછી છએ જણ જ્યાં નબીસાહેબ હતા ત્યાં બ્હીતા બ્હીતા ગયા, ને છેટે ઉભા, એટલે નબીસાહેબે તેમને પુછ્યું કે "તમે શું કરવા મારાથી બીહો છો, બેલાશક મારી પાસે ચાલ્યા આવો, અમે તમારૂં નામ લેશું નહિ. તમે માતાને શરણે આવ્યા છો, તો અમે તો તમને દુઆ આપશું." એટલે તેઓ પાસે આવ્યા, ને તેની પાસે બેઠા. તેમને નબીસાહેબે કહ્યું "સાંભળો! જેટલી રૈયત છે તે સર્વેએ ખુદાના ફરમાનને માન આપી મને કલમો ભર્યો છે, માટે તમારે પણ કલમો ભરવો જોઇએઃ—

સમા અચો સામુઓ, રખો નબી અડાનીથ,
[1]અચી [2]વીઓ તે સથ, [3]જીકી કલમું તાં [4]ચચે [5]કુલુપમે*
સમા અચી સભા ઉલથા, હથ કમાનીચે લીમથા,
નાઉ અચી નબી કમથા, હિં સમે, જા પુરા પરહયા.

એ રીતે જ્યારે નબીસાહેબની સામા આવી બેઠા તે દિવસથી **સમા રજપૂતો** કહેવાયા. કલમો ભરવા બાબત ત્રણ ભાઇ બોલ્યા જે "અમારા બાવા અબુસામે કલમો ભર્યો નથી તો અમે કેમ ભરીએ." નબીસાહેબ તો મોટા સામર્થવાન છે, તે ત્રણે ભાઇઓના દિલની વાત જાણી ગયા કે આ ત્રણે ભાઇઓ તો કલમો ભરશે નહિ, પણ મોટા ભાઇ અસપતની

---

* પહેલી બે લીટીનો અર્થ—હે સમા રજપૂતો તમે સામા આવો, નબીની આડ રાખો, જેના દિલમાં કલમો ભરવાનો વિચાર હોય તે આવી સાથમાં બેસો. બીજી બે લીટીનો અર્થ બેસતો નથી. ૧ અચી—આવી ૨ વીઓ-બેસો ૩ જીકી-જેને ૪ ચચે-કહેવું ૫ કુલુપમે-દિલમાં.

મરજી છે, એવું જાણી તેને પૂછયું "કેમ! અસપત! તારો શું વિચાર છે? તું કલમો ભરીશને? તો હું ખુદાની બંદગી કરી તને માગી મુલકનો બાદશાહ બનાવી દઇશ."

અસપત [6]ભરઉ કલમું, [7]ગીન નબી અજિબાઇ,
જા [8]તોકે જગદા પાદ્દશાહી, [9]મૌલેશા [10]મંગી ડીઆં.

એટલે અસપતે તો કબૂલ કર્યું, ને નબીસાહેબને કલમો ભર્યો, ને મુસલમીન દીન અંગીકાર કર્યો, ને નબીસાહેબે અસપતની પૂંઠ થાપડી કહ્યું "બચ્ચા તું સર્વેનો સરદાર થશે."

અસપત ભર્યો કલમું, સ એ નબી અજિબાઇ,
[11]તડે મુલક પાદશાહી, મૌલેશા મંગી ડીને[12]

## જામનો ખિતાબ કેમ મળ્યો?

આ ત્રણે ભાઇઓએ વિચાર કર્યો જે અસપત તો મુસલમીન ધર્મી થયો, પણ આપણે તો થવું નથી. પણ માતાએ કહ્યું છે જે નબીની તાબેદારી ઉપાડશો તો ભલું થશે, ને પૂજા મારી કરજો, એટલે નબીની તાબેદારી ઉપાડવા અરજ કરી. નબીસાહેબ બોલ્યા જે તમે અમારૂં માન રાખી અમારી તાબેદારી ઉપાડવા માગો છો, તો ખુદા પાસે માગીને તમને દેશના ધણી બનાવીશ. પણ અસપતે ધણીના ફરમાનને માન આપી કલમો ભર્યો છે, માટે તેની હકુમત સૌથી શ્રેષ્ટ થશે, તેની તાબેદારી હેઠળ તમે રહેશો. અસપતના વંશજો

---

૬ ભરઉ–ભર્યો ૭ ગીનલે "જા, હું ખોદા પાસે માંગીને જગતની બાદશાહી આપું છું" ૮ તોકે-તને ૯ મોલેશા–ખોદા ૧૦ મંગી–માગીને ડીઆં–આપું. ૧૧ તડે–ત્યારે ૧૨ ડીને–આપી.

દિલ્હીપતિ થશે, ને મહા પ્રતાપી થશે, ભૂપત કાચ્છામાં જેસલમીરનું રાજ્ય કરશે, ને અસપત તો મારો જીગરજાન છે, તેને અમારી ભેળા તેડી જઇશું, નરપત ગીજનીમાં રાજ્ય કરશે, ને ગજપત સોરઠનું રાજ્ય કરશે, અને તમારા ત્રણે ભાઇઓના વંશજો કચ્છ રાજ્યના ધણી થશે, એવી મારી દુઆ છેઃ—

અસપત જા દિલિઅ રાજીઓ, નરપત જા નગરમેર,
ગજપત જા ગિરનાર ડ વાસીદા, ભૂપત જા જેસલમીર.

એ પ્રમાણે નબીસાહેબે દુઆ એ ત્રણેને આપી, જામનો એલકાબ આપ્યો, ત્યારથી તેના વંશજો પણ જામ કહેવાયા.

હવે માણ તથા તુમેરનું શું કરવું, તો માણ બોલ્યો જે મારે તો મિસરસામમાં નરપત સાથે મોહબત છે, માટે આપણે નરપત ભેળા રહીશું, બાકી રહ્યો તુમેર. તે તો ચારેને સરખો છે. તેનો એવો ઠરાવ થયો કે, જે ભાઇ સોના ભારોભાર તોળીને તેને રાખે તેનો એ દીકરો થાય. સોનું તો કોઇ પાસે નહોતું. પરંતુ નરપત મિસરથી સોનાની એક ચકી સાથે હોડીમાં બેઠો હતો, તેણે ભારોભાર તુંમેરને તોળી લીધોઃ—

બાબલ ચડી ઠસતો, માણ મંગણે હાર,
બ્યો સમે સોન ભાર, તુમેર તોરે રખીઓ.

એ રીતે માણ તથા તુમેર નરપતના થયા. અને નબીસાહેબ અસપતને પોતાની સાથે મિસર તેડી ગયા, અને ત્રણે ભાઇઓ તેનાથી જૂદા પડયા. તુમેરે નરપતને કહ્યું, તમે

માતાનું વચન માન્યું, ને નબીસાહેબની દુવા છે, તો આપણે જ્યાં જશું ત્યાં સુખી થઇશું.

ત્રીઓ સોન તોરીઓ,[3] તો તોરીઓ તુમેર,
[4]થીંધે [5]થધા પેર, [6]સુખ વસને સામજા.

એવી રીતે જાદા પડી ચાલ્યા, ને નરપત ભેળા સામુર તથા માણુ બે જણા છેઃ—

સામુ ને સામુર, મંગણું નીંગઓ માણુ,
હિંસમે જીરે આણુ, સાથ સ ભાઇ નીગઓ.

નરપત કાબૂલ તરફ ગયો, ગજપત નબીસાહેબના હુકમ પ્રમાણે સોરઠ ગયો, ને તેના વંશજોએ જુનાગઢમાં રાજ્ય કર્યું. તેના વંશમાં વીરમનો દીકરો જે જખરાનો પોત્રો રા' ખેંગાર મોટો પ્રતાપી ને દાતાર થઇ ગયો, તે રા' ખેંગાર ને રાણકદેવીની વાર્તા મશહુર છે.



3 તોરીઓ-તોળીઓ. 4 થીંધે-થશો. 5 થધાપેર-ઠંડા પહોર થશે ત્યારે 6 સુખેથી વસશો એટલે રહેશો. સિંધી ને કચ્છી ભાષા એકત્ર હોવાથી, અને સિંધિ ભાષાથી અજ્ઞાન હોવાથી અર્થ બરાબર બેસતા નથી. તો પણ કચ્છી ભાષાના જ્ઞાનને લીધે આટલો પણ અર્થ બેસાડી શકયો છું.

# રા' ખેંગાર અને રાણી સોરઠ.



સમાવંશના રજપૂતોમાં જે અબુસામ થઇ ગયા, તેને ચાર પુત્રો થયા. અસપત, ગજપત, નરપત, અને ભૂપાર. એ ચાર ભાઇઓમાં અસપત મુસલમીન ધર્મી થયો, ને નબી પેગંબરનો અનુયાયી થયો, જેના ફરમાનથી તેના વંશજોએ દિલ્હીમાં રાજ્ય કર્યું. ભૂપતના વંશજોએ જેસલમીરમાં રાજ્ય કર્યું. અસપત મિસર ગયો. અને નરપત કાબૂલ ગયો. ગજપતના વંશજોએ સોરઠમાં રાજ્ય કર્યું. તેના વંશમાં વીરમનો દીકરો અને જખરાનો પોત્રો રા' ખેંગાર મ્હોટો પ્રતાપી દાતાર થઇ ગયો. તે રા' ખેંગાર અને રાણી સોરઠ વિષેનો રસિક ઇતિહાસ વાચકવૃન્દને વાર્તાના વિનોદ સાથે, પ્રાચીન તવારીખનો પૂર્ણ પરિચય કરાવશે.

સિંહલદ્વીપમાં ભોજ પરમાર રાજ્ય કરતો હતો. તેને પેટે કંઈ સંતતિ નહોતી, ને કેટલેક કાળે તેની પત્નીને કોખે પુત્રી અવતરી તેનું નામ સોરઠ પાડયું. આ પુત્રી મૂળ નક્ષત્રમાં જન્મેલી હોવાથી, જોષીઓએ તેના જન્માક્ષર જોઇને કહ્યું કે "એ પુત્રીનું મોઢું તેના પિતાએ જોવું નહિં. એના ગૃહો એવા ખરાબ છે કે, જો કદાચ મોઢું તેનું જોય તો પિતાનું રાજ્ય જાય." ત્યારે રાજા ભોજે જોષીઓને પૂછયું કે "એ કુંવરીને ત્યારે મારે શું કરવું?" જવાબમાં જ્યોતિષી-

ઓએ કહ્યું કે, તે કુંવરીને એક પેટીમાં ઘાલીને, ઉપર હવા જવાને કાણુા કરીને, પેટી દરિઆમાં તરતી મૂકી દ્યો. એ બાળકીનું આયુષ્ય ઘણું જ દીર્ઘ છે, એટલે મરવાની તો નથીજ. જેને હાથ પડશે તે પાળી પોષી મોટી કરશે." ભોજરાજાએ જોષીઓના કહેવા પ્રમાણે કુંવરીને પેટીમાં ઘાલી, પાણી પ્રવેશ ન થાય તેમ હવાના છિદ્રો રાખી, પેટી બંધ કરી, પેટીને દરિઆમાં તરતી મુકી દીધી. કુંવરીનાં ગળામાં એક ચિઠ્ઠી બાંધી તેમાં નીચે પ્રમાણે દુહો લખ્યો:—

**ચોખી જાત પરમાર, સોરઠ સિહુંલદ્વીપકી,**
**નારી સમુદ્ર પાર, બેટી રાજા ભોજકી.**

હવે રૂમશામમાં એક ઓજો કુંભાર રહેતો હતો, તે મ્હોટો ધનાઢય વેપારી હતો. તેનું નામ રતનશાહ પારેખ હતું. તે આ વખતે પોતાના વહાણો ભરી સફર કરવા નિકળ્યો છે. તેના માણસોએ આ પેટી તરતી આવતી દીઠી. ખારવાઓએ તે વિષેની જાણ પોતાના ધણીને કરી. રતનશાહે તેઓને પેટી લાવવા કહ્યું. ત્યારે તેઓએ કહ્યું. " આપના કહેવા મુજબ પેટી તો લાવશું, પણ તે પેટીનો હક અમારો થશે." ત્યારે રતન પારેખ બોલ્યા " પેટી ભલે તમારી, પણ પેટીની અંદરની ચીજ મ્હારી " એવી સરતે ખલાસીઓએ મછવો પેટી તરફ છોડયો, ને પાસે જઇ પેટી પકડી લીધી, અને તે લાવીને રતનશાને આપી. રતનશાએ ઉઘાડી જોઇ, તો તેમાં એક તુર્તની જન્મેલી બાળકી દીઠી, ને પોતે બહુજ ખુશી થયો, ને વહાણો પાછા વાળવાનો તાબડતોબ હુકમ કર્યો, કે ઘેર ચાલો.

વહાણુ પાછા વળ્યાં ને રૂમ ઉપર મુજરો કર્યો. રતનશાએ કુંવરીની ડોકમાં એક ચિઠ્ઠિ જોઇ, તે તેણે છોડીને વાંચી જોઇ, તેમાં ઉપરોક્ત દુહો માલમ પડયો. એ વાંચી રતનશા પારેખના હુરખનો તો પારજ રહ્યો નહિં, અને મનમાં કહેવા લાગ્યો કે મ્હારે ઘેર સંતતિ નથી, તો આ સંતતિ મને પરમાત્માએજ મોકલી આપી, એવું વિચારી કુદરતની અકળ કળાનો ખ્યાલ કરતો મનમાં કહેવા લાગ્યો કે "જેને રામ રાખે તેને કોણુ મારે"! વહાણુમાંથી ઉતરી પોતાને ઘેર ગયો, ને પોતાની સ્રીને કહેવા લાગ્યો કે "તૂં નાહીધોઇને તૈયાર થા, ને પછી આ કુંવરીને ધવરાવ." ત્યારે તે બોલી "કંઇ ગાંડા થયા છો કે શું! મને ધાવણુ તે ક્યાંથી આવે, હોય તો આવેને?" એટલે રતનશા પારેખ બોલ્યા જે "આપણુને આ વીઆ દરિઆમાંથી પરમેશ્વરે આપ્યું છે, તો ધાવણુ પણુ તને તેજ દાતાર આપશે." ધણીની આજ્ઞા પ્રમાણે તેની સ્રીએ તો નાહી-ધોઇ, શુદ્ધ પવિત્ર મને ઇશ્વરની સ્તુતિ કરી, અને બાળકીને ખોળામાં લઇને જેવી તેના મોઢામાં પોતાની ધાઇ આપે છે, કે તેને ધાવણુ આવ્યું. એ રીતે કુંવરીને દરરોજ ધવડાવે, કુંવરી રાતદિન મ્હોટી થઈ ત્યારે કુંવરીનું નામ સોરઠ પાડયું.

એક દિને સોરઠ કુંવરી પોતાના પિતાને કહેવા લાગી કે "પિતાજી! મ્હારે હવે સમુદ્રનું હરહંમેશ આરાધન કરવું છે, તો આજ્ઞા આપો તો પૂજા કરૂં." પિતાએ સુખેથી પૂજા કરવાની આજ્ઞા આપી. પૂજાની સામગ્રી લઇ સાહેલીઓ સંગ દરરોજ સમુદ્રની પૂજા કરવા જાય. પણુ કુંવરી સોરઠના મુખારવિન્દની

અનુપમ લાવણ્યતા, તથા છટા, તેમજ યૌવનદ્વારમાં પ્રવેશ થયેલી તેની ખિલતી કળીના સર્વાન્ગ સુંદર ઘાટની ઘટનાને, અનિમિષ નેત્રોથી નિસ્તબ્ધ ઉભા રહી, રસ્તામાં લોકોનાં ટોળેટોળાં જોવા લાગ્યા. કેટલાએક તો સોળે શૃંગારથી સજ્જ થયેલી સૌન્દર્યવતી સોરઠની પાછળ પાછળ ચાલવા માંડયા, અને રસ્તામાં ચાલવાનો પણ માર્ગ મળે નહિ, એટલી ગડદી થઇ હતી. આ દેખાવ રતનશાના જોવામાં પોતાની મેડી ઉપરથી આવ્યો, અને તેના મનમાં થયું કે આ વાત સારી નહિ, તે માટે કંઇ પણ બંદોબસ્ત કરવો જરૂરનો છે. જ્યારે સોરઠ દરિયાની પૂજા કરી આવી ત્યારે બાપાએ કહ્યું "બેટા! ત્હારે આવી રીતે બહાર નિકળવું નહિ." સોરઠ બોલી "હા બાપા! આપનું કહેવું તદન યથાર્થ છે, પરતું મ્હારે રત્નાકરપૂજન કર્યા વગર ચાલે તેમ નથી. મેં નિયમ લીધો છે, અને તે મ્હારાથી છૂટે તેમ નથી." પિતાએ કહ્યું "તેની તૂં ફિકર કરીશ નહિ. હું તેની તજવીજ કરૂં છું." પછી સલાટોને બોલાવીને પોતાના ઘરમાં એક ભોંયરૂં ખોદાવવા માંડયું. તે સમુદ્રના કિનારાની ભેખડમાં જઇને ફોડયું. ત્યાં એક બારી મુકી. એ રીતે ભોંયરૂં તૈયાર કરાવ્યું, અને તે માર્ગે હરરોજ સોરઠ કુંવરી પોતાની સાહેલીઓને લઇ સમુદ્ર પૂજા કરવા જાય. એમ કરતાં કરતાં એક દિવસ દરિઆનો અજાચિ ભાટ નામે મેણુ ભાટે, દરિઆ કિનારે આવી, દરિયાની કીર્તિ ગાવા માંડી, અને તેજ વખતે સોરઠ કુંવરીએ પણ ભોંયરાની બારી ઉઘાડી, ને બહાર આવી, સમુદ્ર કાંઠે આવી ઉભી. આ વખતે માત્ર અરૂણોદય થયો હતો,

ને બારીમાંથી જેવી સોરઠ નિકળી, તેવી તેના ઉપર સૂર્ય નારાયણનો પ્રકાશ પડતાં, મેણુ ભાટની નજર સુંદર સોરઠ પર પડી. મેણુ ભાટને જોયો એટલે કુંવરીએ જલદી જલદી પૂજા કરી લીધી, અને ત્વરિત ગતિએ પાછી વળી, બારીમાં પેસી તે બંધ કરી દીધી. મેણુ ભાટ સોરઠને જોઈ સ્તબ્ધ થઇ ગયો ને પાછળ જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો, જે આ ઉજાસ પાછો આજ બારીમાં સમાઇ ગયો તેનું કારણ શું? એમ ધારી બારી પાસે જઇ બારણાને હાથ મુકતાંને વાર તે ઉઘડી ગયું, હવે સોરઠ જે ઉતાવળે ચાલી ગઇ, તે માંહેલી કોરથી સાંકળ દેતાં વિસરી ગઇ, અને મેણુ બારોટે હાથ મુકયો તેના જોરથી બારી ઉઘડી ગઇ. મેણુ ભાટ પણ ભોંયરામાં ચાલતો ચાલતો રતનશાહ પારેખના મહેલમાં નિકળ્યો. ત્યાં જઇને જોય છે તો રતનશાહ પારેખ બેઠા છે. પારેખે તેને જોઇને પૂછયું કે બારોટ! આ માર્ગથી તમે કેમ આવ્યા? અને આગમનનું પ્રયોજન શું છે તે પુછયું. બારોટે જવાબ આપ્યો "આ માર્ગની મ્હનેતો ખબરજ નહોતી, પરંતુ આજ સવારના હું સમુદ્રની આરાધના કરતો હતો, ત્યારે આ ભોંયરામાંથી ઉજાસ-પ્રકાશ થયો, એટલે હું ભોંયરાના મુખદ્વાર આગળ આવ્યો. એટલામાં પ્રકાશ પુનઃ ભોંયરામાંજ સમાઇ ગયો, ત્યારે મને અચંબો થયો કે આ તે શું? વળી બારીને હાથ મૂકતાં તે પણ ઉઘડી ગઇ, એટલે તેમાં હું પેઠો, અને અત્રે આવી નિકળ્યો. અમારી આમ બાબત છે. એ પ્રકાશ શેનો હતો તે કૃપા કરીને સમજાવશો તો મહેરબાની થશે." ત્યારે રતનશાહ પારેખ બોલ્યા "એ તો મ્હારી

પુત્રી નિત્ય નિયમાર્થે સમુદ્ર પૂજાએ એ માર્ગે જાય છે, તે બીજું કોઇ નહિ પણ મ્હારી વ્હાલી પુત્રી સોરઠ, સમજ્યાને" એટલું કહી કુંવરીને ઘરમાંથી તેડાવી. રતનશાહ પારેખની સ્ત્રીએ, સોરઠનું માથું હોળી, રત્નાભૂષણના સોળે શૃંગાર સજી અમૂલ્ય વસ્ત્રો પહેરાવી. રાજરીતે દરબારમાં જ્યાં તેના પિતા બિરાજ્યા હતા, તેની પાસે મોકલાવી. તેના પિતાએ પોતાની સમીપ કોચ ઉપર તેને બેસાડી. તેને જોઇને મેણુ ભાટ પણ ઇશ્વરની લીલાની પ્રશંસા કરવા લાગ્યોઃ—

મીડા બેઠે બાપ, પાસે પે બેઆરે,
પાસા પુનમચંદ્ર જીઅ, કર અંબર પેઓ ઓણ.*

બાઇનું અલૌકિક સ્વર્ગીય સુંદર સ્વરૂપ જોઇ, મેણુ ભાટ મનમાં વિચાર કરવા લાગ્યો, "અહાહા! આ કુંવરી રત્ન તો રાજાધિરાજોને લાયકનું છે. બાકી જો રતનશાહ પારેખ પોતાની જ્ઞાતિમાં એને વરાવશે તો તો કાગડો દહીંથરૂં લઇ જશે. માટે જીવ! એને લાયક કોઇ યોગ્ય રાજેન્દ્ર ખોળી કાઢું, ને પછી રતનશાહને કહું" એમ વિચારી મેણુ બારોટે રતનશાહની તથા કુંવરીની પ્રશંસાના દુહા કહી સંભળાવ્યા, ને થોડી વારે ત્યાંથી ઉઠી ચાલ્યા, અને પાટણ આવ્યો. ત્યાં તે વખતે સિદ્ધરાજ જેસિંગ રાજ્ય કરે છે. તે રાજાનો રાજા મ્હોટો નરેશ છે, તેને જઇને મળવું તો ખરૂં. એમ ધારી દરબારમાં જવા તૈયાર થયો. જેવો દોઢી ઉપર ચઢવા જાય છે તેવો દરવાને બારોટને

* અર્થઃ—બધાની સાથે બાપ બેઠો. કુંવરીને પાસે બેસાડી, તે પુનમના ચંદ્ર જેવી હતી, અને ઓઢણી અંબરની પહેરી હતી.

મના કરી અટકાવ્યો. "ખબરદાર! અંદર જવાનો હુકમ નથી" બારોટ કહે "મારે રા'નું પંડનું કામ છે." દરવાન કહે "રાજા તને હમણા નહિ મળે, કારણ રાજા પોતાની સાત વીસો (૧૪૦) સાહેલીઓ સાથે વિહાર કરે છે, અને એટલો બધો વિહાર કરે છે કે બાર મહિનેજ બહાર નિકળે છે, ત્યારે ફક્ત એકજ દિવસ દરબારમાં કચેરી ભરાય છે, તે વખતે તૂં જો આવે, તો તને મુલાકાત થાય." બારોટ કહે "મારે તો પોતાનું કામ નથી. રાજાના કામ માટે આવ્યો છું. મને જો રાજાજી જોય તો તેજ વખતે બહાર આવીને ઉભા રહે, અને મારૂં કામ ઘણું ખાનગી છે, તમોને કહેવાય તેમ નથી." દરવાને જાણ્યું આ તો અગત્યનું કામ છે, તો પછી ધર્મસંકટ આવી પડયું છે. ભગવાન જાણે કેવું એ કામ હશે. પણ રજા આપું તો રાજા ગુસ્સે થાય. પણ આગળ હજુ છ દોઢીવાળા છે. આપણે તો આવતાં તેને દીઠો નહોતો, એવો જવાબ આપશું. હાલ તો એને જવા દઇએ, પછી થનાર હશે તે થશે, એમ નિશ્ચય કરી તેને જવાની રજા આપી, એટલે બારોટ બીજી દોઢીએ પૂગ્યા. ત્યાં પણ તેજ પ્રમાણે તકરાર થતાં, તેણે પણ જવાની રજા આપી, એમ છ દોઢીઓ પસાર કરી સાતમીએ આવ્યો. ૭ મી દોઢીવાળાએ મોટે અવાજે કહ્યું "કોના હુકમથી આ બધી દોઢી ઓળંગી આવ્યો? ખબરદાર જો આગળ ચઢયો છે તો" એમ તેની સાથે ખૂબ રકજક થઇ. બારોટે જાણી જોઇને મ્હોટા મ્હોટા ઘાંટા પાડયા. તે જેસીંગરાજને કાને પડતાં દોઢીપર નજર કરી તો મેણ બારોટને દીઠો, એટલે બારોટ "ખમા! ખમા!"

કરીને બોલ્યો અને જેસીંગરાજે તેને ઉપર આવવા દેવાનો ડોઢીવાળાને હુકમ કર્યો. બારોટ બોલ્યોઃ—

માજમી વાલેહ, જા આ ધણું જોયેસે
હુઓ નકોયસે, સધરાજ જેસંધ સરીખો.*

પછી બારોટ રાજા પાસે આવી બેઠા. તે વખતે રાજા પાસે ત્રણ પાસવાનો બેઠી હતી, તેની સાથે રાજા ચોપટ ખેલતો હતો. રમત ખલાસ થઇ એટલે સિદ્ધરાજે બારોટ સામે જોયું, એટલે બારોટે ફક્ત પોતાનું માથું ધુણાવ્યું, એટલે રાજાના મનમાં આવ્યું કે, આ પાસવાનો બારોટની નજરમાં ન આવી ને માથું ધુણાવ્યું, ને દુહામાં મનેજ વખાણ્યો છે માટે બીજીઓને બોલાવું. એમ જાણીને બાંદીને હુકમ કર્યો, એટલે દાસી બીજી સાહેલીઓને તેડી લાવી. તેની સાથે એક ચોસરની રમત રાજાએ ખેલી. રમત ખલાસ થઇ એટલે રાજાએ પાછું બારોટ સામે જોયું, ત્યારે પણ બારોટે માથું ધુણાવી દુહો કહ્યોઃ—

ઓડો આએ ભટ, તો કે જેસંગરાવ પુછાયો,
જેને મથો છોડાયો, તે મેર ચોકટ §
ભલો જેસંગરા, તું દુગરયો દેહમેં,
પરણીએ કાં ન પદમણી, રાણી સુંમ મલા. †

---

* અર્થ સિદ્ધરાજ જેસંગ સરખો રાજા કોઈ થયો નથી, ને થવાનો પણ નથી.

§ એનો અર્થ બેસતો નથી † ભલે જેસંગ તેં જન્મ લીધો તો પદમણી રાણી તું કાં ન પરણે.

ત્યારે સિદ્ધરાજે કહ્યું જે અમારી રાણીઓ છે, તે સર્વે પદ્મણીઓ છે. મેણુ ભાટ કહે, પદ્મણીની તો પરીક્ષા છે, તે કરી જુઓ તો ખબર પડે. ત્યારે સિદ્ધરાજે કહ્યું કે, પદ્મણીની પરીક્ષા બતાવો. મેણુ ભાટ કહે જે, શાકરનું બુરૂં મંગાવી સર્વેને ચવરાવો, જેના મોંમાં બુરૂ પાણી થઇ જાય તે પદ્મણી જાણવી નહિ, પણ જેના મોઢામાંથી લોટ નિકળે, તે ખરી પદ્મણી સમજવી. ત્યારે સિદ્ધરાજે બારોટના કહેવા પ્રમાણે સર્વેને બોલાવી, બોલ્યો "કેમ ! હવે પારખું દીઠું ?" સિદ્ધરાજ બોલ્યો કે "પણ એવી પદ્મણી છે કયાં ?" બારોટ કહે ભર કચેરીમાં કહું. પછી સિદ્ધરાજે કચેરી ભરાવી. કારભારીઓ શિરબંધી મોટમોટા અમલદારોએ આવી સલામ ભરી, નેકી પોકરાઈ, ને મિજલસ ચિકાર થઇ, ત્યારે બારોટ બોલ્યો. "પદ્મણી પરણવામાં રાજાજી ! ખરચ બહુ મ્હોટો છે. હું જે પદ્મણી કહું છું તે રૂમ ગામમાં છે, તેનો જોગ હું જાઉં તો થાય. પણ તેની સર્વે વ્યવસ્થા બરાબર થવી જોઇએ. પછી સિદ્ધરાજે બારોટના કહેવા પ્રમાણે, સર્વ સામાન તૈયાર કરાવી આપ્યો. કોઇ વાતે મણા રાખી નહિ, અને તે સર્વે બારોટને સુપ્રત કરી રવાના કર્યો. વહાણમાં સર્વે સામાન ગોઠવી, બારોટને માનપૂર્વક બેસાડી, વહાણ રવાના કર્યું. તે રૂમ ગામ તરફ પ્રયાણ કર્યું. દૈવનું કરવું છે તે, આણી તરફ રતનશા પારેખ પણ પોતાના વહાણોમાં સામન ભરાવી સફરે નિકળ્યા છે, તે રસ્તામાં બારોટ અને રતનશાહનો સામસામો ભેટો થયો. પણ પ્રથમ તો રતનશાએ જાણ્યું કે, સામેથી વહાણ આવે છે તે

રખેને બારવટીઆનું હોય, માટે પોતાના વહાણોની તોપો તૈયાર કરાવી, તોપોના ખાલી અવાજો કર્યા. મેણુ બારોટે જાણ્યું કે આ કોઇ જબરદસ્ત વહાણવટી દેખાય છે, ને જો ઘા કરશે તો આપણે તો માર્યા જઇશું, માટે ખલાસીઓને હુકમ કર્યો કે વહાણ ખારી નાખો, એટલે ખલાસીઓએ વહાણનો સઢ ખારી નાખ્યો, અને મછવો તૈયાર કર્યો. તેમાં મેણુ બારોટ બેસી, સામેથી આવતા વહાણો તરફ ગયા. જ્યારે રતનશા પારેખે મછવો પોતા તરફ આવતો દીઠો ત્યારે તોપના અવાજ કરવા બંધ કર્યા. મછવો પાસે આવ્યો એટલે મેણુ બારોટે રતનશા પારેખને ઓળખી કાઢ્યા. મછવો વહાણને સોડે આવતાં, બારોટ વહાણ ઉપર ચઢી ગયા, ને રતનશા પારેખને દુહો કહ્યો :—

ડી તે મોં ડીય થીઆ, ભલે આવે ભટ,
જીકી મંગે મંગણા, સે આઇ મુંઇ વટ.[1]

પારેખે કહ્યું તારે જોઇએ તે માગી લે. બારોટ બોલ્યો જે હું માગું તે તું આપે તો માગું. મારે તો કાંઇ જોઇતું નથી. પણ હું માગીશ તે તું આપીશ, તેમાં તારૂં રૂડું થશે. અને ત્હારે ઘેર રતન છે, તે સોનામાં જડાશે. રતનશા બોલ્યો જે એવું તે રતન મ્હારી પાસે કયું છે, જે સોનામાં જડાય તેવું છે. ત્યારે બારોટે કહ્યું જે "હું કુંવરી સોરઠનું સગપણ જોઇ આવ્યો છું." ત્યારે પારેખે પુછયું કયાં સગપણ જોયું છે? જવાબમાં બારોટે કહ્યું જે "જેવી ત્હારી દીકરી છે, તેવુંજ

૧ અર્થ–મને દિવસ ઘણા થયા. તું ભલે આવ્યો તું જે માગે તે મારી પાસે છે.

એ સગપણ છે. પાટણનો સિદ્ધરાજ જેસંઘ તે સોરઠની જોડ છે, માટેજ મેં અહીં સૂધી આંટો ખાધો છે. રતનશાએ વિચાર્યું, કે હું વચનથી બંધાયો છું, અને એ રાજા પણ કુંવરીને યોગ્ય છે, માટે બારોટને ના કહેવી વાજબી નથી. પછી બારોટને હા પાડી, વહાણો પાછાં ઘર તરફ ફેરવ્યાં. ઘેર આવી સ્ત્રી સાથે સલાહ કરી, કે બાઇ પણ મ્હોટી થઇ છે, અને આ માગું રાજા માટેનું પણ યોગ્ય છે, એમ એકમત થઇ બારોટને દૂધ ચોખા ખવડાવ્યા, ને બાઇનું સગપણ કર્યું. પણ એવી સરત કરી કે, સિદ્ધરાજ પરણવા અહીં આવે. તે પણ બારોટે કબૂલ કર્યું. પલ્લાનાં ઘરેણાં ચડાવ્યા, અમૂલ્ય પોષાકો વગેરે આપી લગ્ન જોવરાવ્યાં. બાર મહિનામાં લગ્ન લીધાં. પછી બારોટ ત્યાંથી પાછો પાટણ આવ્યો, ને વિવાહ સોંઢાડ્યા.

હવે આ વખતમાં રા'ખેંગાર જૂનાગઢમાં રાજ્ય કરે છે, ત્યાં તેના હુકમથી એવી દાંડી રોજ પીટાય કે, કોઇ ગઢ ગીરનાર પરણાવે એવો છે? આ સવાલ સૌ કોઇ સાંભળી રહે. એટલે રા'ખેંગારે બીડું ફેરવવા માંડયું, તે બે કારડીઆ રજપૂતો, જે મૂળ રૂમ ગામના રહેનારા, રતન પારેખના ચાકરો હતા, અને તેનાથી રીસાઇને જૂનાગઢ આવ્યા હતા, તે બે જણાઓએ બીડું ઝડપ્યું. એટલે રા'ખેંગારે તે રજપૂતોને તેડાવીને પૂછયું, કે તમે ગઢ ગીરનાર કેવી રીતે પરણાવશો? ત્યારે તેઓ બોલ્યા જે રતન પારેખ રૂમ ગામમાં રહે છે, તેની પુત્રી પદ્મણી છે, તેનું સગપણ પાટણના ધણી સિદ્ધરાજ જેસંઘ સાથે થનાર છે. તો એ બાઇને અમો

ઉપાડી લાવીએ તો, પાછળથી ત્રણ પ્રકારની ફોજ ચડી આવશે, ને જબરી લડાઇ થશે, એટલે ગઢ પરણશે. ત્યારે રાખેંગારે કહ્યું કે તમે ભલે સુખેથી જાઓ, ને તે કુંવરીને લઇ આવો. રજપૂતોને વહાણ તૈયાર કરાવી આપ્યું, સર્વે સામગ્રી જોઇતી આપી, શિરપાવ આપ્યો, ને તે બન્ને ભાઇઓને વહાણમાં રવાના કર્યા. વહાણ હંકાર્યું, અને તેઓ રૂમ પૂગ્યા. સમુદ્ર કિનારે ભોંયરા આગળ વાહણે નાંગર કર્યું, ને ત્યાં તેઓ ઉતર્યા. આ વખતે સમુદ્રની પૂજા કરવા સોરઠ કુંવરી આવી હતી. જેવી તે પૂજા કરીને પાછળ વળે છે કે, તે બન્ને ભાઇઓ સોરઠ પાસે જઇને ઉભા. સોરઠે તેમને ઓળખ્યા. એ બન્ને ભાઇઓએ સોરઠને અરજ કરી કે, અમે તમારી પાસે એક કામ અર્થે આવ્યા છીએ. સોરઠે પૂછ્યું તે શું છે, તેના જવાબમાં તેઓ બોલ્યા કે અમારા વહાણમાં અમારો કબીલો છે, તે સ્ત્રીધર્મમાં છે, તેમાં અમે કંઇ સમજતા નથી. બૈરાંઓની વાતો બૈરાં જાણે, માટે તમો કૃપા કરી વહાણમાં આવી નજરે જોઇ જાઓ તો ઠીક. સોરઠ બોલી એમાં મને શી ખબર પડે. ત્યારે તેઓએ કહ્યું જે તમને ખબર તો નથી, પણ જો તમો એક વાર આવી જાઓ તો પછી કોઇ ડાહી ભોળીને પૂછીને, તે જે કાંઇ ઇલાજ દેખાડે તે કરીએ, કુંવરી બોલી જે મારાથી કેમ અવાય? તેઓ ઓળખીતા હતા તેથી દરિયાના સોગન દીધા, એટલે તે લાચાર થઇ ગઇ ને પછી વહાણમાં જોવા ગઇ. જેવી કુંવરી વહાણમાં બેઠી તેવું તાબડતોબ સંકેત પ્રમાણે વહાણ હંકારી દીધું.

કુંવરી સમુદ્ર પૂજામાંથી ઘણો વખત સૂધી પાછી નહિ ફરવાથી પાછળ તેના મા બાપને ભારે ચિન્તા થઇ પડી. તેની પાછળ બહુજ શોધ કરાવી કે સોરઠ તે કયાં ગઇ. પગ કે પેચરો કંઇજ દીઠામાં આવ્યું નહિં. દુહોઃ—

જરતે હુઆ ઝાઝ, પેર ન લધો સજણે,
સિંદ નગર ખુઆ, કબ જાયે વાટ થીઆ. *

આમ બિના બની. રતન પારેખ પણ મુંઝાઇ જવાથી કોઇની સાથે વાતચિત પણ કરતો નથી.

આણી તરફ વહાણ કુંવરીને લઇને જે હંકાર્યું, તે કિનારે આવી પૂગ્યું. સોરઠે ઘણા કાલાવાલા કર્યા પણ ફોકટ. સોરઠને વહાણમાંથી ઉતારી, જૂનાગઢ તે બન્ને રજપૂતો લઇ આવ્યા, ને રા' ખેંગાર પાસે લઇ જઇ સલામ કરી. ત્યારે રા'એ પૂછયું કેમ! કામ કરી આવ્યા? ત્યારે રજપૂતોએ જવાબ આપ્યો કે કામ તો કરી આવ્યા છીએ, પણ હવે વાર લગાડો મા, ચોરી ફેરા ફરો તો ફિકર મૂકે. કારણ પછવાડે ફોજો આવીજ જાણજો. એટલે રા' ખેંગારે જોષીઓને બ્રાહ્મણોને બોલાવીને, ઘડીઆં લગ્ન જોવરાવ્યાં. જ્યોતિષીઓએ કહ્યું કે લગ્ન તો આજનાંજ રૂડાં છે. પણ વિઘ્ન ઉપજે એવું છે, માટે તેના નિવારણાર્થે એ કન્યાને સુવર્ણ ભારોભાર તોળાવીને, એ સોનું જ્યોતિષી બ્રાહ્મણોને આપ્યું. બ્રાહ્મણોને દાન મળ્યું એટલે તેઓ ચાલતા થયા, ને પાટણ ગયા ને ત્યાં બગીચામાં

* અર્થ—વહાણો મોકલ્યા, પણ પત્તો લાગ્યો નહિ. સિદ્ધનગર પણ વાટમાં તપાસ કરાવી.

સોનું એક બીજા વહેંચવા બેઠા. તે વખતે મેણુ ભાટ બાગમાં આવી લાગ્યો ને બ્રાહ્મણો પાસેજ આવ્યો; તેઓને સોનું વહેંચતા જોઇ તે તેઓને પૂછવા લાગ્યો કે "આ સોનું કયાંથી લાવ્યા? તેના જવાબમાં તેઓએ કહ્યું કે અમે જૂનાગઢમાં રા' ખેંગારને પરણાવી આવ્યા, અને કન્યાની તૂલા કરી, તેણે ભારોભાર સોનુ દાનમાં આપ્યું છે તે અમો વહેંચી લઇએ છીએ. મેણુ ભાટે પૂછ્યું કે રા' ખેંગાર કોની દીકરી પરણ્યો! ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે રૂમના રતનશા પારેખની દીકરી સોરઠને પરણ્યો.

આ વર્તમાન સાંભળતાંને વાર બારોટ સ્તબ્ધજ થઇ ગયો, ને મનમાં વિસ્મય પામ્યો કે આ બ્રાહ્મણો તે શું બકે છે? સોરઠની સગાઇ તો અત્રે કરેલી છે, ને હું વિવાહ સોંઢાડવા આવ્યો છું. ત્યારે બ્રાહ્મણો બોલ્યા, તે વાત તમે જાણો, પણ આ વાત તો તદન ખરી છે; એટલે મેણુ ભાટ તો શરમીન્દો થઇ ગયો, ને મનમાં વિચાર કરવા લાગ્યો જે હવે સિદ્ધરાજને શો જવાબ આપવો! હવે મ્હારે જીવવું હરામ છે, એમ મનમાં દુઃખ પામી કટારી ખાઇ તુરત મુઓ.

વિલ્રી ગાલ સોરઠજીથી, સોએ સચકરે,
હણી કટારી પેટમે, પેઓ પટ ધરે. §

એવી રીતે બારોટ મેણુ તો મરણ પામ્યા. તે સમાચાર બાગના માળીએ આવીને સિદ્ધરાજને કહ્યા, અને સર્વ વાત

§ સોરઠની વાત સાંભળી બહુ દિલગીર થયો, ને પેટમાં કટારી મારી જમીન પર ઢળી પડયો.

"અથ થી ઇતિ" માંડી કહી સંભળાવી, જે સાંભળી સિદ્ધરાજ તો બેહોશ થઇ ગયો, અને ત્રણ દિવસ સૂધી પ્રાણ કંઠ આગળ રૂંધી રહ્યા, ને ત્રીજે દિને સિદ્ધરાજને કંઇક શુદ્ધિ આવી. ત્યારે માણસોએ પૂછયું કે આ ઓચિન્તું શું થયું? ત્યારે સિદ્ધરાજ કહે જે થવાનું તે થયુ, હવે મ્હારા પ્રાણ રહેશે નહિ, તેમ જતાં પણ નથી. ઘણો આગ્રહ થવાથી તેણે જવાબ આપ્યો કે મ્હારા પ્રાણ તો જાય, કે કોઇ મને પાણી આપે જે રા' ખેંગારની અમે ખબર લેશું તો મ્હારો છૂટકો થાય. એટલે સિદ્ધરાજનો ભત્રિજો ભીમ નામે હતો, તેણે પાણી હાથમાં આપ્યું, ને કહ્યું હવે પ્રાણ મૂકો. રા' ખેંગારની ખબર લેવી મ્હારે શિર છે, એટલે સિદ્ધરાજે દેહ ત્યાગ કર્યો ને રાજનો અધિકાર ભીમે લીધો. રાજ લીધા પછી ભીમ તો એશઆરામમાં પડયો, ને પાણી આપેલું ભૂલી ગયો. જુના સલાહકારોએ તેને ઠપકો આપ્યો; તેઓને ભીમે રજા આપી. ફક્ત ખુશામતીઆઓ તેની પાસે રહ્યા. ભીમની હા એ હા તેઓ કરે, એટલે પ્રજાએ તેનું નામ અનેરા પાડયું. ખુશામતીઆઓની સોબતમાં દારૂ પીવા બેસે ત્યારે ભીમ પણ પોતાને અનેરા નામથી બોલેઃ—

ભલો અનેરા પીએ વજીરેસે,
કોઇ ગઢ અંગજીઅ, જીતન મોંઝેરા.[1]

---

[1] અર્થ—અનેરો વજીરો સાથે ભલે દારૂ પીએ છે, ને પુછે છે કોઇ [illegible] ગઢ [illegible] જેવો [illegible] છે?

એવું પૂછે ત્યારે સૌ બોલે જે એવો ગઢ તો કોઇ નથી. એવી રીતે ખુશામતીઆઓની મિજલસ થઇ; અને ખરા જૂના કારભારીઆ હતા, તે ચીડાઇને અનેરા પાસે ગયા, ત્યાં જોય છે તો અનેરો પોતે દારૂ પીએ છે, ને ઉપર લખ્યો દુહો બોલ્યો. એટલે જૂના કારભારીઓ બોલ્યાઃ—

તોહુા વિના વિચારો, ને તોહુા સૂરત જાણ,
ગયાની ગિરનાર મં, ત્યો કુડા અં કે કાણ.

અનેરાએ પુછયું તમે કોણ છો? તેના જવાબમાં તેઓ બોલ્યા, "અમે તારા જુના કારભારીઓ છીએ, અને તને યાદ આપવા આવ્યા છીએ, કે રા' ખેંગાર જે સિધ્ધરાજની કીધેલી સગાઇ પરણી ગયો, ને સિદ્ધરાજની દેહ છૂટી, તે માટે તેં પાણી આપ્યું છે, તે તૂં તદ્દન ભૂલી ગયો છે, તે યાદ કર." ત્યારે અનેરાને ભાન આવ્યું, અને ખુશામતીઆઓને રજા આપી, અને જૂના કારભારીઓને પાછા પોતાની પાસે રાખી કહ્યું, કે ફોજ તૈયાર કરાવો, ને એક કાસદની જોડી સિંહલદ્વીપ મોકલી સર્વ હેવાલ લખી મોકલ્યો, જે ફોજ લઇને આવો. બીજી એક જોડી રતનશા પારેખ તરફ મોકલીને તેને પણ મદદમાં ફોજ લાવવાનું લખ્યું. એ રીતે બે જોડી કાસદની રવાના કરી, અને પાટણથી ફોજ તૈયાર કરાવી કૂચ કરી, જૂનાગઢ આવી મુકામ કર્યો. થોડા દિવસ તો કંઇ થયું નહિ. ગઢમાંથી જે માણસ નિકળે તેને ફોજના માણસોએ લૂંટવા માંડયા, ત્યારે તેમણે દરવાજામાં દાફર નામના દરવાનને ફરિયાદ કરી. રા' ખેંગાર તો સોરઠને પરણી

એશઆરામમાં પડયા, તે બહાર નિકળતાજ નથી. જ્યારે પરણ્યા ત્યારે સોરઠે જોશીઓને પૂછયું, કે રા' ખેંગારનું આયુષ્ય કેટલું. તો કહે ૧૫૦ વર્ષનું રા' ખેંગારનું આયુષ્ય છે. પણ માગણ લોકોનો ભય ભારે છે? તેથી સોરઠે દાફર દરવાનને એવી આજ્ઞા આપી હતી કે જે માગણ લોકો આવે તેને તું ત્યાંજ આપતો જજે. દરબારને મોઢે થવા દેતો નહિં. રૂપીઓ માંગે તો બે રૂપિયા આપવા, એવો સદર હુકમ કર્યો હતો. જ્યારે લૂટાયલા માણસોની ફરિયાદ આવી ત્યારે દાફરે જાણ્યું કે આ વાત તો રા' ખેંગારને કહ્યા વગર છૂટકો નથી. એમ વિચારી રા' ખેંગારને સર્વે વાત જાહેર કરી. ત્યારે ખેંગાર બોલ્યા:—

કકો નાવી આવ્યો, કકો સોદાગર શેઠ, એટલે દાફર બોલ્યો—
ચડી અનેરા હેત, તો ગઢ ગિનણ આયા.[૨]

આ ખબર સાંભળતાં ને વાર રા' ખેંગારે નવ સોરઠમાં સાંઢડી સ્વારો મોકલી, ફોજો તેડાવી, ને હુકમ કર્યો કે આપણી બે જબરજસ્ત તોપો છે, તેમાંની એક તોપમાં ગર્ભછાંટ ભરી, અવાજ કરો. તેમ કર્યું અને મુજરો લશ્કર ઉપર રાખ્યો. એ તોપો નબીશાની હતી. એ તોપોના અવાજથી ફોજમાં માણસોનું અર્ધું નુકસાન થયું, ને તોપ હતી તે દરીયામાં ગઇ. ફોજવાળાથી તાપ ઝલાણો નહિ. તોપના એક બારમાં તો અર્ધું લશ્કર ઉડી ગયું, અને જો બીજો અવાજ થશે તો શું

૨ એવો કોણ હજામ આવ્યો છે, કોણ સોદાગર આવ્યો છે, કે ગઢ જીતવા આવ્યો છે

હાલ થશે એમ ગભગાટ ફેલાતાં, ત્યાંથી ઓસમનો ડુંગર છે તેની આડમાં ડુંગર પછવાડે ફોજે જઇને મૂકામ કર્યો. જ્યારે કંઈ ઇલાજ ચાલ્યો નહિ, ત્યારે અનેરાએ કહ્યું જે મેં સિદ્ધરાજને પાણી આપ્યું છે ને મ્હારાથી કંઇ થતું નથી, તો હવે હું મોઢું શું દેખાડું? માટે બાવો થઇ ચાલી નિકળું. ત્યારે માણસોએ કહ્યું, જે આપણે તો તોપની બહીકથી અત્રે ન્હાસી આવ્યા છીએ, તેને બાર માસ તો થઈ ગયા, ને મુંઝવણુ આવે ઉપાય કરવો, ને જો પછી ન બને તો આપણો શો ઇલાજ. પછી ખબર કઢાવી કે ફોજ કેટલી છે ને ડુંગર કેટલો છે. કોઇ જગાથી ચડાઇ થાય તેવું છે કે નહિ. એવા મતલબથી કાસદ "વાવશું" ને મોકલ્યો. વાવશું બધું જોઇ આવી કહેવા લાગ્યો, જે ડુંગર ઉપર ચડાઇ થાય તેમ નથી, બાકી લશ્કરના સમાચાર સાંભળો.

એકોતેરસો હાથીઓ, ઘોડ ઘણુ હજાર,
ગઢ બારોતીય જે ફરે, તે જો અંત ન પાર.

અર્થ—૭૧૦૦ હાથી અને હજારો ઘોડા છે ને ગઢની આસપાસ ફરે છે તેનો તો પારજ નથી.

આ વર્તમાનથી કારભારીઓ વિચારમાં પડયા, જોશીઓને પૂછવા બેઠા કે, રા' ખેંગાર સાથે લડાઇમાં જીત કેમ મળે, તેનો ઉપાય બતાવો. ત્યારે જોષીઓએ કહ્યું કે તેને માગણ લોકોથી પરાજ્ય છે. બીજો કોઇ ઇલાજ નથી. એટલે વિચાર કર્યો કે માગણ લોકોને મોકલવા, તે એવું ન માગ્યાનું માગે, જેથી તેનો પરાજ્ય થાય. જો માથું માગે તો દરવાનથી શી

રીતે અપાય. એટલે એક સોનામોહોરનો પોઠીઓ ભરી, માણસોને ચારણોના ગામમાં મોકલ્યો ને રા' ખેંગારનું માથું લઇ આવે તેને આ ધન મળે. એક પોઠીઆવાળો ચારણોને ગામ રાજસ્થલી ગયો ત્યાં બીજલ નામનો ચારણ રહેતો હતો. તે નિત્ય લાકડાની ભારી કાપી લાવી, ગામમાં વેચી પોતાનું ગુજરાન કરે. પોતે શરીરમાં પણ દૂબળો હતો. તેણે પોતાની સ્રીને કહ્યું જે પરોશમાંથી છાશ માગી લાવ તે પીને જંગલમાં જાઉં. ત્યારે બાયડી બોલી જે ચારણ થઇને કોઇને જાચવું કે કંઇ શુભ કાજ કરવું, તે તો કરતા નથી, અને આ મજૂરી કરો છો. આપણે તો માગણ લોક છીએ. ત્યારે બીજલ બોલ્યો જે ગીત કહેવત મને બોલતાં આવડતી નથી. માટે મ્હારાથી કેવી રીતે માગવા જવાય. પછી ચારણીઆણી પાડોસીને ઘેર છાશ લેવા ગઇ ત્યારે બીજલને મનમાં પશ્ચાત્તાપ થયો જે આપણા ભાગ્યની વાત. અમારે મોઢે શારદા હોય તો ચારણ નહીતર ચારણ શેના! એમ ખૂબ કલ્પાંત કરે છે, તેવામાં માતા સરસ્વતીએ સાક્ષાત દર્શન દીધાં, ને કહ્યું જે ગામમાં અનેરાનુ બીડું કરે છે તે બીડું તું લઇલે, ને રા' ખેંગારને જાચવા જજે. બીજલ કહે માતા! મને તો શુભરાજ કરતાં પણ આવડતું નથી, અને તૂં મને કહેવા આવી છે, તે તૂં કોણ છો! માતા બોલી કે હું સરસ્વતી છું, એટલે બીજલ ઉઠીને બેઠો થયો ને બોલ્યો, હે માતા! તૂં ત્રુઠી તો હવે સર્વે થાય પણ મારામાં તો કાંઈ નથી. ત્યારે માતા કહે હું તને સહાય છું. રા' ખેંગારના માથાનું બીડું તું ઝીલજે, એટલું કહી

માતા અંતર્ધાન થઇ ગયાં. પછી બીડું ફરતું ફરતું બીજલના ઘર પાસે આવ્યું એટલે બીજલે બીડું ઝીલ્યું, એટલે સોના મોહોરની છાંટ હતી, તે એને ઘેર ઉતરી, અને તે વાત તે વખતે ગામમાં ફેલાઇ. અનેરાના માણસો બીજલને જોઇ કહેવા લાગ્યા કે આની સૂરત તો જુઓ, આતે ખેંગારનું માથું શું લાવશે. એટલે બીજલ બોલ્યો જે તમને વિશ્વાસ હોય તો ભલે, નહિતર તમારી છાંટ પાછી લઇ જાઓ, તમારે મશ્કરી જરાએ કરવી નહિ. તમણે જાણ્યું ઘણા દિવસો થયાં ફરીએ છીએ બીડું લેનાર નથી તેથી ગુપચુપ ચાલી ગયા.

હવે બીજલની ઘરવાળી જે છાશ લેવા ગઇ હતી, તેણે ત્યાં આ વાત સાંભળી, ને તેને બધા કહેવા લાગ્યા કે તમારે ઘેર સોનાની છાંટ આવી; તો છાશ શા સારૂ માગો છો? ત્યારે તે બોલી મ્હોરોની છાંટ શી અને વાત શી? ત્યારે બૈરાંઓએ કહ્યું જે રા' ખેંગારનું માથુ લેવું! તે દાતાર તો માથું પણ આપશે પણ એ કામ માગણનું નહિ. આ વાત ચારણીઆણીએ સાંભળી ને ઘેર તરતજ આવી બીજલને કહેવા લાગી "બીજલ! બીજલ! આ તો તેં ભુંડી કરી. આ બીડું તારે ઝીલવું નહોતું." તેણે જવાબ આપ્યો કે "ભૂખે મરતાં ભલે મુવા સારા, માટે ભૂખે મરતાં આ કામ કર્યું છે" ચારણીઆણી કહે કે એ બીડું પાછું આપી દે. આખા મુલકમાં આપણી અપકીર્તિ થાય છે. બીજલ કહે હવે તો એ બીડું કોને આપવું? એકવાર ઘરમાં તો ચાલ. ચારણી ઘરમાં ગઇ તેવી ચારણે છાંટમાંથી એક મુઠી મહોરની ભરી બાયડીને આપીને કહ્યું "જા આમાંથી ખાંડ ઘી

ચોખા ઘઉં લઈ આવ, ને ફક્કડ રસોઇ બનાવ. આપણે ખાઇએ તો ખરા, પછી તું કહીશ તો બીડું પાછું દઈશું." એટલે ચારણીઆણી બજારમાં ગઇ ને રસોઇની સામગ્રી લઇ આવી. ચોખા ચડાવ્યા; ને હેઠળ બળતું કર્યું, ત્યારે બીજલ બોલ્યો એક જંતરી ક્યાંથી મળે તો ઠીક. ચારણીઆણી કહે ચોખા ચઢાવ્યા છે, તે ધ્યાનમાં રાખજે હું જંતરી હમણા લઇ આવું. એવું કહીને બહાર નિકળી. ત્યાં બનવા કાળ જે રસ્તામાં સામેથી એક રજપૂત ચાલ્યો આવે છે ને તેના હાથમાં જંતરી હતી. તેને પેલીએ કહ્યું કે તું જો વેચે તો આ જંતરી મારે લેવી છે રજપૂત બોલ્યો જે રૂપીઆ બાર પડશે, તે તારાથી અપાય તો લે. ચારણીઆણીએ તો તુરત રૂપીઆ બાર આપીને જંતરી લઇ લીધી ને ઘેર આવી બીજલને આપી. જે લઇને વગાડવા બેઠો. માતાજી પ્રસન્ન થયા છે, ને બીજલે મલારનો આલાપ ગાયો એટલે આકાશમાં વાદળાં ચડી આવ્યાં ને વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં, એટલે ચારણીઆણીએ બહાર નિકળી જોયું ને ખાત્રી કરી લીધી, ને બોલી એ ખરૂં પણ આટલેથી કંઇ રા' ખેંગાર તને મળે એવું માનું નહિ. એ જંતરીથી જંગલના હરણીઆને બોલાવ ત્યારે ખરો. બીજલ કહે હમણા જમી તો લઇએ, પછી જંગલમાં ચાલશું. પછી પેટ ભરી જમ્યા, તેના બે દીકરાએ પણ પેટ ભરીને ખાધું. પછી બે જણા જંગલમાં ગયાં, ને એક ઝાડ તળે બેસી, બીજલે જંતરી વગાડવા માંડીઃ—

ચારણ ચોર્યો કિન્નરો વિચ વિગડા વિચ,
મીરૂએ માંગાણા કેયા, રિંધા પસી રંગ. *

આ સાંભળી જંગલના જનાવરો આવવા માંડયા, તેમાં એક હરણી ઝાડની ડાળે ચડી, પોતાનું ભાન ભૂલી, જંતર ઉપર લટકી રહી. ચારણીઆણીના હાથમાં કાંસીઆ તાલ હતા, તે હરણીના ગળામાં નાંખ્યા. એ તાલ પોતપોતામાં ભટકે તેના અવાજથી હરણી ભડકીને ભાગે, જાણે મારા ગળામાં આ બલા કેવી પડી! તે ભાગતી ફરે. ચારણ બૈરીને કહેવા લાગ્યો. જે બે રૂપીઆના કાંસીઆ ખોયા. ચારણીઆણી કહે તારા બે રૂપીઆના કાંસીઆ ગયા તેનો તું ધોકો કરે છે, ત્યારે રા' ખેંગારનું તું માથું માગીશ તેનો ધોકો કેટલો થશે? માટે તારામાં કરામત હોય તો એ તાલ પાછા મંગાવી લે. તો હું જાણું કે તારા જંતરથી રા' ખેંગાર રીઝીને તને માથું આપશે. નહિ તો ખોટ પણ ખાઇશ ને માથું પણ જડશે નહિ. ત્યારે બીજલે વળી જંતર વગાડવું શરૂ કર્યું. ત્યારે તેજ હરણી જંતર સાંભળી ભાન ભૂલી તાલના અવાજની તેને શુદ્ધ ન રહી, ને પાછી આવી ને જંતર ઉપર ઘૂમી રહી. ત્યારે બીજલે બાયડીને કહ્યું જે હવે તું તાલ ઉતારી લે, એટલે ચારણીઆણીએ તાલ ઉતારી લીધા. પછી ચારણીઆણી બોલી જે તને સિદ્ધિ તો મળી, પણ તું જેરવી શકતો નથી. ચારણ બોલ્યો જેમ થનાર હશે તેમ થશે, પણ બીડું તો ઝાલતાં ઝલાઇ ગયું,

---

* અર્થ—ચારણે વગડા વચ્ચે બેઠા પછી ગાયન જંતરીમાં ગાવા માંડયું તે એવું ગાયું કે તેણે પછી રંગ રાખ્યો.

તેનો શો ઉપાય? ચારણીઆણી બોલી જે બીડું ઝાલ્યું, તો દાતાર તને માથું પણ દેશે, પણ તું તારૂં નામ રાખી શકે તો રાખજે. ચારણ બોલ્યો જે પરમેશ્વરે ધાર્યું હશે તે થશે પણ તું સાથે ચાલ. બન્ને ત્યાંથી ચાલતાં થયાં તે ચારણીઆણી બોલી:—

અલ્લાજી આશ કરે, હલ્યો એ હાંઇ,
ચારણ તોજે ચંગમે, ફલ ને જાઇ,
શરી ગાઇએ રાગસે, સમાજા સોઇ §

ચાલતાં ચાલતાં ગઢ ગિરનાર આવ્યો ત્યાં દરવાનને ચારણે દુહો કહ્યો:—

દરવાણી ઘર ખોલ, આઉં પરદેશી મંગણ,
મગે આલએ સબકેહી, માંત મંગધો કિરોડ ×

ત્યારે દરવાન દાફરે દરવાજો ઉઘાડયો, અને બીજલ ને તેની બાયડી અંદર આવ્યાં. ત્યાં દાફરના દીકરા બે પાસે બેઠા છે, તેમને બીજલે સોના મોહોરની મુઠી ભરી આપી. દાફર કહે તું ચારણ છે, ને છોકરાઓને તારે આપવું નહિ જોઇએ. બીજલ બોલ્યો એ તો મ્હારા ભાણેજો થાય, માટે તેને આપવામાં જરાએ બાધ નથી. ત્યારે દાફર દરવાને જાણ્યું કે આ ચારણ કોઇક મ્હોટું માણસ છે, એમ જાણી બીજલને એક ગોદડું કાડી આપ્યું. તેને ત્યાં બેસાડી દાફર મહેલમાં

---

§ ભગવાનની આશા કરીને ચારણ આલ્યો. સમા રજપૂતનું ગીત સભાથી ગાજે.

× દરવાન દરવાજો ખોલ અમે પરદેશી માંગણ છીએ. બધા અલેખ માગે છે. પણ અહીંયાં તો કરોડ માંગશું.

અંદર ગયો. ત્યાં સોરઠ રાણી દાતણ કરે છે તેને જઈને કહ્યું કે એક ચારણ આવ્યો છે તે કરોડ માગે છે, થોડું ઘણું થાય તેમ નથી. ત્યારે સોરઠે કહ્યું કે તેને સવાકરોડ આપો, પણ એને તરત રવાના કરો. એટલે દાફરે બહાર આવી બીજલને કહ્યું જે તમે ઉતારો કરો, ને દાતાર કરોડને બદલે સવા કરોડ અપાવે છે, ને મજૂરોને લઈને રાણી આવે છે. બીજલ બોલ્યો જે રાણી આપે તે તો હું નહિ લઉં, દાતાર પોતે આપે તોજ લઉં, દાફર બોલ્યો, જે દરબાર કોઈ માણસને મોઢે થતા નથી, માટે જો હજી તમને કંઈ વધારે જોઈતું હોય તો બોલો, પણ રા' ખેંગારને મળવું થશે નહિ. બીજલ બોલ્યો જે ત્યારે તો મ્હારાથી લેવાય નહિ. એટલે દાફર બીજીવાર રાણી પાસે ગયો, ને સર્વ હકીકત કહી, જે ચારણ તો દરબારને હાથેજ લેવા માગે છે. રાણી કહે હજુ પાછા જાઓ ને કહો કે, હજી પણ વધારે જોઈતું હોય તો માગી લે. દાફરે પાછું જઈ બીજલને કહ્યું, તેના જવાબમાં ચોખી ના પાડી. રા' ખેંગાર વગર હું લેનારજ નથી, માટે મને ના કહી હોય તો ખુલ્લું કહી દ્યો તો હું પાછો જાઉં. દાફરે જાણ્યું એણે મારા દીકરાઓને મુઠી ભરી સોના મોહરો આપી છે. માણસ ખાનદાન છે ને દાન લીધા વગર ચાલી જાય તો દાતારની અપકીર્તિ થાય. થનાર હોય તે થાય. પછી બીજલને તેણે કહ્યું, જે આ ફૂલનો ઢગલો છે, તેના ઉપર બેસીને જંતરી વગાડજે, ત્હારા નશીબમાં હશે, તો એ ઠેકાણે રા' ખેંગારનું મોઢું જોઈશ. બીજલ ફૂલના ઢગ ઉપર બેસીને

જંતરી વગાડવા બેઠો. તેનો અવાજ રા' ખેંગારે સાંભળ્યો, તે ગોખમાંથી મોઢું કાઢીને જોયું તો બીજલને દીઠો, એટલે રા' ખેંગાર બોલ્યા જે "સાબાશ છે, જંતરવાળા સાબાશ છે. તારૂં નામ શું? અને તું કોણ છે?" ત્યારે તેણે કહ્યું "હું ચારણ છું, ને મારૂં નામ બીજલ છે ને હું જાચવા આવ્યો છું" ત્યારે રા' ખેંગારે સોરઠ રાણીને બોલાવીને કહ્યું કે, જે બીજલે બીડું ઝડપ્યું છે તે બીજલ આવી પહોંચ્યો છે.

હું સઉં બંદા જે સુવો, આયોસે બીજલ,
કડે કને ન સુવો, ઇનકું માચેકો કલ. *

બીજલને જોઇને રાણી રાજાને કહે છે, તમે તો એના જંતર ઉપર લોભાયા છો. પણ એ તો જાતનો તુમેર છે, ને તમારા માથાનો ઘરાક છે, માટે રીઝો છો તે વિચાર કરીને રીજજો.

તુમેરની નંધતે, રીંધે અચી રા,
બેરીએ સંધો મંગણું, કાંટી દકી પાર. [૧]

એવી રીતે સોરઠ બોલી, એટલે રા' ખેંગારે કહ્યું "મરને વેરીઓનો માગણ છે તો શું થયું? પણ માગણ તો ખરો. તમને જાચવા આવ્યો છે, તે તમારી પાસેથી નિરાશ શી રીતે જાય?"

---

* અર્થ જે જુવાન વિષે સાંભળ્યું હતું ને અગાઉ તો કાને પણ સાંભળ્યું નહોતું તે બીજલ આવી પૂગો છે

૧ અર્થ-તુમેરની જાત છે અત્રે આવી રહેશે ને વેરી દુશમનનો માંગણ છે.

વેરીએ સંધો મંગણું, તો એ મંગણહાર,
આશા ઉથીઇ આવ્યો, કાઠે ભર કિપાર. †

એમ બોલી રાજાએ રાણીને કહ્યું, "માગણને ડોલી મોકલો, બારોટ ભલે ઉપર આવે, અને આપણે જંતર સારી રીતે સાંભળીએ." આ વાત રાણીને ગમતી નહોતી. પણ કોઇ વાતે ઉપાય નહિ, એટલે લાચાર થઇ, ડોલી હેઠળ મોકલી. તેમાં બીજલ જતર લઇને બેઠો. ડોલી અધવચ આવી, એટલે બીજલ બોલ્યો, જે ડોલીને પડતી મૂકો, એટલે ડોલી સ્થિર કરી, અને રા' ખેંગારે કહ્યું, જે ડોલી પડતી શા સારૂ મૂકવી જોઇએ? બીજલ કહે "હું ઉપર આવીશ તો માથું માગીશ, તેથી તે ડોલી પડતી મૂકો, તો મારા ભૂકા થઇ જશે, એટલે મેં બીડું ઝાલ્યું, તેનો પણ ભરમ રહ્યો, ને તમે માથું આપવા તૈયાર થયા તેનો પણ ભરમ રહ્યો. તે સમેનો દુહોઃ—

આઉં તે આયો, અગ્યા તું નાન સરવેઓ,
સુઘડ સોરઠ જાયલા, કીજે સીરજો સાંઓ. §

એવી રીતે બીજલ બોલ્યો. રા' ખેંગાર ને સોરઠ રાણી ઉભાં છે, તે વખતે બીજલને કહે છે "બીજલ! તું રાજી થશે તેવી રીતે તને માણેક મોતી, સોનું રૂપું, તને આપશું, પણ રાજાનું માથું માંગતો નહિં. રા' ખેંગારે બીજલને સાન કરી બીજલ સમજ્યો નહિ. રાણીના જવાબમાં બીજલે દુહો કહ્યોઃ—

† અર્થ—દુશમનનો માગણ છે તો એ છેવટ માગણ છે. આશા થઈ ત્યારે આવ્યો છે. ભલે આવ્યો.

§ અર્થ—હું આવ્યો તે પ્રથમ ના નથી કહી, સોરઠ પણ વિવેકી છે માટે સીર માથાનો બચાવ કર.

સે આરિં મંગણુ નચાં, જેડલીન,
મથા મતારેજા, કુમાચે કુટીન. †

એવો બીજલે જવાબ આપ્યો, ત્યારે રા' ખેંગારે જાણ્યું કે મારી સાન બીજલ સમજ્યો નહિ, માટે ખુલ્લું સમજે તેમ કહ્યું:—

ડે ગુજાઉ ગાઉં, પથ્થર પામમ મંગણા,
જો તોજે મનમેં, સે દીધે આઉં,
ડાલી ચડીઆ મંગણા, રાજા વટરતાલ,
વેઆણી વઢગુજો, બીજલ તોસે બોલ. §

એટલું કહી ડોલી ઉંચે ખેંચી લીધી, ને બીજલ ઉપર આવી પહોંચ્યો, ને જંતર વગાડવા બેઠો. તે વગાડતાં પાછલો પહોર થયો, ત્યારે રા' ખેંગારે રાણી સોરઠને કહ્યું જે તમે રસોઇની ખબર તો કાઢો, માગણ ભૂખ્યો છે, તોપણ સોરઠ રાણી ચારણને કહે છે કે, તૂં મારો ભાઇ થા, તે માટે આ મારો હાર છે તે તને આપુ છું, માટે રા' ખેંગારનું માથું વાંચીશ નહિ, તને દાતાર ઘણું દેશે. તેનો દુહો:—

ઉભીઆ છે દાતાર, સોરઠ મંગણે હારવે,
હો ઉલતું મુંઇજો, બ્યો દીધે દાતાર. *

---

† અર્થ-હું માગણ કંઇ બોલું નહિ.

§ અર્થ-તું માગણ ગા, હું તને મનમાં છે તે માથું આપીશ. ડોલીમાં માગણ બેઠો બીજલ તારા બોલ પ્રમાણે માથું આપીશ.

* અર્થ-સોરઠ માંગણને કહે છે કે દાતાર ઉભો છે. આ હું આપુ છું, ને બીજું દાતાર આપશે.

એવું કહી, હાર આપી, રાણી રસોડામાં ગઈ. રા' ખેંગારે જાણ્યું હમણા રાણી નથી, માટે હમણા ચારણને માથું આપું તો ઠીક, નહિ તો સોરઠ રાણી આવશે, તો માથું આપવા દેશે નહિ. માટે બીજલને રા' ખેંગારે કહ્યું "બારોટ! માથું તને આપું છું," ત્યારે બીજલ બોલ્યો જે, તૂં માથું આપીશ, તો હું પણ તારી સાથે છું; પછી રા' ખેંગારે પોતાનું ખાંડુ (તરવાર) ઉપાડી, તેમાં દોરી પગના અંગુઠાએ બાંધી, ખાંડુ ગરદન ઉપર મૂકયું, ને આચકો દીધો, એટલે માથું ઉતરી પડયું, તે ઉપાડીને બીજલને આપ્યું. માથું કપાયું, તેથી લોહી ભભરી નિકળ્યું, ને રેલો ચાલ્યો તે રસોડામાં ગયો. રાણીએ રેલો જોઇ મનમાં વિચાર્યું કે રખેને દાતાર મદમસ્ત છે, ને ચારણ પણ હઠીલો છે, તે વધુ ઘટુ બોલ્યો હશે, તેથી રાજાને રીસ ચડી હશે, ને માગણને માર્યો હોય, એવું ધારી જોવા ઉઠી:—

સુરેઓ સોરઠ સામો, રેલા સંધો રત,
હુયે દાતાર મદમસ્ત, મતાં મારે મંગણું. †

રાણી રસોડામાંથી આવીને જોય છે, તો ચારણ તો બેઠો છે, ને રાજાનું માથું હેઠળ પડયું છે, ને ધડ પણ પડયું છે:—

ધડ ધુએ તો ધુનમેં, રતછલ વગડે,
બાઇ સિરજે વાતમે, લે બે ચારણ લે. [1]

† અર્થ--લોહીનો રેલો બધો સોરઠ સામે નિકળ્યો તે સોરઠના મનમાં થયું જે દાતાર મદમસ્ત છે તે રખેને માગણને માર્યો હોય.

૧ અર્થ--ધડ ધુનમાં ધ્રુજે છે ને માથું લોહીમાં છલબલ થતું બોલે છે કે લે ચારણ લે.

આવો હાલ રાણી જોય છે, ને માથું બોલે છે, જે વે ચારણ લે. તે સાંભળી રાણી બીજલને કહેવા લાગી :

દયે મંગણા મોએ, જે તું નાણે ન લોભાયે,
વઢે સિર દાતારજો, તોજો કેડો કાજ સિધોયે. †

રાણીએ જાણ્યું જે થનાર તે તો થઇ ગયું. એ માગણને કંઇ દિલમાં થયું નહિ જે માથું લીધું. ત્યારે માથું બોલ્યું જે એ માગણ કોઇ એવી ચીજ માગતે જે મારી પાસે ન હોત, તો હું કયાંથી આપતે, અને દાતારોમાં મને મહેણું સાંભળવું પડતે, પણ ભલું થયું કે માથું તો મારી પાસેજ હતું, તેજ એણે માગ્યું:—

જીઅ મંગણા સુખ હોય, જે તું રૂગે સિર સતો કેઓ,
તાંજેતીઅ ગુરે આઇ, જીકે મુકો મુરન સપન
ત મુંગો દાતારમેં, મુકે જાંકી તાં ડિનાઇ. ×

માથું પાછું બોલ્યું કે, હવે ચારણને કંઇ કહો નહિ, એની તાંત ઉપર તો ચારસો માથા હતે તો પણ તે કુરબાન હતા, એમ બોલ્યું:—

સો સિરપાએ તંધ, બરાબર તોરીઆ,
તોયલ ઉટ્ટ ઉડી, આંથીએ જેમાં બીજલ પાય, ‡

† અર્થ—રાણી કહે છે તું નાણાથી ન લોભાયો તેથી દાતારનું માથું લીધું તેમાં તારા હાથમાં શું આવ્યું.

× અર્થ—જેમ માગણ સુખી થાય તેમ મારૂં માથું દઇને ખરો દાતાર બન્યો.

‡ અર્થ—એકસો સિર તાંત બરાબર તોળાય તોપણ બીજલને આપો તેટલું ઓછું છે.

પછી રાણી કહે જે ચારણ! હવે તું માથું લઇને જા અહીંથી. ત્યારે બીજલે કહ્યું હવે હું કયાં જાઉં, એ વિક્રમ તો મ્હારાથી થયું. હજારો માગણોનો પાલક હતો તેનું માથું કપાવીને હવે હું બહાર જાઉં, તો તમારા કૂતરા પણ મને મારી નાખે, ને ત્યાંથી પણ બચું તો માગણો મને ફિટકાર આપે, જે તેં આ ભૂંડુ કામ કીધું, તો મારે ત્યાંજ મરવું પડે. માટે મારે તો દાતારનોજ સથવારો છે એવું બારોટના મોમાંથી વચન નિકળ્યું, એટલે રાણીએ પોતાની તૈયારી કરી. કારભારીઓને તેડાવી કહ્યું, જે આ વાત આમ થઈ છે, માટે ઝુંપડી–ચિતા ખડકાવીને મારે સારૂ ઘોડો મંગાવો. ત્યારે બીજલ બોલ્યો જે ઝુંપડી મોટી ખડકાવજો. સોરઠ રાણી ઘોડેસ્વાર થઇ. રા' ખેંગારના ધડને પાલખીમાં નાખ્યું, ને બીજલે પોતાના હાથમાં થાળ લીધો, તેમાં માથું મુકેલું છે, ને આગળ ચાલ્યો આવે છે. લોકોની ગરદી એટલી થઇ, કે રસ્તે ચાલવાનો માર્ગ મળે નહિ. સ્ત્રી મરદો રડતા કૂટતા, પોતાના ધણીનાં માથાનાં છેદન કરનારને થુથુ કરતા ભેગા થયા છે. ચારણ તો દાતારના વખાણ કરતો, આગળ ચાલે છે, અને રાણી ગામમાં છાપા દેતી, ઝુંપડી પાસે આવી લાગી, ત્યારે ઉંચું જોઇને ગઢને જોઇ બોલી :—

ઉંચો ગઢ ગિરનાર, ચારે ખુણે ચોસલો,
પડતે રા' ખેંગાર, તારો ખુણો ખરડો નહિ.

એટલું કહેતાંની સાથ ઉપરથી ગઢ પણ તૂટી પડવા લાગ્યો, એટલે રાણીએ વિચાર્યું, જે આ ગઢ તૂટી પડશે, તો

અમારૂં નામ પણ કોણ જાણશે, માટે ન પડે તો ઠીક, એવું જાણી તે ફરીથી બોલી:—

ઉભો રહે આધાર, ખડડી ખાંગો મ થા,
પડતે રા' ખેંગાર, તારો ચોસલ કોણ ચડાવશે.

એ રીતે કહ્યું એટલે એક પાણો જે ખસેલો, તેને હાથ લગાડયો, ને બાકીનો ગઢ પડતો રહી ગયો. પછી સોરઠ રાણી ઝુંપડીમાં જઇ બેઠી, ને રા' ખેંગારનું ધડ ખોળામાં લીધું. બીજલ પણ ઝુંપડીમાં પેઠો, ને માથું ખોળામાં લીધું. પછી અગ્નિ પ્રગટાવી દીધી. ચારણીઆણી પણ સાથે આવી હતી, તેણે ઝુંપડીને અગ્નિ લાગેલી જોઇ, મનમાં જાણ્યું જે બીજલે વિક્રમ કર્યું, ને બળવા બેઠો, તો પછી હું પણ જીવીને શું કરૂં. એમ વિચારી, પોતે પણ ઝુંપડીમાં પેઠી. સોરઠ રાણીને તથા ચારણીઆણીને ગર્ભ હતા. ઝુંપડી સળગી ત્યારે ચારણીઆણી બોલી :—

એક મરતે દો મુઆ, દો મરતે ચાર,
ચાર મરતે છ મુઆ, રાજા ભોજ વિચાર.

અગ્નિ પ્રગટ્યા પછી, ચિત્તામાંથી એક બાળક બહાર આવી પડયું, તે સોરઠ રાણીનો હોય કે ચારણીઆણીનો હોય. તે બાળક માણસોએ ઉપાડી લીધું. તે પાળી પોષી મ્હોટો થયો, તેના વંશવાળા મંગરીઆ કહેવાયા. એ રીતે રા' ખેંગારે ચારણને માથું આપ્યું, તેનો દુહો :—

બેઠો વીરમે મરા, પોત્રો વાગડ જખો,
સિર સુગંધો તે થયો, જેડીનું નાં અલા.

એ રીતે માથું આપ્યું, ત્યારે અનેરાની ફોજ કૂચ કરી ચાલી નિકળી. રા' ખેંગારે માગણને માથું આપ્યું તે દિવસથી રા' ખેંગાર રા' દઆમ કહેવાયો, તેના સરવૈયા રજપૂતો થયા, તેની શાખો :—

૧ મંગરીઆ, ૨ ભાખંડ, ૩ સના, ૪ પાડા, ૫ ચૂડાસમા, ૬ લોઢીઆ, ૭ બારઇઆ, ૮ ધારઇઆ, ૯ રાયજાદા, ૧૦ ચાંજેડીઆ, અને ૧૧ સરવૈયા.



# આજી અને પુનરોજી.



અબુસામને અસપત, ગજપત, નરપત અને ભૂપત નામના ચાર પુત્રો હતા. એ ચાર ભાઇઓમાં અસપત મુસલમીન ધર્મી થયો, અને તે નબી પેગંબરનો અનુયાયી થયો જેના ફરમાનથી તેના વંશજોએ દિલ્હીમાં રાજ્ય કર્યું. ભૂપતના વંશજોએ કાચ્છામાં જેસલમીરનું રાજ્ય કર્યું, અસપત મિસર ગયો, નરપત કાબૂલ ગયો, અને ગજપતના વંશજોએ સોરઠમાં રાજ્ય કર્યું.

એ ચારે ભાઇઓ છૂટા થયા ત્યારે ચોથો ભાઇ ભૂપત ઓસંભળવાથી[1] ચાલ્યો તે અણુવલવાળે આવ્યો. તે સમયે અણુવલવાળામાં પૌવરોનું રાજ્ય છે. તેમણે ભૂપતને પૂછ્યું, 'તમે કોણ છો, ને ક્યાંથી આવ્યા છો?" ભૂપતે કહ્યુઃ 'અમે રૂમથી આવ્યા છીએ, સમા રજપૂત છીએ અને અમને જામ કહે છે; ત્યારે પૌવરોમાં જે મોટો પૌવર હતો, તેની પુત્રી કુંવારી હતી તે ભૂપતની વેરે પરણાવી.

હલિ નિંગેઓ[2] એકલો વીછી કુલે કબાણ,
અચી થયો જામ, પરણ્યો પવરે ઘરા.

---

૧ ઓસંભળવા ને અણવલવાળા-સિંધ, પંજાબનાં ગામો છે સિંકદરે સતલજ નદીપર પોરવોને જીત્યા છે ૨ દુહો-એકલો ચાલી નિકળ્યો, પવરને ઘેર પરણીને જામ થયો. પવર તે પોવરનો અપભ્રંશ છે.

હવે ભૂપત પરણ્યા પછી ત્યાંજ રહ્યો છે. તે સમયે જરકાચ્છામાં પણ પૌવારનું રાજ છે. તે અણુવલવાળાના ભાઇ આ છે. પણ પોત-પોતામાં કોઇ વાતની આંટી પડી આવવાથી વેર બંધાયું છે, ને સામસામી લડાઇનાં છમકલાં કરે છે. એ વખતે, ભૂપતને છ દીકરા થયા છે. તે સર્વે જુવાન થયા છે. અણુવલવાળાએ એવો મનસૂબો કર્યો કે, જરકાચ્છાવાળા સુખે રહેવા દેતા નથી. માટે આપણે જ કટક[1] કરી જોઇએ. એવું ધારી ફોજ તૈયાર કરી, તે સાથે ભૂપતના છ દીકરા પણ સ્વારીમાં સામેલ થયા અને જરકાચ્છે આવી લડાઇ કરી જીત મેળવી, જરકાચ્છો સર કર્યો. અણુવલવાળા સૌ સરખે માથે[2] ભાઇ થાય એટલે એક કહે કે હું કાચ્છાની પાઘડી બાંધીશ, બીજો કહે હું બાંધીશ, ત્યારે તેમનો મામો પાનેરો હતો તેણે વિચાર્યું કે આમાથી સમૂળગું નુકશાન થશે. એક વેર મટ્યું, પણ બીજું વળી કયાં નવું વેર પેદા કરવું? માટે ભૂપતના દીકરા આપણા ભાણેજ છે તેને પાઘડી બંધાવીએ ને જરકાચ્છાના જામ ઠરાવીએ.

ચેના [3]મોટા ભદુઆ, લીજા એજ ભાદ્રામ,
સે થીઆ જરકાછાની જામ, બ્યા સર્વે રાણા રાજીઆ.

એ રીતે જરકાચ્છાનો કબજો ભૂપતના છ દીકરાઓએ લીધો. તે વખતે સાત પથર રજપૂતોનું જોર ત્યાં વિશેષ હતું.

---

૧ કટક કરવું--લડાઇ કરવી. ૨ માથે-હિસ્સે. ૩ બે મોટા-ભદુઆ ને ભાદ્રામા પથર રજપૂતોની જાત તે જરકાચ્છના જામ થયા ને બીજા નાના રાજા થયા—તેમાં વળી પાગેરા રજપૂત ને પાનેરા રજપૂત કહેવાયા.

તેમાં બે પથર મોટા હતા. છ પથરભટી અને એક પથર પવર–એમ સાત પથરમાં બે મોટા પથર થયા. એક ભદુઓ, અને બીજો ભાદ્રામો. એ બંને મુખી પાગેરો ગણાયા. ભદુઆના પથરમાં આજી ભદુઓ, અને ભાદ્રામાના પથરમાં પુનરોજી ભાદ્રામા–એમ બે પાગેરો મોટા થયા. એ વખતમાં જરકાચ્છામાં વરસાદની તાણ હોવાથી આજી ભદુઓ પુનરા ભાદ્રામાને કહેવા લાગ્યો કે, આપણી આથ[1] તો ઘણી છે. તેનો નિભાવ તો થાય કે જો વાંઢ[2] કરી જ્યાં ચારો પાણી હોય ત્યાં જઇએ; બાકી બીજું કાંઇ સૂજતું નથી. ત્યારે પુનરા ભાદ્રામાએ કહ્યું: 'ઠીક છે' એમ નિશ્ચય કરી ચાલ્યા. વાંઢમાં ઢોલી વગાડતા આવે છે જ્યાં ચારો પાણી છે ત્યાં પીતા આવે છે; કોઇના રોકાયા રોકાતા નથી. તે કરતાં કોઇ પોતાની હદ સંભાળવા કહે છે તો તેમનું સાંભળતા પણ નથી. વળી કોઇ પોતાની 'કોજબર[3]' દેખાડે છે તો તેનાથી લડવા તૈયાર થાય છે. એમની જમીન અતિ ઘણી છે. બીજો કોઇ સામો થઇ, રોકી શકતો નથી. એમ કરતાં સેવાણ ગામે આવ્યા. ત્યાં સેવાણમાં સોરસીપીઆ રાજ્ય કરે છે તે પણ જોરાવર છે. જ્યારે સેવાણની સીમમાં વાંઢ આવી ત્યારે પણ આ બન્નેની ફોજ તો ઉભો મોલ[4] ચારતા આવે છે, ને જો કોઇ મોલના ધણી ખેતરવાળા એમના ચોપાને પોતાના ખેતરમાંથી હાંકી કાઢે તો એને ઉલટા ખૂબ માર મારે. એટલે વસ્તિવાળા સોરસીપીયા પાસે ફરીયાદી ગયા. ત્યાં જઇ પુકાર કર્યો કે કાચ્છાના સમાઓ વાંઢો લઇ આવ્યાં છે ને ઉભે

---

૧ આથ-ચોપા ઘોડા ને નોકરોનું ટોળું. ૨ વાંઢ-ખેતરોમાં મોલ એટલે પાક કાપે તેને વાઢ કહે છે ને કાપનાર વાંઢીઓ કહેવાય ૩ કોજબર-ઢાલ. ૪ મોલ-પાક.

મોલે ચારતા આવે છે અને તેનાં ચોપાંને ખેતરમાંથી હાંકીએ કે કહેવા જઇએ તો ઉલટા મારવા ઉઠે છે માટે અમે તે કયાં જઇએ? તે પરથી સોરસીપીઆએ તેમને બોલાવી ફરમાન કર્યું: "તમે હમારી નવાઇમાં[1] રહેશો માં, ને જો રહેશો તો હુંથી ભૂંડું કોઇ જાણશો માં" આ લોકોએ તો કાંઈ દરકાર કરી નહિ અને જેમ કરે છે તેમ કરતા આવે છે. તેની ફરિયાદ નિત્ય આવવા માંડી એટલે સોરસીપીઆને રીસ ચડી કે, એમને આપણે કહેવરાવ્યું તો પણ એમને તો કંઇ હિસાબમાં પણ નથી, તેથી ફોજ લઇ સામે જવાને નિશ્ચય કર્યો ને હુકમ કર્યો કે નગારૂં પણ કરો, અને ભેર[2] પણ કરો. સોરસીપીઆનો એવો ધારો છે કે નગારૂં થાય ત્યારે સિરબંધી ચડે ને જ્યારે નગારૂં અને ભેર બન્ને થાય ત્યારે તોપો ચડે.

નગારૂં અને ભેર બન્નેનો હુકમ થયો. સોરસીપીઓ પોતે ચાલ્યો. સાથે એક તોપ ને ૫૦૦ સવાર તથા ૧૦૦ પાયદલ લીધા. એ રીતે સામો ચાલ્યો આવે છે, તેની ખબર આજી તથા પુનરોજીને પડી. તે બન્ને ભાઇઓએ વિચાર કર્યો કે સોરસીપીઓ બહુ બળવાન છે, આપણે તેનું જાન પણ ઘણું કર્યું છે. એણે આપણને કહેવરાવ્યું તોપણ આપણે ગણકાર્યું નહિ માટે એકવાર તો આપણે નમી દેવામાં ખોટ નથી, એમ નિશ્ચય કર્યો; તોપણ હુશીયાર રહેવું એમ સમજીને પોતાના એક હજાર માણસને બખતર પહેરાવી એક વોંકળામાં[3] હારબંધ ઉભા રાખ્યા ને પોતે બે જણ કટકની (ફોજની) સામા ચાલી

૧ નવાઇ--હદ. ૨ ભેર-પડઘમ ૩ વોકળો--પાણીના ખાઇ.

એક ટેકરી ઉપર જઇ ઉભા. ત્યાં સોરસીપીઓ પણ આવી લાગ્યો. સોરસીપીઆએ જાણ્યું કે, આવા માણસોને એકાએક મારવું ઠીક નહી. માટે કહ્યું: "તમે અમારી સીમમાં ઉભા મોલ ખવરાવ્યા તે સારૂ મેં તમને મનાઇનો હુકમ કર્યો, પણ તમે માન્યું નહિ, માટે તમે હવે મારી નવાઈમાં રહેશો નહિ. ને નિકળીને ચાલતા થાઓ." ત્યારે આ બે ભાઇઓએ કહ્યું: "ઠીક, હવે નહિ રહીએ, પણ તમો ટાંકણે આવ્યા છો તો છાસ પીતા જાઓ." સોરસીપીઆએ કહ્યું: 'હવે ઘેર જઇ છાસ પીશું.' ત્યારે એ બે ભાઇઓ બોલ્યા: "ટાણે આવ્યા છો ને અમારા ઘરની છાશ પીતા જાઓ તો અમને સારૂં લાગે. રાખતલ રાખે તો જાનાર શી રીતે જાય, માટે પીધા વગર જવાય નહિ." સોરસીપીઆએ જાણ્યું જે તડકો પણ તપ્યો છે ને માણસોનું મન પણ એવું થયું છે કે, વાંઢીઆરોની છાસ રૂડી ને મીઠી થાય માટે આજી પુનરોજી તાણ ઘણી કરે છે તો છાસ પી પછી ચાલી જવું. એવું ધારી આજી પુનરોજીની કોર ( બાજુ ) એક તળાવ ઉપર એક વડનું ઝાડ મોટું છે તે હેઠળ આવી ઘોડા ઉપરથી ઉતરી વડની છાયામાં ઢોરણીમાંથી જાજમ કાઢી ગાદી પાથરી બેઠો. માણસો પણ ઘોડા બાંધી સૌ સોરસીપીઆ પાસે આવી બેઠા. એટલે છાસની ગોળીઓ બન્ને ભાઇઓએ ત્યાં મંગાવી. ગોળીઓ ઉઘાડીને તાંસળી તાંસળી ભરીને આપતા જાય છે, ને સોરસીપીઆના માણસો હોંસે હોંસે પીતા જાય છે, કારણ એ છાસ એવી જાતની હતી કે સ્વાદિષ્ટ લાગે, અને મીઠી મીઠી ઉંઘ આવે, એટલે લોકોને બહુ ગમી ને ખૂબ પેટ ભરી પીધી.

વાંઢીઆરોની છાસ સાત પ્રકારની કહેવાય છે. તે અત્રે લખવી વ્યાજબી છેઃ—

મુંધ, ગિમણ, લાલાગુરૂ, નિંદર, આપલ, દેવલ અને પલપલ. તેમાંથી નિન્દર છાસ પાઇ, તેથી સૌને આળસ થાતાં સૌએ આડાપડખાં કર્યા, ને સૌને ઉંઘ આવી ગઇ છે; એટલે આ બે ભાઇ આજી અને પુનરોજી ઉઠીને એક તરફ બેસી પોતપોતામાં સ્લાહ કરવા બેઠા કે, સોરસીપીઆના પાંચસે સ્વાર ને એકસો પાયદલ છે તેનો તે ભાર શું? આપણી પાસે એટલા માણસ તો આટામાં લૂણ છે, માટે એ ઉંઘમાંથી ઉઠશે તે ટાણે સોરસીપીઓ કૂચનું નગારૂં વગડાવશે, તે ટાંણે આપણે પણ પોતે પોતાનો ઉચાળો ભરીને તૈયાર થઇ રહીએ. આપણી તૈયારી દેખશે એટલે એ કહેશેઃ તમે તો હમણાં અહીંઆંજ રહી જાઓ, સવારના અહીંથી કૂચ કરી જજો.' ત્યારે આપણે કહેવું કે તમારો હુકમ થયો છે કે તમારી નવાઇમાં અમારે રહેવું નહિ એવો તમારો હુકમ અમારાથી કેમ ફેરવાય! ત્યારે તેઓ કહેશે કે આ ટાણે કયાં જશો? સવારના જજો. ત્યારે તો આપણે પણ કહેવું કે તમે પણ આજની રાત અત્રેજ રહી જાઓ, ને સવારના તમે ઘેર પધારજો, ને અમો વળી ચારો પાણી જ્યાં દેખશું ત્યાં જશું એમ કહેવું. તેઓ જો રાત રહેશે તો પછી આપણે આપણું કામ કરી લેશું. એમ બે ભાઇઓએ સલાહ કરી. ત્યાં તો સાંજ પડવા આવી છે. આ ભાઇઓએ તો ઉંટ, ગાડાં, પોઠીઆ ઉપર ઉચાળો લાદવા માંડયો, ત્યાં તો સોરસીપીઓ ઉઠયો અને તેણે હુકમ કર્યો કે હવે

જવાની તૈયારી કરો. એવું કહેતાં પૌવર સામી નજર કરી ત્યાં સર્વે માલ લાદી રહ્યા છે, ને કૂચ કરવાની તૈયારીમાં છે. એટલે સોરસીપીઆએ આજી તથા પુનરાજીને પૂછ્યુંઃ આ તૈયારી શાની? ત્યારે એ બે ભાઇઓએ કહ્યુંઃ 'તમે હુકમ કર્યો છે કે, તમારી નવાઇમાં રહેવું નહિ, તે તમારા દેખતાં જ ચાલતા થઇએ છીએ. સોરસીપીઆએ કહ્યું આ ટાણે કયાં જશો? સવારમાં કૂચ કરજો, હમણાં તો સાંજ પડી ગઇ છે, કયાં જઇ ઉતરશો? ત્યારે એ બે ભાઇઓ બોલ્યા કે, આજની રાત તમે પણ અહીં રહી જાઓ તો અમે પણ રહીએ. નહિ તો અમને અહીં ગમે નહિ. ત્યારે સોરસીપીઆએ જાણ્યું કે, એઓ તાણ કરી કહે છે તો આજની રાત અહીંઆજ રહીએ, પણ કહ્યું કે અમારાં માણસો ઘણાં છે તેની ચિન્તા છે. તે બે ભાઇઓએ જવાબ આપ્યોઃ માણસો ઘણા છે તો શી ચિન્તા છે? અમારે ઉતારે બબ્બે માણસો જાય ને વાળુ કરીને પાછા આવે. અમે તમારે સારૂ કઇ દેઘ ચડાવશું નહિં, તે કરતાં વાલા અને વેરી એ બન્ને ભેળા કયથી થાય? તમે તે અમારા ભેગા કયે દહાડે થાઓ? એટલે સોરસાપીઆએ રાત રહેવું કબૂલ કર્યું. ઘોડા સારૂ જોગાણ[1] ભરાવી આપ્યું. દારૂની બદકો[2] લાવ્યા ને દારૂ પીવો શરૂ કર્યો. માંગણ લોકો સન્મુખ મુજરો કરી રહ્યા છે. સોરસીપીઓ તથા ફોજના માણસો શરાબ પીએ છે, અને શરાબનો નશો સારી પેઠે આવ્યો, ત્યાં વાળુનું પણ ટાણું થયું, ત્યારે આજીએ

---

૧ જોગાણ-દાણો. ૨ બદક-શરાબ ભરી રાખવાનું વાસણ.

પુનરોજીની બાંહ્ય ઝાલી, અને છેટે જઇને વિચાર કરવા લાગ્યા કે, હવે ટાણું બરાબર છે, માટે ધાર્યા પ્રમાણે કરો વિચાર. સૂતો વખત હાથમાંથી જશે તો આવશે નહિ અને બ્હીશું તો કાંઇ કામ થશે નહિ.

કુંદસે રાજ ન હુએ, જીની જુલમ ન કેઆ,
કંઠી કટારા જો બીયું, મારે સગા પીતરીઆ.[1]

એમ નિશ્ચય કરી એ બન્ને ભાઇઓએ પોતાના માણુસોને તેડાવીને કહ્યું કે, તમે એક એક બબે જણાને ઉતારે તેડી જજો, વાળુ કરાવજો ને પૂરો કરજો, અને સોરસીપીઆને અમે પૂરો કરીશું, એમ હુકમ કરી એ બંને ભાઇઓ પાછા વડ હેઠળ આવી લાગ્યાને કહ્યું કે, વાળુ તૈયાર છે, હુવે વાળુ કરી લ્યો તો ઠીક, એટલામાં તેઓના માણુસો પણુ આવ્યા, અને અકેક બબેને તેડી ગયા. બાકી સોરસી-પીઓ એકલો રહ્યો, તેને આ બે ભાઇ કહેવા લાગ્યાઃ તમે વાળુ અહીંઆ કરશો કે અમારે ઉતારે આવશો? ત્યારે સોરસીપીઆએ કહ્યું કે, ચાલો તમારે ઉતારે આવશું, એટલે આજી સોરસીપીઆના હાથમાં હાથ આપી પોતાને ઉતારે તેડી ગયો. ઝુંપડામાં આવ્યા ત્યાં ગોદડું નાખી આપ્યું, પાણી લાવ્યા, હાથ ધોવરાવ્યા, ભાણા પીરસાવી સોરસીપીઆના મ્હોં આગળ મૂકયાં. સોરસીપીઓ તો દારૂના નશામાં છે ને સેવાણુ સંબંધી વાતો કરે છે. ત્યારે આજીએ કહ્યું. ખાવું મ્હોં આગળ

---

૧–દુહાનો ભાવાર્થ જુલમ વગર રાજ થાય નહિ, અને જો બ્હીશું તો સગા પણુ મારી બેસે.

આવ્યું છે તે ખાઓ, ત્યારે સોરસીપીઆએ માથું નમાવી ભાણામાં હાથ ઘાલ્યો, એટલામાં આજીએ તાણી તરવાર ને ઘા કર્યો, એટલે સોરસીપીઆનું માથું ઉતરી ભાણામાં આવી પડયું, ને બીજા તેના માણસો વાળુ કરવા લાગ્યા હતા તેને તેના માણસોએ પૂરા કર્યા.

પછી આ બે ભાઇઓએ તેજ ટાણે પાંચસે ઘોડા સોરસીપીઆના અને પાંચસો પોતાના મળી કુલે ઘોડા એક હજાર, તથા તોપ એક, તથા પાયદળ લઇ ચડયા તે સેવાણને દરવાજે આવી પૂગ્યા. તે વખતે રાત પણ મધરાત થઇ ગઇ, એટલે બહારથી દરવાનને હાંક મારી કહ્યુંઃ દરવાજો ઉઘાડ. ત્યારે દરવાને પુછયું કે કોણ છે? એટલે તેઓએ કહ્યુંઃ સોરસીપીઓ આવ્યો છે. દરવાને જાણ્યું કે સોરસીપીઓ વાંઢ ઉપર ચઢી ગયો છે, તે પાછો આવ્યો હશે એમ ધારી આંખો ચોળતો ઉઠયો. જેવો તેણે દરવાજો ખોઢયો કે તરત સ્વારો દરવાજામાં પેઠા ને મારફાડ કરતા આગળ ચાલ્યા. જે જે મોરચાની જગાઓ હતી તે સર્વે કબજે કરી લીધી. જે સામા થાય તેને મારતા, અને જેણે હથિયાર છોડી દીધાં તેને ચાકરીમાં રાખ્યા અને રાજ્યનો બંદોબસ્ત કરી લીધો. સવારનો પો ફાટતાં ગામમાં હાહાકાર થઇ રહ્યો કે, આજી ભદુઆ અને પુનરો ભાદ્રામાએ તો સેઆણ કબજે કર્યું, ને સોરસીપીઆને મારી નાંખ્યો. પછી સેઆણ તાલુકાના સલામી તાબેદારો ગઢના ધણી ૧૮૦, બીજા ૧૦૯ ગામોના ધણીઓને ખબર પડતાં તેમણે વિચાર કર્યો કે, એ બે ભાઇઓ જોરાવર છે. સેઆણ સર કર્યું છે, તે આપણને

પણ રહેવા દેશે નહિ માટે આપણે જઇને સલામ કરીએ. લંકા બેસે તે રાવણ, માટે જેનો ધણી સેઆણમાં બેસે તેના અમે સલામી છીએ, એવું ધારી સેઆણમાં આવ્યાઃ દુહોઃ—

[1]એસીસો કોટા, નોસો સેવાણ પટમે,
બારે રેઆણા, ગઢ ગડાઉ સીપીએ.

સર્વેએ એ રીતે સલામ ભરીને વળી નજરાણાં કર્યાં ને પોત પોતાને ગામ ગયા. આ બન્ને ભાઇઓએ સેઆણમાં રાજ કરવા માંડયું. એમ બે ચાર વર્ષ થઇ ગયા એટલે તો જરકાચ્છામાં વરસાદ થયો. એક દિવસ બે ભાઇઓએ વિચાર કર્યો કે, આપણે મુલક તો મોટો લીધો, તે વાત પાદશાહને પણ જાહેર થઇ હશે. આપણે હશું ત્યાં સૂધી તો નભાવશું પણ આપણા વંશવાળા દૈવયોગે જો નામર્દ થયા તો પારકો મુલક આપણા વંશવાળાથી રહી શકશે નહિ. પણ બાપેણો[2] મુલક છે તે તો તે પાસથી કોઇ લઈ શકે નહિ. માટે આપણે પાદશાહને સલામ કરી હોય તો ઠીક. એમ ધારી ૫૦૦ વછેરા નજરાણા માટે લઇ આજી તૈયાર થયો, અને આજી એકલો પાદશાહ પાસે ગયો. કાબૂલના પાદશાહ પાસે જઇ જાહેર કર્યું કે, આજી ભદુઆ, અને પુનરા ભાદ્રામા ભાઇઓ જેણે સેઆણ સોરસીપીઆ પાસથી લીધું તેમાંથી એક ભાઈ આજી ભદુઆ સલામે આવ્યા છે. પાદશાહે હુકમ કર્યો કે જુમાને દિવસે નિમાજ ગુજર્યા પછી સલામ લેશે. એટલે જુમાને દિને નિમાજ પછી આજીએ જઇને પાદશાહને સલામ

૧ એસીસો અટલે ૧૮૦ ને નોસો-૯૦૦ ૨ બાપેણો–બાપીકો.

કરીને ૫૦૦ વછેરાનું નજરાણું કર્યું. પાદશાહે જોઇને મનમાં વિચાર કર્યો કે આ માણુસ કોઇ જબરો દેખાય છે. તેને પૂછ્યું કે તમે કેમ આવ્યા છો, અને સેઆણુ પ્રગણું કેમ લઇ બેઠા છો? એ સીપીઓ અમારો જમીનદાર હતો. ત્યારે આજી બોલ્યો: અમારા પ્રગણામાં કાળ પડયો ત્યારે અમે સીપીઆના દેશમાં સગા જાણીને આવ્યા. ત્યાં એ અમારા ઘર ઉપર ચડી આવ્યો ત્યારે અમે તે કયાં જઇએ? અમને મારવા આવ્યો, એટલે અમે તેને માર્યો ને મુલક લીધો, પણ અમે તેજ મુલક પાછો પાદશાહને નજર કરવા આવ્યા છીએ. બાકી અમને તો ઉલટું કાંઇક ઇનામ મળવું જોઇએ. ત્યારે પાદશાહ તેના બોલ સાંભળી ખુશી થયો ને મહેરબાન થઇ બોલ્યો કે ભલે તમે સેઆણુમાં રાજ કરો, એમ કહીને તેને હુક કરી આપ્યો અને કાચ્છાનો પરવાનો બિનહિકતનો[1] કરી આપ્યો. આજીને પહેરામણી આપી તે ઘણીજ ભારે આપી, અને પુનરાજીની પહેરામણી કોઇ કારભારીને અપાય તેવી હલકી આપી, આજી કરતાં ઉતરતી આપી. તેનું કારણ એ કે બે ભાઇ સરખા છે માટે પાદશાહે વિચાર્યું કે બરાબર સરખી આપીશું તેના કરતાં કમ જાસ્તી આપીશું તો પોત પોતામાં ફીટશે, એટલે એની મેળે કમજોર થઇ જશે? પછી પોતાના સૂબા ચામુગલને ૫,૦૦૦ સ્વારોથી તૈયાર કર્યો ને આજી સાથે વિદાય કર્યો. તે કેટલેક દિવસે સેઆણુ આવી પૂગ્યા. પાદશાહી સૂબાને બહાર ઉતારો આપ્યો ને આજી

---

૧ બિનહિકત-સંશય રહિત

ગામમાં ગયો. ત્યાં પુનરાજીએ પુછયું કે પાદશાહે કંઇ ખિલત[1] આપ્યો છે કે નહિ. એટલે આજીએ બે પહેરામણાં મંગાવીને હાજર કરી. ત્યારે પુનરાજીએ કહ્યું કે આ બે પોશાકો કમ જાસ્તી કેમ લીધા? આપણે બંને સરખા છીએ. જેટલા તારા માણુસ છે તેટલાજ મારા માણુસ છે. લડવામાં પણ આપણુ બન્ને સરખા છીએ. પાદશાહે મને તો દીઠો નથી, પણ તમે તો જાણુતા હુતા, તો પછી આમ કમ જાસ્તી પહેરામણી કેમ લીધી? ત્યારે આજી બોલ્યો—અમે તો આપી તેવી લીધી. આપણાથી કંઇ માગવા બેસાય નહિ પુનરાજીએ જાણ્યું જે પાદશાહ પાસે આજીએ પોતાને મુખી તરીકે જાણ કરાવી, ને મને તો જાણે એક જીણો ભાયાત હોય તેમ સમજાવ્યું છે. એમ મનમાં સમજી કંઇ બોલ્યો તો નહિ, પણ પેટમાં ખુણુસ[2] રહી ગઇ—ખેર!

સવારનો પ્હોર થયો ત્યારે પાદશાહી સૂબો ચામુગલ જેને બહાર ઉતારો આપેલો હતો તેને કિલ્લામાં તેડાવી કિલ્લો સોંપ્યો, ને પોતે પોતાનો સામાન જે હતો તે સર્વે ઘોડા તથા ઉંટો ઉપર ચડાવીને સેઆણુથી ચાલ્યા તે કેટલેક દિવસે પાછા જરકાચ્છા આવી લાગ્યા. જ્યારે જરકાચ્છાને પાદર આવ્યા ત્યારે પુનરાજી ભાદ્રામાએ પોતાના ભાઇ આજીભદુઆને કહ્યું કે આપણે ઘણે વર્ષે આવીએ છીએ માટે હમણાં ગામમાં પેસવું નહિ. રાત વખતે મસાલો રોશન કરી ગામમાં પેસવું, બાકી આપણો કબીલો છે તે

૧ ખિલત—પોશાક. ૨ ખુણુસ—ગાંઠ.

તથા સામાન છે તે ગામમાં લઇ જાઓ ને ઘર ખોરડાં ઝાડી બહાર દુરસ્ત કરાવો. એમ ધારી મરદ હતા તે બેસી રહ્યા, અને સામાન તથા કબીલાઓને ગામમાં મોકલ્યા. પોતે ગામ બહાર ઉતારો કર્યો છે, ત્યાં [1]ગોઠ કરી. જમણ તૈયાર થાય છે, ને પોતે તથા સર્વે શરાબ પીવા બેઠા છે. દારૂ પીવાય છે ત્યારે આજી બોલ્યો જે જમણ તો તમે કર્યું તેમાં આ ખાજરૂ[2] છે તેનું ગોસ્ત મને ઠીક પડતું નથી. માટે હરણ કે સસલું હોય તો તેનું ગોસ્ત ઠીક પડે. ત્યારે પુનરોજી બોલ્યો—એક માણુસ મ્હારૂં જાય ને એક માણુસ તમારૂં મોકલો, તો તરત કોઇ સસલાં લઇ આવશે. ત્યારે આજીભડુવો બોલ્યો જે બે જણ જાઓ, એટલે તો એક ઉઠયો. તે ભેળો બીજો પણ ઉઠયો. એમ કરતાં આજીના માણુસો ૫૦ ઉઠ્યાં, અને તેટલાં પુનરાજીના પણ ઉઠયાં તે સર્વે શીકાર કરવા ગયા.

એ સર્વે મોરથરીની ભીટ[3] પાસે શિકારે ગયા. ત્યાં એક તળાવડી છે ત્યાંથી જૂદા પડ્યા. ભીટની એક કોરે આજીના માણુસો ચાલ્યા, ને બીજી કોરે પુનરાજીના માણુસો ચાલ્યા. તેમણે એવો ઠરાવ કર્યો કે બધા વિખૂટા પડે, તે પાછા આ તળાવડી ઉપર ભેળા થાય. એમ કરીને ચાલ્યા ને પુનરાજીનાં માણુસોએ લોગ[4] કરવા માંડી તેમાં સસલાં હાથ આવ્યાં. આજીના માણુસોને તો કંઇએ શિકાર હાથ આવ્યો નહિ, ને પાછા વળ્યા તે તળાવડી ઉપર ભેગા થયા. પુનરાજીનાં માણુસો

૧ ગોઠ—ઉજાણી ૨ ખાજરૂ—ખાવાનું. ૩ ભીટ—ટેકરી. ૪ શિકારને તેની ગુફામાંથી કાઢવા હોહા કરવી તેનું નામ લોગ

સસલાં લાવ્યા, ને આજીનાં માણુસો ઠાલા આવ્યા, એટલે આજીના માણુસો પુનરાજીનાં માણુસોને કહેવા લાગ્યા કે શિકાર અમને આપો તો અમારો માનખો રહે. ત્યારે પુનરાજીનાં માણુસો કહેવા લાગ્યા કે અમે શા વાસ્તે આપીએ. એટલે આજીના માણુસોનાં મોઢાં ઉતરી ગયાં, કે ત્યાં પાછા જશું તો આજી અમને શું કહેશે? એવાં તેઓનાં મન જોઇને એક ભાદ્રામો બોલ્યો–અમને નિશાની કરવા આપો તો તમને શિકાર આપીએ. ત્યારે તેઓ પૂછવા લાગ્યા–નિશાની તે શું કરશો? ત્યારે ભાદ્રામા બોલ્યા જે નિશાની એવી કરશું જે કાયમ રહે તેવો ડાઘ કરશું. ત્યારે આજીનાં માણુસોમાંથી એક જણુ નિકળ્યો. તેણે જાણ્યું જે ડાઘ કરે તો ભલે કરે પણ ટાણે તો લાજ રહેશે. એવું વિચારીને તેણે પુનરાજીના માણુસોને કહ્યું જે મને ડાઘ કરો. એટલે એણે ચકમકથી આગ પાડીને એક [1]રોઢામાંથી લોખંડની કડી કાઢીને, અગ્નિમાં નાંખી. જ્યારે તે પીળી લાલચોળ થઇ ત્યારે આજીવાળા માણુસને કહ્યું–તારૂં શરીર ઉઘાડું કર, ત્યારે તેણે [2]અંગરખુ ઉતાર્યું, એટલે કડી ચીપીઆથી ઉપાડીને ભાદ્રામાના માણુસે જમણી બાજુના ખભા ઉપર ડામ દીધો તે વખતે તેનું નામ સેજોડાઘદાર પડયું, અને શિકાર હતો તે સર્વે આજીના માણુસોને હવાલે કર્યો, એટલે જેણે ડાગ ખાધો તે સર્વે સસલાં ઉપાડી ચાલતો થયો. તેણે સૌની આગમચ બાગમાં આવી કચેરીમાં શરાબ પીવાય છે ત્યાં આવી શિકાર મૂકયો. આજી શિકાર જોઇને ઘણો રાજી થયો,

---

૧ રોઢો–પોટકુ. ૨ અંગરખુ–અસલી પહેરવાનું. કોટ અથવા કફની.

ને શિકાર લાવનારને સાબાશી આપી, અને તેને પીવાને દારૂ આપ્યો. એટલામાં પુનરાજીના માણસો પણ આવી લાગ્યા. તેને ઠાલા જોઇને આજી બોલ્યો "જુઓ! તમે કહો છો કે આપણે સરખા છીએ, લડાઇમાં પણ મારા માણસો સરખા લડે છે તેનું પારખું આજ પડી રહ્યું." પુનરાજીએ કહ્યું "તું તો [1]વાયડો છે, એ તો કોઇને શિકાર હાથ આવે અને કોઇને ન પણ આવે તેમાં થયું શું. આપણા માણસો કંઇ સિંહના શિકારે તો નહોતા ગયા!" આ સાંભળી જેણે આજીના માણસને ડાઘ આપીને શિકાર આપ્યો હતો, તેનાથી સહેવાયું નહિ. તેણે જાણ્યું જે મ્હેં તો નિશાની કરી શિકાર આપ્યો છે, અને એ નિશાની તો જીવશે ત્યાં સૂધી રહેશે, પણ આ વખતે તો તે વાત કોઇએ જાણતું નથી, માટે આજી મૂછે હાથ નાખે છે તેને કંઇ ચેતાવું તો ખરો. એવું જાણી ઉઠી ઉભો થયો ને ઉંચા હાથ કર્યા, એટલે આજી બોલ્યો–તારે કંઇ કહેવું છે! ત્યારે જેને આજી દારૂ પાય છે તેણે જાણ્યું જે આ ઘડીએ એ વાત ઉઘાડી કરી દેશે, તો મ્હારી આબરૂ જશે એવું જાણી એક કાંકરી નાંખી, તેને ચેતાવવા વિચાર કર્યો. એ રીતે પુનરાજીના માણસ ઉપર જે કાંકરી મારી, તે તેની આંખમાં વાગી ને આંખ ફૂટી ગઈ, એટલે પુનરાજીવાળાને રીસ ચડી જે જુઓ તો ખરા પોતાનું પોકળ ઢાંકવા સારૂ મને કાંકરી મારી કાંણો કર્યો, માટે એને જીવતો મૂકવો નહિ એમ જાણીને તરવાર તાણીને દીધી માથામાં, તે, માથું આજીના ખોળામાં આવી પડયું.

---

૧ વાયડો–રોદડાળો.

ખડી ડંખતી ભદુયેં, લગી ભાદ્રામેં :
વિચરેઆં તે વેડરમેં, ઉભા ભડવગી.

એમ [1]દુતરફા માણુસો ઉઠયા, અને તરવાર ચાલી. તેનો ગલબલો થવા માંડયો તેથી લંઘો શરણાઇ વગાડતો હતો તે પણ બંધ થઈ ગયો. લંઘાએ વિચાર્યું જે શરણાઈ પણ વાગતી નથી ને ગલબલો થાય છે તે શું છે? એવું જાણીને ઉંચે જોય છે તો તરવારોની લડાઇ મચી રહી છે:—

સરો કટોરે ન ફીરે લંઘો ન લીલાય;
ભાદ્રા માંડે ગંજડે અજ અનેરીકા.

એવું કહી લંઘો ત્યાંથી દોડી તે માણુસો પાસે આવીને કહેવા લાગ્યો:—

તાડીએ જોડા તોડ, કાછો ફુલે છાયો;
દાણવ વેડઆ દૂત, ભાદ્રામા ને ભદુઆ.

એવું માણુસોને આવી લંઘાએ કહ્યું, ત્યારે સારા માણુસો તથા સૈયદ તથા નીઆણીઓ સર્વેએ આવી વચ્ચે પડીને સર્વેને જૂદા કર્યા. આજી પોતે પણ ત્યાં જખમી થયો છે, ને આજીના ૧૪૦૦ માણુસો મરણ પામ્યા. ખેર! સૌની ક્રિયા કરી આજીને ઝોળીમાં નાંખી ઘેર લઇ ગયા. સૌ આવીને ઘેર રહ્યા છે, પણ જેના મરી ગયા છે તેઓને હાડવેર બંધાઇ ગયા, ને વાત ઉપરથી બોલાચાલી થાય, અને તેમાં બેચાર આ બાજુના તો બેચાર માણુસો સામી બાજુના પડે. આજી છ મહિને સારો થતાં માથે પાણી નાંખ્યું[2]. પુનરોજીએ પોતાના માણુસોને કહ્યું

---

૧ દુતરફા—બે બાજુના, ૨ માથે પાણી નાખ્યું—ન્હાયો.

જે આજી આજ માથે પાણી નાખશે, માટે ચાલો આજીને આપણે પાઘડી બંધાવીએ. અને ગૂગરી[1] કરી લઇ જઇએ, કસૂંબો પાણી વેચીએ, અને મુજરો પાણી થવા દઇએ, કેમ જે એ પાગેરો છે. એવું જાણી સર્વે આજી પાસે ગયા અને આજીને પાઘડી બાંધવા દેવાનું કહ્યું. ત્યારે આજીએ કહ્યું "મ્હેં કંઇ મુલક માર્યો નથી, ન કાં કંઇ જશ જેવું કામ કીધું, આ તો પોતાના માણસો મરાવ્યા છે, તો અપજશની પાઘડી તે હું કેમ બાંધું! હું તો નહીં બાંધું."

પોતપોતામાં હાડવેર પડયા છે, તેથી જીવ કોઇનો એક થતો નથી, અને નિત્ય એક બે કજીઆની ધાં[2] આવે. ત્યારે આજીએ વિચાર્યું–આપણા માણસો સર્વે મરાઇ ગયાં, બાકી તો સર્વે છોકરા રહ્યા છે, ને પુનરાજીના માણસો તો જીત રંગીઆ છે, માટે અહીંઆ રહેવું નહિ. એવું વિચારી પોતે તૈયાર થયો, ત્યારે સારા માણસો વચ્ચે આવી પડ્યા કે જવાય નહિ. ત્યારે આજીએ કહ્યું કે હવે તો હદ થઇ, અમથી અહિં રહેવાય નહિ. એવું કહી ત્યાંથી ચાલી નિકળ્યા તે જૂનું પાદર છે તેનું નામ કજડકાચ્છો છે તે ગામ આવી રહ્યા. ત્યાં નાના નાના છોકરાઓ છે. તે ભેળા મોટાઓ પણ છે, તે રોજ રમત કરે, તે રમત પણ [3]હણુમારની કરે, તેમાં રોજ બેચાર જખમી થાય, તેમ કરતાં પાંચ સાત વરસ વીતી ગયાં. પછી નાની પાર્ટીના મૂછે વળ નાખી રમત

---

૧ ગુગરી--મીઠાઇ. ઘઉં બાજરી કે જુવાર બારી તેમાં ગોળ નાખી ખાવાની મીઠાઇ કરે છે તેને ગુગરી કહે છે. ૨, ધાં-ફરીયાદ. ૩ હણુમાર-હણુપીટ-મારામારી.

રમવા લાગ્યાં. આજીને ખબર પડતાં સર્વેને તેડાવી કહ્યું–તમે એ રમત મ કરો, જેમાં નાહક મરી પડો છો. હવે તમે રોજ મું પાસે આવતા જાઓ. એટલે રોજ આજીની સલામે છોકરાઓ આવવા માંડ્યા, પણ [1]ખરખરીની રમત કરે, ને નિશાન માંડે તે ઉપર ઘા કરે, તે વેળા પુનરાજીની છાતિમાં આ નિશાન વાગે, એવું કહી ખરખરીના ઘા કરે. આ રમત છોકરાઓ હમેશાં રમ્યા કરે.

હવે ભદ્રામાનો લંઘો છે, તે ભદુઆની દીકરી પરણ્યો છે. આ લંઘાની વહુ પોતાને પીએર છે. લંઘાએ વિચાર કર્યો કે, ભાદ્રામા અને ભદુઆ વચ્ચે વિખવાદ થયો છે, તે જરૂર કોઇ વખત બળવો જાગશે, માટે હું ભદુઆને ગામ જઇ મારી વહુને તેડી આવું તો ઠીક. નહિ તો પછી કોણ જાણે શું નીપજશે? એવું જાણી એક ટાયડા[2] ઉપર બેસીને પોતાને સાસરે ગયો. ગામમાં જઇ જોયું તો છોકરાઓએ નિશાન માંડ્યા છે, ને ખરખરી રમત ચલવે છે, તે વખતે વિવાદ કરે છે 'આ ખરખરી પુનરાજીની છાતિમાં' આ શબ્દ લંઘાએ સાંભળ્યા, ત્યાં તો છોકરાઓએ લંઘાને દીઠો. તેને અજાણ્યો માણસ જાણી, છોકરાઓએ પુછયું–તૂં કોણ છો? ત્યારે લંઘાએ કહ્યું–"હું તો લંઘો છું. તારૂં ગામ કયું?" તેના જવાબમાં લંઘાએ કહ્યું–હું ભાદ્રામાનો લંઘો છું. એ સાંભળતાં બીજાઓ બોલી ઉઠ્યા–"આ જવા ન પામે." એ સાંભળી લંઘાએ ન્હાસવા માંડયું. આ છોકરાઓ તેની પાછળ થયા. લંઘો ભાગતાં ભાગતાં

---

૧ ખરખરી કાંકરીની રમત ૨ ટાયડો દુબળો ઘોડો.

પોતાના સાસરાના ફળીઆમાં આવ્યો, એટલે સાસરાની ડેલીમાં સટક પેસી ગયો, અને અંદર હાંફળો ફાંફળો જમાઇને જોઇ સાસુએ પૂછયું કે આમ કેમ? ત્યારે તે બોલ્યો, મને જીવતો રાખો, તમે જરા બહાર જઇને જૂઓ તો ખરા. મને મારનાર કેટલા બધા ઉભા છે. લંઘી બહાર નિકળીને જૂએ છે તો બધા ભદુઆ ઉભા છે. તેમને લંઘીએ કહ્યું–'આ તો મારો જમાઇ છે.' એ સાંભળી સૌ પાછા વળ્યા, તે ખબર આજીને પડી ત્યારે આજીએ સર્વેને તેડાવી કહ્યું–તમે લંઘાને મારવા ગયા હતા તે ઠીક નહી. ખબરદાર લંઘાને કોઇ વશો[1] માં એ તો માગણ લોક છે. એને મારશો નહિ.

નીચાણી કને મંગણા સે ભલે ઘર અચે
સે ઘરધણુ થીએ, જે અંઇ વંજે વાસ આ.

એવું કહીને આજીએ પોતાની લંઘીને તેડાવીને કહ્યું કે, તારી દીકરીને વળાવે ત્યારે મુ[2] પાસેથી થતા જજો. ખેર, સૌ પોતપોતાને ઘેર ગયા. જ્યારે લંઘી પોતાની દીકરીને વળાવવા તૈયાર થઇ ત્યારે તે પોતાની દીકરીને તેડી આજી પાસે ગઇ. ત્યાં કચેરી ભરી આજી બેઠો છે. લંઘીએ જઇ ઓવારણાં લીધાં ને પોતાને જે આપવું હતું તે આજીએ આપ્યું, ને પોતાના દરબારમાં પણ કહેડાવ્યું કે આપણી લંઘીની દીકરી સાસરે જાય છે, તેને એક મડ[3] તમારી તરફથી આપજો ને બીજા જે કચેરીમાં બેઠા હતા તેને પણ આજીએ કહ્યું જે આ આપણા

---

૧ દૂવશો માં હેરાન કરશો નહિ ૨ મુ–મારી ૩ મડ એટલે લુગડાનું કરીયાવર.

લંઘાની દીકરી છે, તે આપણી વીઆરૂ[1] છે, તે સાસરે જાય છે તેને તમારે પણ કંઇ દેવું ઘટે તે આપજો. ત્યારે ૧૮૦૦ જણાએ એક એક ઉંટ આપ્યો એ રીતે અઢારશો ઉંટ ભેળા થયા. આજીએ કહ્યું'–આ ભેળા આડુ[2] પણ આપો, જે એને ઘેર પહોંચાડી આવે, અને દરેક ઘેરથી એક એક લૂગડું આપજો, અને લંઘીને કહ્યું કે તું સૌને ઘેર આંટો દેજે. એ રીતે લંઘી બેચાર દિવસ રહી પડીને ૧૮૦૦ ઘર ફરી લૂગડાં લીધાં. એવામાં એક વાછીઆ નામના ભાદ્રામાને જરકાચ્છામાં સ્વપ્નું આવ્યું. તેણે આવીને પુનરાજીને કહ્યું–મને આજે સોણું લાધું[3] તે સારૂં નથી.

[4]અજ ઓંકેથો આ મેં દીઠો મોરથરે,
ભલો ભાદરામા, રખે વેર વિસારીી સુમે.

આ તરફ લંઘીએ પોતાની દીકરી વળાવી. તે ભેળા ૧૮૦૦ ઉંટ લઇને રવાના થઇ. તે સમયે પુનરાજી ભાદ્રાગઢના કોઠા ઉપર બેઠો છે, ને શરાબ પીએ છ. હેઠેથી ઉંટોની કતાર[5] ચાલી જાય છે. વાંસે[6] લઘી ઘોડા ઉપર ચડી છે. લંઘો આગળ ચાલ્યો આવે છે. તેને જોઇ પુનરાજી બોલ્યો કે આ વળી કોને મારીને માલ લઇ આવ્યો? લંઘાને બોલાવી પૂછતાં તેણે કહ્યું–હું મ્હારી વહુને તેડવા ગયો હતો. ત્યાં આજી ભદુઆએ સઘળું આપ્યુ તે લઇને આવું છું.

---

૧ વીઆરૂ–છોરૂ. ૨ આડુ–માણસ નોકરી માટે. ૩ સોણું લાધું–સ્વપ્નું થયું. ૪ દુહો—આજે સ્વપ્નામાં મોરથરી ભીટ ઉપર ભલા ભાદ્રામાને જોયો જે રખેને વેર તજી દે, ૫ કતાર—હાર. ૬ વાંસે–પછવાડે

ત્યારે પુનરોજી બોલ્યો, જેની આવી ભલાઇ છે તે લડવે પણ તેવોજ છે. ત્યારે વાછીઆ ભાદ્રામાને સોણો લાધો તે વાત ખરી કે ખોટી? એ વાત લંઘીએ સાંભળી કહ્યું:—

વડા થેં વાછીઆ, તોજા હુઅ હૈયેજા કન,
જીકી હુવા આગન, સે ભડ ભાદ્રામેં માર્યા.

તે સાંભળી સૌ ચૂપ રહ્યા. હવે ભદુઆએ કટકાઇ[1] તૈયાર કરી છે તે દુહો:—

[2]આટો પીસે જંત્ર, ઘી ભરજે ધબી,
હિન દિસઢે ચંડ, કંધા કુંવર કટકાઇ.

એવી રીતે તૈયાર કરી જરકાચ્છથી ચઢયા તે મોરથરીધાર આગળ આવી કટક[3] પડયો છે. તે વખતે આજી બોલ્યો કે, જરકાચ્છામાં કોઇ જાય તો ખબર કાઢી આવે. ત્યારે જવાનીઆ હતા તેમાંથી એક કહે હું જાઉં ને બીજો કહે હું જાઉં. આજી બોલ્યો—એ ઠેકાણે તો હું જ જઇશ. બીજા કોઇનું કામ નથી. એવું કહીને પોતે [4]તુરીઆનો વેષ કરી ચાલી નિકળ્યો ને તે ગામમાં પેસી ગયો. ત્યાં તુરીઆને કોરી કહે છે. આજી ગામમાં ચાલી આવે છે ને છોકરાઓ નિશાન માંડીને ખરખરી[5] ચલાવે છે. અને નિશાન મારતી વખતે લાગે છે ત્યારે એવું બોલે છે કે, આ નિશાન આજીની છાતિમાં, એ શુકન આજીએ સાંભળ્યું. ચાલતાં ચાલતાં

---

૧ કટકાઇ—લશ્કર. ૨ ઘંટી લોટ દળે, અને ચામડાની થેલી (ધબી).માં ઘી ભરાય, અને આ દિશામાં કુંવર ફોજ લઇ ચડશે. ૩ કટક—છાવણી ૪ તુરીયા અથવા કોરીની એક જાત છે. ૫ ખરખરીની રમત રમે છે

આજી તુરીઆવાડમાં આવ્યો. તે મઠાઇઆ નામના કોરીના ઘર પાસે આવી ઉભો રહ્યો. મઠાઇઆએ પૂછયું-તૂં કોણ છે? ને તારી જાત કેવી છે? ત્યારે આજી દૂહો બોલ્યોઃ—

કોરી અકોરીજી[1] જાત, આંઉ જાત ન જાણા કાઇ,[2]
કાના કુલરીઙ સાથ ગીડા બુડા પાણસે.

મઠાઇઆએ જાણ્યું કે એ પણ કોરી દેખાય છે, એટલે તેને સાહડી નાખી દીધી ને માથે બેસાડયો ને હુકલી ભરી આપી. તે પીએ છે. તેને મઠાઇઆએ પૂછયું-તમારૂં નામ શું? ત્યારે તેણે કહ્યું-મારૂં નામ ઠઠુ છે. હવે મઠાઇઆની દીકરી સોળ વરસની કુંવારી છે. તેનું નામ જીણુભ છે. તેણે તેને દીઠો. એટલે જીણુભે પોતાની માને કહ્યું કે આ આપણે ઘેર આવ્યા છે તે કોણ છે? ત્યારે તેણે મઠાઇઆને પૂછયું. મઠાઇઓ બોલ્યો-એ પણ તુરીઓ છે. જીણુભ બોલી-નાઠી[3] તો સારો છે. ને તમે મને કયાંક પણ પરણાવશો માટે આ પણ ઠીક છે, ત્યારે મઠાઇઆએ આજીને પૂછયું-તું પરણ્યો છે કે? તારો કોઇ ભાઇ બાઇ છે? તૂં કયાંનો રહેનાર છે? ત્યારે તેણે કહ્યું-હું નસરપુરનો રહેવાસી છું, પરણ્યો પણ નથી, ને મારો ભાઇ પણ કોઇ નથી. ત્યારે મઠાઇઓ બોલ્યો-તું એકલો છે કે તારા સગાં સાઇ કોઇ છે? આજી કહેઃ અમારે તો સગાં સાંઇ કોઇ નથી; હું પોતે છું. મઠાઇઓ અને ઠઠ્ઠા માંહેલી કોર ગયા ને કહ્યું-આને હું નાઠી ઠરાવું છું. ત્યારે જામોતર સર્વે તૈયાર થયા ને મઠાઇઆને ઘેર આવી કસૂંબો કાઢયો, ગુગરી વેચી, ને તેને નાઠી ઠરાવ્યો.

---

૧ અકોરી એક જાત છે ૨ હું જાત જાણતો નથી ૩ નાઠી-વર

મઠાઇઓ બોલ્યો-ઠીક થયું: મૂળ અમારા વણકરની એક સાળ ચાલતી તે હવે બે સાળ ચાલતી થઇ. તેણે ઠઠુને પુછયું કે, તું કાંઇ કામ જાણે છે? ઠઠુએ જવાબ આપ્યો-હું વણી જાણું છું. ત્યારે મઠાઇઓ બોલ્યો—ઝીણું કામ તે હું કરીશ, ને જાડા કામ પર ઠઠુને બેસાડીશ. એવું જાણીને ઘરમાંથી કોશ લાવીને ઠઠુને આપી કહ્યું—મારી સાળની જોડે એક બીજી ખાડ ખોદ, ને પછી બીજી સાળ તૂં ચલાવ. ત્યારે આજી કોશ લઇને ખોદવા બેઠો. પંડે તો અમીર છે તેથી ખાડ ખોદતાં હાથમાં છાલા પડયા, તેમાંથી લોહી નિકળ્યું. તે સમે મઠાઇઆને ઘેર લંધી કપડાં વણવા આપેલાં છે તે લેવા આવી. તેણે મઠાઇઆને કહ્યું—તને કપડાં વણવા આપેલાં છે તે આપ. ત્યારે મઠાઇઆએ કહ્યું કે—આટલા બધા દિવસ લાગ્યા તે હું એકલો હતો. હવે તો અમે બે જણા થયા છીએ તો હવે તરત આપીશ. લંધી બોલી—બીજો કોણ વણકર આવ્યો છે? મઠાઇઓ બોલ્યો: બીજો મેં નાઠી થાપ્યો છે. લંધીએ પૂછયું કે કયાં છે? તેણે કહ્યું કે આ રહ્યો ખાડ ખોદે છે. એટલે લંધી જઇ જોય છે તો આજીને જોયો ને તેને ઓળખ્યો.

[1]ગની બો હથ કરે, સિત્રણ વિગડે સાર,
અમીરાણા હથડા; સે વઢે આજીએ વાર.

આજીએ લંધીને ચૂપ રહેવાનો ઇસારો કર્યો. પછી લંધી પોતાને ઘેર ગઇ. આજીના હાથમાંથી લોહી નિકળતું જોઇ મઠાઇઓ કહેવા લાગ્યો કે તેં કોઇ દહાડો કામ કરેલું

---

૧ હાથે ખાડો ખોદવાથી અમીરના હાથમાં વાઢ એટલે ચાઠાં પડયાં.

લાગતું નથી. ઠઠ્ઠુ બોલ્યો–કામ તો મેં નથી કર્યું, બાકી સિપાઇગીરી કરેલી છે. મઠાઇઓ કહે, વણી તો જાણતો હોઇશ. તેણે હા પાડી, એટલે મઠાઇઆએ કહ્યું કે તું મારી [1]ત્રાક પર બેસ, હું તને ખાડ કરી આપું. પોતે કોશ લઇ ખાડો ખોદવા બેઠો અને ઠઠ્ઠુ મઠાઇઆની સાળ પર બેઠો. ખાડમાં ઉતરી પગ પાગડા[2] પર મુકયો તે સમયે આજીના મનમાં એવું થયું કે પોતે ઘોડે ચડયો છે, પગ પાગડામાં છે, ને નળો હાથમાં લીધો છે તે જાણે બરછી લીધી છે, ને જાણે દુશ્મન ઉપર ઘા કરૂં છું. એવો ખ્યાલ તેના દીલમાં આવતાં નળાનો ઘા કર્યો, તે નળો પંખામાંથી સોંસરો નિકળી બહાર જઇ પડયો! મઠાઇએ જઇ જોયું તો તાણો વાણો સર્વે તૂટી પડયો! મઠાઇએ તથા તેની બાયડીએ માથું પીટવા માંડયું કે આ નાઠીએ તો સત્યાનાશ વાળ્યું!!

[3]હથો હય હેકડો, પંજા છીન્યા ત્રીઅ,
કોરી કોરાઆગી પાણમેં નેત્ર ઉગાયજી પીઅે.

ઠઠો બોલ્યો–'તમે હોંકારો મ કરો' તમારૂં જાન થયું હોય તે લ્યો ને મને રજા આપો. હું તમારી પાસે રહીશ નહિ. એટલું કહી ખિસામાંથી રૂા. ૫) કાઢી આપ્યા ને ચાલતો થયો, ત્યારે દીકરીએ કહ્યું કે નાઠી તો સારો હતો તે તો રીસાયો. મા કહે એણે જાન કર્યું, એને કામ આવડતું નથી તેને શું કરીએ? વળી તારે માટે બીજો સારો વર ગોતી કાઢશું. આજી

૧ ત્રાક–વણવાની સાળ ૨ પાગડે––પાવડો પગ મુકવાની જગા ૩ હાથો એક એ, ને–ત્રીસ પંખા તોડયા.

અહીંથી ચાલ્યો તે ગામમાં ગયો. ત્યાં ભદ્રામાના છોકરા ખર-ખરીએ રમે છે, તે સર્વે આજીને ઘેરી પૂછવા લાગ્યા—તું કોણ છે? આજી કહે હું રબારી છું. એટલે એક કહે હું મારા ઉંટોમાં રાખીશ ને બીજો કહે હું રાખીશ. એમ એક બીજામાં હોંસાતોંસી કરે છે. એટલામાં લંઘી દરબારમાંથી પાછી વળી. તેણે આજીને દીઠો ને જાણ્યું કે આની ખબર પડશે તો છોકરાઓ મારી નાંખશે; એટલે લંઘી તેમને કહેવા લાગી કે મારાં ઉંટોમાં આડુ[1] કોઇ નથી માટે એ રબારી મને આપો. છોકરાઓએ કબૂલ કર્યું ને તે આજીને પોતાને ઘેર તેડી ગઇ. આજી કહે હવે મને રસ્તો બતાવ. લંઘી કહે: સાંભળ! ભાદ્રામામાં મરણ થયું છે ત્યાં સર્વે ભાદ્રામા પથર સૂવા આવે છે ત્યાં તૂં આવ. આજી કહે ત્યાં તો તરવારોના ખોળામાં તૂં લઇ જાય છે. જેમ તેમ લંઘી ભેળો આજી ચાલ્યો. તે જ્યાં મરણ થયું છે ત્યાં એક ઠેકાણે આડો થઇ ઉભો રહ્યો, ને લંઘી તો માંહેલી કોર રજપૂતાણીઓ સૂતી હતી ત્યાં જઇ સૂતી. પછી પાછલી રાતે બધીઓને ઉઠાડીને પાર[2] લેવા લાગી, તેમાં લંઘી દુહા બોલતી જાય ને તેણે સાનમાં આજીને બધું બતાવી દીધું.

આ વખતે એક વાછીઆ નામનો ભાદ્રામા માંદો પડયો છે. તે ખાટલામાંથી ઉઠી પુનરાજીને કહેવા લાગ્યો—ઉઠો, ઘોડા તૈયાર કરો. આપણી માયા સર્વે લંઘીએ બતાવી દીધી છે. આટલામાં આજી જરૂર હશે માટે આપણે ગાફેલ[3] રહેવું નહિ.

૧ આડુ રખેવાળ ૨ પાર—રડતાં રાજીઓ લે તે પાર ૩ ગાફેલ—ગફલતીમાં

ત્યારે લંધી બોલી—વાછીઆ તારી તો અકકલ ગઇ છે. ભદુઆમાં માથેરો[1] હતા તે તો સર્વે મારી લીધા. હવે બાકી છોકરબાકર રહ્યા છે તે પણ તને ગમતા નથી, જેને મારવા તૈયાર થયો છે?

પુનરાજીએ તો વાછીઆના કહેવા પ્રમાણે ઘોડા ઉપર [2]કાંઠા ચડાવવાનો હુકમ આપી દીધો એટલે આજી ત્યાંથી દોડયો ને પોતાના મેલાણે આવી સર્વેને હુશીયાર કર્યા, તેણે કહ્યું ત્યાં તૈયારી થઇ રહી છે ને ઘોડે ચડયા હશે કે હવે ચડશે; માટે હવે જે બને તે ખરી. પોતે ૧૮૦૦ સવાર લઇને મોટા વડ ઉપર જ્યાં ભાદ્રામાની માયા મિલકત છે ત્યાં આવી પૂગ્યો. ત્યાં પુનરાજીનો માણસ મથેરો ભાદ્રામા ૫૦ સવારોથી ચોકી પર છે તેની સાથે લડાઇ કીધી. તેનો દુહો:—

કાંઇઓ [3]કુડધર ને મૂળવો, આગરીઆ લુહાર,
ફુલ માલેજો ભાર, જેકો મથેરેસે મારીઆ.

લડાઇ થઇ. મથેરો ૫૦ સવારોથી મરાણો; એટલે આજીએ ગાયો, ભેસો, બકરાં, ઘોડાં સર્વેને હાંકી આગળ કરી તે ભેળા સ્વારો આપ્યા. તેમાં મુખી મોડ ભદુઆને બનાવ્યો ને ભલામણ કરી કે મોરથરીધાર આગળ જઇ ઉભા રહેજો, અને અમે ૮૦૦ સ્વાર લઇ હિંગોર નદી ઉપર જઇએ છીએ. ત્યાં ભાદ્રામાના ઉંટો છે તેના પર ચોકી કુડધર ભાદ્રામાની છે. તેના હાથ તળે ૧૦૦ સ્વાર છે. તેના પર આજીએ હુમલો કરી સર્વેને મારી લીધા, ને ઉંટો કબજે કર્યા. તેમાં એક રબારી હતો. તેને

---

૧ માથારા માથાના, જબરા. ૨ કાંઠા ચડાવવા-પલાણ કરવા. ૩ કુડધર મુળવો એ ફોજના સરદાર છે.

ઉંટ પર સ્વાર કરી જરકાચ્છે મોકલી કહ્યું–વહેલો જઇ પહોંચ ને આ બનાવની ખબર આપ. રબારી તો ઉંટ દોડાવતો ધાયો, ને બોલ્યો ઘાં–દીધામાં મણા રાખીશ નહિ. તેના પડખામાં બરછી હુતી તેનો જખમ થયો. તે બોલ્યો–આ જખમ ભૂલું તો ઘાં[1] દેતાં ભુલીશ. એવું કહી રવાને થઇ પુનરાજી પાસે આવી ઘાં દીધી, પુનરાજીએ પૂછયું–આપણા માણસો ચોકીમાં હુતા તે કયાં ગયા? ઘોડા, પાયદળ વગેરે કેટલું હતું? તેના જવાબમાં કહ્યું કે, ચોકીનાં માણસો સર્વે મરાણા. બાકી ૧૦–૧૫ સ્વારો ને કાંઇક પાયદલ હતું.

એ સાંભળતાંને વાર પુનરોજી પોતે તૈયાર થઇ ગયો, ને સર્વે ભાદ્રામાને બોલાવી કહ્યું–મરવું હોય તો મુ ભેળા હાલો, ને જેને જીવવું હોય તો ખમી રહેજો.[2] ત્યારે સવે ભાદ્રામા કહેવા લાગ્યા–અમરૂં જીવવું મરવું તમ ભેળું છ. એ રીતે કહી સર્વે કેસરીઆં કરીને ચડયા.

હવે ભદુઆઓનું લશ્કર મોરથરી ભીટ ઉપર આવી પડયું છે. ત્યાં ભદુઆનો લંઘો હુંજડો છે. તેણે આજીને કહ્યું લોડ[3] તમે લાવ્યા છો, માટે હવે મને કંઇક આપો. ત્યારે બકરાં, રીઢા, ગાયો, તથા ભેસો લંઘાને આપ્યાં, તે લંઘો લઇને ચાલ્યો, પણ લંઘાનો થાકેલો ઘોડો આગળ ચાલે નહિ. લંઘો તો ઘણોએ દાબડો[4] કરે પણ ઘોડું પગલું ભરતું નથી,

---

૧ ખબર. ૨ ખમી રહેજો--થોભી જજો ૩ લાડ--માલ ઘેડા વગેરે.
૪ દાબડો કરે–ઘોડાને પગની એડીથી દબાવીને આગળ ચાલવાને અડીથી મારે.

એટલામાં પુનરોજી તો ચડી આવ્યો. તેના ભાલાનો ચમકાર લંઘાની નજરે પડયો. ત્યારે આજી ભટ્ટુઓ લંઘાને કહે છે : ઘોડો કેમ ચાલતો નથી? લંઘો કહે ભાદ્રામો આવે છે તેને જોઇને હું ઉભો રહ્યો છું, ને તમારે લડવું હોય તો લડજો. પછી તમે કહેતા નહિ કે લંઘાએ અમને વઢાડયા નહિ. આજી કહે અમે રજપૂત છીએ તેથી જરૂર ખત્રિવટ કરશું. લંઘો કહે ઘોડેથી ઉતરીને વઢો, તો ખત્રિવટ જણાય. તમે તો નીરૂફરી ઘોડાપર ચડ્યા છો, તે સૌથી મોર વેત્તા થાઓ (આગળ) એટલે બીજો કોણ ઉભો રહે? બાકી ભાદ્રામા આગળ આવી ઉભો રહે એવો મ્હારા જાણવામાં કોઇ નથી. આજીને રીસ ચડી તે ઘોડા ઉપરથી જોરમાં ઉતર્યો, તે ઘોડાનો તંગ[1] તટયો ને એક બૂથ[2] હતી તેમાં તેનો પગ જઇ પડયો. થાનાર છે કે બૂથમાં એક સાપ હતો! વળી આજીના પગમાંથી કાંટારખી[3] પણ નિકળી ગઇ હતી, તેથી સરપ ઉપર પગ પડયો તે આજીને વળગ્યો. દુહો :—

જીને ઉલ થીઆ, તંગ ત્રુટો નીરૂફરી,
હાદર હુઓ અઝે કયો, એરૂ [4]બૂથ મંજા;
[5]અચી સો ડી સંઘમેં, એરૂ ઝલંધાસીંઅ,
[6]ભાદ્રામેસે ગંજડો, હુણે ન કંધા સિંહ.

એમ કહી આજી ભેળા પોતાના ભાઇઓ હતા તે બોલ્યા–ભાદ્રામા સાથે હવે લડશું નહિ. આજી કહે હું નહિ

---

૧ તંગ-ઘોડાને પેટથી પટો બાંધે છે તે. ૨ બુથ–ખાડો. ૩ કાંટારખી-જોડા ૪ બુત-મંજા–બુથમાં ૫ આવીને ડસ્યો. ૬ ભાદ્રામાથી હવે કજીઓ નહી કરીએ.

પણ તમે તો છો? લડશો નહિ તો પછી તમને રહેવા દેશે નહિ. મને તો લડવાની હામ હતી, પણ મારી તો મુ પાસે રહી. હવે તમે જાણો.

[1]વિંજે હુંકજ આ અંઇસએ સમોડા ભદુઆ,
ભાદ્રામા મથે ચડી ચરંદા ધુંને જાધા.

આ આજીનું બોલવું સર્વે સાંભળી રહ્યા. આજીએ કહ્યું-ત્યારે હવે તમો તમારૂં લઇને ચાલતા થાઓ, ને મને અહીંજ રહેવા આપો. બીજા ભદુઆ કહેવા લાગ્યા-તમને મૂકીને અમે કેમ જઇએ? અમે લડશું. આજી કહે ભાદ્રામા સાથે પુરા પડાશે નહી. એકવાર તો તમારા માવિત્રોને મારી લીધા, ને તમારામાં ક્રાંઇ છે નહિ, માટે હું કહું છું કે તમે જાઓ. એટલે બીજા સર્વે પોતાનું સર્વસ્વ લઇને પાદર ગયા, ને આજી તો ત્યાંજ બેઠો રહ્યો. લંઘાને આજીએ કહ્યું-તું મારી પાસે બેસ. તું ને હું તો ભેળા છીએ. લંઘાને એ વાત ગમતી તો નથી પણ શું કરે? વળી આજી લંઘાને કહે જે તું મને આહીંથી સુરાવાળી મોરીએ તેડી ચાલ. લંઘો ત્યાં આજીને લઇ ગયો. ત્યાં એક ખાંભી ખોડેલી છે તેને ઓઠે આજી બેઠો ને લંઘાને કહ્યું-આ સૂકાં[2] જળમાં પડ્યાં છે તેને લગાડી[3] દે કે જેથી ઓઇસ[4] થાય. લંઘાએ ઝરડાં લઇ આવી લગાડી દીધાં. તેનો ઉજાસ પુનરોજી ચડયો આવે છે તેણે દીઠો. રાતનો વખત હતો તેથી પુનરોજી કહેવા લાગ્યો-

---

૧ આ હક જાય છે. સમા ભદુઆ ઉપર ભાદ્રામા ચડીને ધા કરે છે.
૨ સૂકાં-લાકડાં ૩ લગાડી દે-સળગાવ. ૪ ઓઇસ-ભડકો.

આજી મેલાણુ કરી પડયો છે. આજી એવો નથી જે ચોરની પેઠે ભાગી જાય, એમ કહી સુરાવાળી મોરીના પાછળ માર્ગ બાંધીને મેલાણુ કર્યું. આજી તો ખાંભીને[1] ઓથે વીર આસન વાળી બેઠો છે, ને લંઘાને કહે છે કે તું શરણાઇમાંથી સીંધુ[2] કર. લંઘાએ ખૂબ અવાજ કર્યો. તે વેળા આજીનાં ભાથામાં[3] ૫૦૦ તીર હતાં. તેમાંથી બે તીર લઇ કમાનમાં ચડાવીને કસીસ[4] કરી, પણ આજીને તો સરપનું ઝેર ભારે ચડી ગયું છે, તેથી દમ નિકળી ગયો ને આમળ ગાંઠ આવી ગઇ, તેથી ઘડી કમાને બેઠો. ત્યાં એક ગરજ[5] આવ્યું. તેને લંઘાએ જોયું, એટલે લંઘાએ આજી પાસે આવી જોયું તો તેનો પ્રાણ નિકળી ગયેલો માલમ પડયો. દુહો:—

[6]રતેં ગલે સીંજડી,[7] મોડ મા મ ખા
રીખડીઆરો રા, રણમેં રયો રાતડી.
ઇ બર જીું જારે, જીનીકે જીવનવલા,
જીકી સીંજો. મથાનું લઇ રણમેં રો થાકન.

એમ કહી પોતાનો ઘોડો લંઘાએ [8]ગુડી નાખી નિરૂફરી ( આજીની ઘોડી ) ઉપર સ્વાર થઇ ચાલતો થયો. આગળ ચાલતાં ભાદ્રામાનું મેલાણુ પડેલું દીઠું. તે વખતે સ્હવારનો પો' થવા આવ્યો. ભાદ્રામાએ લંઘાને ઓળખ્યો ને આજીની ઘોડીને પણ ઓળખી. લંઘો જવા ન પામે એવો હુકમ કર્યો, પણ

---

૧ ખોભી–થાંભલાને આધારે. ૨ સીધુ–અવાજ. ૩ ભાથુ–જેમાં તીર રાખે તે. ૪કસીસ કરી–ખેંચીને તાણ્યા. ૫ ગરજ–ગીધપક્ષી. ૬ રાતી સમડી તું ખા નહી. આજી રણમાં રાત રહ્યો છે. ૭ ખીજડાનું ઝાડ. ૮ ગુડી નાખી–તરછોડી.

તેને કોઇ પુગી શકશે નહિ એમ ધારી પુનરાજી ભાદ્રામા નીરૂફરી ઘોડીનો વછેરો હતો તેનાપર ચડી લંઘા પાછળ દોડયો. ને તેને પકડી પાડી, આડો ફરી પૂછયું-તું આજી ભદુઆની ઘોડી ઉપર કેમ ચડયો? ને આજી કયાં છે? લંઘો તો ગભરાયો ને કહ્યું-લોડ[1] લઇને બીજા ભદુઆ ગયા, બાકી આજી ને હું બે જણા રહ્યા તે સુરાવાળી મોરી ઉપર જઇ બેઠા. ત્યાં મેં સરણાઇમાંથી સિંધુ કર્યો ત્યારે એક સાપ આવ્યો, તે આજીને ડસ્યો ને આજીના પ્રાણ નિકળી ગયા. આથી આજીની ઘોડી ઉપર ચડીને હું જાઉં છું. ત્યારે પુનરોજી બોલ્યો-આજી જેવું માણસ તેને પડતું મૂકી ચાલી નિકળ્યો એ ઠીક કર્યું નહિ. તે સર્વે લશ્કર લઇ સુરાવાળી મોરીએ ગયો ને ત્યાં મેલાણ કર્યું. મોરી ઉપર ચડી જઇ જોય છે તો ત્યાં ખાંભીને પુંઠ ભરાવી આજી વીરરસમાં બેઠો છે. કસીસ ભરી છે. એમ છ પહોર નિકળી ગયા.

સિરભર કેસરીસિંહ, વારે કાં ભયે આરેઓ,
છ કોરીને દીંય, જે ભડ ભાદ્રામાં છો એઓ.

છ પહોર થયા એટલે પુનરોજીએ કહ્યું-જુઓ છો શું? ઝોળીમાં નાખી લ્યો. ત્યારે બીજા કહેવા લાગ્યા-જુઓ તો ખરા, આજી કસીસ ભરી બેઠો છે, તે કંઇ મુવો જણાતો નથી. પુનરોજી બોલ્યો-દમ તો નિકળી ગયો છે. તેને સંભાળી ઝોળીમાં લ્યો. એટલામાં એક ગીરજ આવ્યું તેણે આજી ઉપર

---

1 લોડ—સામાન

ઝડપ મારી, તેથી કસીસભરી હતી તે છૂટી ગઇ, ને તે કમાન-માંથી તીર વછૂટયું, તે નવ જણને સોંસરૂં વીંધીને નિકળી ગયું.

[1]ખરીએ વીંધ્યો બાણ, જેસે નાં જણાને વડે,
ત્રિભું કેજો તાણ, તો ભલો આછે ભદુઆ.

એ મુવો પણ નવને માર્યા, આજીની લાશને ઝોળીમાં ઘાલી પુનરોજી પોતાને ગામ આવ્યો. તેને અગ્નિસંસ્કાર કરી બાર દિવસ સૂધી સર્વેએ સૂતક પાળ્યું. દહાડોપાણી પણ આજીની લાજ પ્રમાણે પુનરોજીએ કર્યો, કેમકે આજી તેનો ભાઇ થાય, અને મુવા કેડે સગાઇ[2] રજપૂત વેર રાખે નહી..

હવે લોડ લઇને બીજા ભદુઆ જુને પાદર જાય છે. તે જોવા સારૂ આજીની રજપૂતાણી ગઢપર ચડી જોય છે ને બીજીઓ પણ જોય છે. ટોળેટોળાં આવે છે. તે ભેળા કોઇ અસો સ્વાર છે. આજીની ઘરવાળી આજીને જોતી નથી, તેથી બાંદીને કહે કે, આ સ્વારો જાય છે તેને જઇને પૂછ તો ખરી કે બધી લોડ આવી; પણ આજીની લોડ કયાં? સ્વારોએ કહ્યું પાછલા ટોળામાં છે. તે ખબર બાંદીએ આવી કહ્યું, તેનો દુહો—

[3]લોડ આવૈયાં, લોડાઉ ન આવૈયાં,
રખે ધણધણીઅસે બુજા સામેટાં થઇયાં.

એમ કરતાં એક ટોળું આવ્યું, બીજું આવ્યું; ત્રીજું આવ્યું તે સર્વે કહેતા જાય છે કે, વાંસલા[4] ટોળામાં છે. પછી

---

૧ જોરથી બાણે વીંધી નવ જણને વાઢી નાંખ્યાં. ૨ સગાઇ—જાતવાન અને વેમાઇ એટલે કુળવાન- ૩ બધી લોડ આવી પણ એ લોડનો ધણી. આજી નથી આવ્યો. ૪ વાંસલા—૫ છલા.

આજીની નીરૂફરી ઘોડી ઉપર લંઘો ચડીને આવે છે. તેને આવતો જોઇ આજીની ઘરવાળીએ નીરૂફરીને ઓળખી, પણ સ્વાર આજી નહોતો, એટલે તે બોલી—

હું ઘોડી નીરૂફરી, મથે ન ભદુઓ આ;
મુસે મુસેણાર, રખે કારા કનીઉ કપડાં.

એટલામાં લંઘો ફળીઆમાં આવ્યો. ઘોડી પરથી ઉતરીને તેણે દાણ[1] ઉપર બાંધી. આજીની રજપૂતાણીએ લંઘાને પૂછયું. ઘોડી આવી પણ ઘોડીનો સ્વાર કયાં? પછી તેના ગુજરવાના સમાચાર વિગતથી કહ્યા. ત્યારે રજપૂતાણી બોલી–ઘોડીને જોઇ પેટ બાળવું નહિં. એ ઘોડી પણ સ્વાર ભેળી ગઈ, તેને તૂં લઇ જા. એટલે લંઘો ઘોડી છોડી લઇ પોતાને ઘેર ચાલી નિકળ્યો. રજપૂતાણીએ પણ લૌંકિક કીધું. બાર દિવસ સૂધી પથ્થર ભદુઆ સર્વે સૂતા. દહાડો પાણી કર્યાં. કારજ થઇ રહ્યું ત્યારે આજીના કાકાનો દીકરો મોડ છે તેને જમાઇની પાઘડી બંધાવી, ને ગાદી ઉપર બેસાડયો. તેની ખબર પુનરાજીને પડી. મનમાં જાણ્યું કે, લડનાર હતો તે તો ગયો.

પુનરાજીએ પોતાની ભેંસોને ઘંટ બાંધી ભદુઆની રખાળ જૂના પાદર પર છે, ત્યાં હાંકી મૂકી. તે ત્યાં ચરવા લાગી. તેના ઘંટના અવાજ થયા કરે. રાત પણ પાછલી પોર છે. તે સમયે આજીની રજપૂતાણી જાગી ઉઠી ને મોઢું વાળ્યું. તેમાં પાર લેવા માંડી.[2]

---

૧ દાણ–થાન. ૨ રાજીઓ લેવા માંડયો.

[1]જડે વ્યો આ મરી, સીરા ચારી ભદુઓ
તડે ભાદ્રામાણા વછરા, અચે ઢંઢ ચરીઅ.

એટલે મોડ પણ જાગી ઉઠયો ને આજીની ઘરવાળીને કહેવા લાગ્યો–ભાભી, તમે રડો માં. હું જરૂર ભાદ્રામા પાસેથી જવાબ લઇશ.

મોડ રોજ સવારમાં ઉઠીને નદીએ ન્હાવા જાય, તે જે ઠેકાણે આજી નહાતો હતો તે છીપર ઉપર બેસીને ન્હાય. ગીરજો આવે તેને આજી દરરોજ માંસ નાખતો, તેની મોડને કાંઇ ખબર નહોતી. એજ છીપર ઉપર મોડ બેસી ન્હાય છે ને હાથ પગ ધૂએ છે. ત્યાં ગીરજો આવીને બેઠી. વળી એ ગીરજો એક ખીજડાનું ઝાડ છે, તે ઉપર ભક્ષની આશાએ આવીને બેઠી પણ મોડ તો સામું પણ જોતો નથી, એટલે બીજી ગીરજો તો નિરાશ થઇને ઉડી નિકળી. બાકી બે જણીઓ ઝાડ ઉપર બેઠી છે, તેણે જાણ્યું હવે કંઇ વળશે નહિ, તે નિરાશાથી જોરથી ઉડી, તે ખીજડાની ડાળ ભાંગી. મોડે ઉંચું મોં કરી જોયું, તો આજીની વાત યાદ આવી કે, આજી માંસ આપતો, ને હું તો ભૂલી ગયો. હવે મારી પાસે તો માંસ નથી. પણ આ બે ગીરજાને તો મારે નિરાશ કરવી નહિ. એમ જાણી મોડે સાદ કરી, તમે અહિં આવો. ગીરજો તો હુળેલ છે તે પાછી આવી તે સમેનો દુહો–

---

૧ જ્યારે આજી ભદુઆ મરી ગયો, ત્યારે ભાદ્રામાના ઢોર મારી સીમમાં ચરવા આવે છે. નહીતો આવે શેનાં ?

રતે ગસે નિરજડી, મોડે ડાર મ ભંજ,[૧]
કંધો મોડ કટકાઇ તાં તું માથે દીચંજ.

એટલું બોલી મોડે અસ્તરો લઇને, પોતાના શરીરમાંથી એક પગની પીંડી કાપીને એક ગીરજને નાખી. બીજી પીંડી કાપીને બીજાને નાંખી. બે સાથળોમાંથી માંસ કાપીને બે જણીઓને નાખ્યું, એટલામાં બાંદી તેલ લઇને મર્દન કરવા આવી. તે જુએ છે તો મોડ પોતાના શરીરનું માંસ ગીરજોને નાખે છે, ને લોહી તો ચાલ્યાં જાય છે! ને નદીમાં પડે છે. નદીનું પાણી લોહી લોહી થઇ રહ્યું છે. તે જોઇને બાંદી પાછી વળી, ને બાઇને હકીકત નીચે પ્રમાણે કહી—

વાંઢોડેજે વયણે, કીંઅ ડનણ કીધા,[૨]
પાણે બધે પટીઉં, મોડ મથે આસે મા.

ત્યારે બાઇએ માણુસ મોકલ્યા, તે મોડ પાસે આવી જોય છે તો મોડને આરોંત (મુર્છા) આવી ગઇ છે. પછી મોડને ઝોળીમાં નાખીને ઘેર તેડી લાવ્યા. તેને પટા બાંધી, છ મહીના પછી માથે પાણી નાંખ્યું,[૩] ત્યાં સૂધી તો ભાદ્રામે જુના પાદરની સીમ સર્વે પાયમાલ કરી નાખી. વસ્તિ સર્વે ગઢમાં રહી. બાકી બહાર કોઇ નિકળી શકે નહી, એવું ભાદ્રામે કર્યું હતું. મોડ મંદવાડમાંથી સારો થયો ને ગાદીએ બેઠો. ત્યારે ભાયાત સર્વે સલામે આવ્યા. કસૂંબો કાઢી, ધ્રુઘરી

---

૧ ડાળ ખીજડાની ભાગ નહિ. ૨ નદી ઉપર દાતણ કીત્રાં. ને મોડ કાચું માંસ પોતાના શરીરનું સમડીને આપે છે ને પાટા બાંધ્યા છે. ૩ માથે પાણી નાંખવું-સારા થવું.

મીઠાઇ વેંચાઇ. જેને જે આપવું ઘટે તે આપ્યું. પછી બધાએ વિચાર્યું કે, ભાદ્રામા સામે પહોંચી શકાય તેમ નથી, માટે ચાલો બાદશાહ પાસે જઇએ. ૫૦૦ વછેરા તૈયાર કર્યા. કાબૂલના બાદશાહ પાસે મોડ ગયો. બાદશાહે જુમાને દિને સલામ લીધી, ત્યારે તેને ૫૦૦ વછેરા નજરાણે કર્યા. બાદશાહે આવવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે ભાદ્રામા સાથે વેર થયું છે. તેણે વિગતથી વૃતાન્ત કહ્યો, ત્યારે બાદશાહે કુમક આપવાની સરત કરી કે, જીવતો માલ અમારો ને મુવેલો માલ તમારો, બાકી લૂંટ જેને મળે તેની. મોડે તે સરત કબૂલ રાખતાં અક્ષર પતર કર્યાં. બાદશાહે ૧૮૦૦૦) સ્વાર સાથે પોતાના સૂબા ચામુગલને ભદુઆની કુમકે મોકલ્યો.

ચડયો ચાવો ચંગ, જિકો ધમામેં ધોસ ઉઇ,
કોટને આરે બંગ, વીડા ઇંદો ભદુઆ,

એ રીતે પાદશાહી ફોજ લાવી, મોડે જરકાચ્છાના ગઢને ઘેરો ઘાલ્યો. ભાદ્રામાએ ગઢના દરવાજા બંધ કર્યા. ફોજ બહાર પડી છે. દશ બાર દિવસે ગઢમાંથી બસેં ચારસેં માણુસ નિકળે, તે ફોજમાં ઓચિન્તો હુમલો કરી, સારી પેઠે નુકસાન કરી, પાછા કિલ્લામાં પેસી જાય. ગઢ ઉપર પણ ચોકી ફરતી હોવાથી ફોજવાળા હુલ્લો લઇ જઇ શકતા નથી. વજીરીઆ કોઠાપર પણ જાપતો સખ્ત હતો. એમ કરતાં બાર વર્ષ નિકળી ગયાં, ત્યારે ગામમાં તો રસદ[1] ખુટી, અને ખોરાક ન મળે, તેથી સર્વે મુંઝાયા એટલે પુનરાજી, ગામના એક વયોવૃદ્ધ

---

૧ રસદ-ખાવાનું.

વાછીઆ નામના ભાદ્રામા પાસે ગયો, ને તેને પૂછ્યું કે ખોરાકી ગામમાં ખૂટી તો ભૂખે મરવાથી ભાલે મુવા સારા. માટે સવારમાં ફોજપર હુલ્લો કરવા ધાર્યો છે. પછી ઇશ્વર કરે તે ખરી ! પણ ખાધા વગર કેમ નિભાય ? છોકરાંઓ ખાવા વગર રૂવે છે. એવી દશા ગામમાં થઇ છે માટે તમારી સલાહ શી છે ? વાછીઓ બોલ્યો કે, એમ નહિ પણ હું કહું તેમ કરો તો, ફોજ તુરત કૂચ કરી જશે. વાછીઆએ કહ્યું કે થોડું દૂધ, ઘઉં, ચોખા, ઘી અને ખાંડ મંગાવો. એ બધું ગામમાં ફરી, જેમ તેમ મંગાવી સર્વે થોડું એકઠું કર્યું. તેનો વાછીઆએ દૂધપાક બનાવ્યો. શીરો, લાપશી, લાડુ, ચોખા, મગ રાંધીને રસોઇ તૈયાર કરી. ૫૦૦ પત્રાવળાં મંગાવી તેના પત્રાવળી દડીઆ કરાવ્યાં. તેના પર ખાવાનું સર્વે ચોપડીને પત્રાવળી દડીઆઓ કિલ્લા બહાર નંખાવી દીધા.

ફોજનાં માણસો કિલ્લા બહાર ફરે છે, તેમણે પત્રાવળી પડીઆ દીઠા. તેમાં દૂધપાક, લાપસી, લાડુ, ચોખા, મગ, ખીચડી ખરડેલી દીઠી. તેમણે ચામુગલને કહ્યું કે, બાર વરસ થયાં રસદ બંધ છે, પણ ગામમાં તો મોજમજાહની જમણવારો થાયછે ! તો આપણે ક્યાંથી ફાવીએ ? ચામુગલે પત્રાવળાં મંગાવી ખાત્રી કરી જોઇ વિચાર્યું કે, તેઓએ પણ બાર વરસમાં ઘણાં માણુસ મારી, આપણને નુકસાન પહોંચાડ્યું છે. જેણે સોરસીપીઆઓને મારી સેવાણુ લીધું, તેને હાલમાં પોંચાય તેમ લાગતું નથી. એમ ધારી કૂચની નોબત વગડાવી, એટલે ફોજે કૂચ કરી. વાછીએ પુનરાજીને કહ્યું કે જુઓ ચમત્કાર થયો કે નહિ ? પુનરાજી કોઠા પર ચડીને

જોય છે તો, વાત ખરી કે ફોજ કૂચ કરતી ચાલતી થઇ છે! લંઘો પણ સાથે છે. જેણે આજીને આથ[1] બતાવી. તે લંઘીનો દેર થાય. તેને દરબારની છોકરી સાથે મહોબત છે. તેણે એવી તદબીર કરી રાખી હતી કે, આ બાદશાહી ફોજ જરૂર કિલ્લો લેશે, ત્યારે આપણે બે ભાગી જશુ, ફોજે કૂચ કરી ત્યારે લંઘાએ પુનરાજીને પૂછી ફત્તેહની શરણાઇ વગાડી. ફોજમાં લંઘો ભદુઓ નીચે પ્રમાણે સમજાવે છે:—

[2]સેના ઇસેં સદ કરે, બાબુ જાયો આ,
અજાઇયેં ગોઇંએ, થીરપણે રજેનારો ધાં.

એમ દુહો કહ્યો. તે ફોજમાં લંઘો છે તે સમજ્યો. તેણે જઇને ચામુગલ સૂબાને કહ્યું કે, આ શહેરમાં મારો ભાઇ છે તેણે શરણાઇમાં મને સમજાવ્યો કે, ગઢમાં રસદ ખૂટી છે, ને ખાવાનું મળતું નથી. આથી ચામુગલે પોતાના માણસો સાથે સલાહ કરી કે, કૂચ કરી તે ઠીક છે. હવે આપણે આ ડુંગર દેખાય છે. તેની ઓથે જઇ મુકામ કરીએ, ને અહીં બે ચાર જણાને બિમાર કરી પડતા મુકીએ. તે શહેરમાં જઇ સર્વે બાતમી લઇ આવે તેના ઉપર વિચાર કરીશું. એવું ઠરાવી ચાર આદમીને બિમાર બનાવ્યા, તેમના શરીરે પાટા બાંધ્યા, ઉપર મધ રેડયું, જેથી માખીઓ બણબણવા લાગી. એવી હાલતમાં તેઓ દરવાજા પાસે પડયા.

---

૧ આથ–માયા ૨ ગામમાં ખાવાનું નથી એમ સમશ્યામાં ચેતવ્યું છે, એવો દુહાનો અર્થ થાય છે, એમ બાદ્રામાના લંઘાએ પોતાનો ભાઇ જે સામી ફોજમાં છે તેને સમજાવ્યો.

ફોજ તો કૂચ કરી ગઇ, એટલે શહેરના દરવાજા ઉઘડ્યા, એટલે આ ચાર માણસો ગામમાં પેસી ગયા. ત્યાં વાછીઆએ પુનરાજીને કહ્યું–હવે ખાવાને જોઇએ તેટલું અનાજ આપણી ખાણો છપ્પરમાં છે, તેમાંથી લાવો, ને ખાઓ પીઓ, ને મોજ કરો. પુનરોજી કહે–ખાણો છે તે તો અમે જાણીએ છીએ, પણ દાટેલી તમારા હાથની છે, તે તમારા વગર કોણ બતાવે? એટલે વાછીઓ ભાદ્રામો પણ ભેળો ચાલ્યો, ને જેટલા પાઘડીબંધા હતા, તેટલા સર્વે ખાણો ખોદવા ગયા, ને બાકીના ઓરત બચ્ચાંવાળા સામાન લઇ ઘેર ગયા.

જે ચાર જણા બિમાર થઇ ગયા હતા, તેમણે ફોજમાં આવી કહ્યું કે, શહેરના દરવાજા ઉઘાડા પડ્યા છે, ને તમે જો ઓચીંતા જાઓ તો કામ થઇ જાય તેમ છે. એટલે ફોજ ચુપકીદીથી ચડીને કિલ્લામાં પેસી ગઇ. ગામમાં આગ લગાડી દીધી. ઓરતો, ઘરડાં બુઢાંને પકડી લીધાં. ધુમાડાના ગોટેગોટ નિકળવા લાગ્યા, લૂટ ખૂબ ચાલી. પુનરોજી તો ખાણો કાઢવા ગયો છે. તેણે ટેકરી ઉપર ચઢી જોયું તો, ગઢમાંથી ધુમાડાના ગોટેગોટ નિકળતા દીઠા. વાછીઆ ભાદ્રામાને કહ્યું કે શહેરમાં જરૂર કંઇ ખલલ થઇ છે. એટલું કહી પુનરોજી સ્વાર થયો, એટલે તેના ભાણેજે કહ્યું કે તમે એકલા જાઓ છો તે મામા હું પણ ભેળો આવું. એક કરતાં બે ભલા જાણી, પુનરોજીએ તેને સાથે લીધો. આવીને જોય છે તો ચારેમેરથી શહેર બળે છે. માણસ તો કોઇ નજરે પડતું નથી, કે જેને પૂછાય. દરબારમાં પણ કોઇ ન મળે. ત્યાં નીરૂફરી ઘોડીનો વછેરો ને તેનો

સાણી[1] ભોંયરામાં છે તેને પૂછતાં કહ્યું કે, ફોજવાળાએ આ ગલબલો કીધો છે. પુનરોજી કહે વછેરા પર પલાણ માંડ. સાણી કહે વછેરો હજી કાચો છે, તો કહે પણ નીરૂફ્ફરીનો વછેરો છે, તે તેવો નહિ હોય. વછેરા ઉપર પડછી[2] નાંખવા માંડી, તે મુકવા આપે નહિ, ત્યારે પુનરોજીએ વછેરાને કહ્યું:—

[3]પીઅરા ઝલ પલ્લાણ, મ કર ડમર ઇતરો,
તો માસીમુમાં બએ વંજે બાનઈફિં પીઅરાઝલ,
તોકે તીતે છોઇઆં; જીતે ભાલેજો ઠાણ.

એટલે વછેરો સરખો થઇ ઉભો રહ્યો. તેના ઉપર પુનરોજી ને ભાણેજ બન્ને ચડયા, ને દોડતા આવી ફોજ ભેળા થયા. આ સ્વાર પણ ફોજનો દેખાય છે, એમ તેમને લાગ્યું, ને ફોજ ભેળા ચાલ્યા. ત્યાં વળી પુનરોજીએ પોતાની ઓરમાન માને એક ગાડા પર બેઠેલી જોઇ. તે બોલી:—

લજકમેં લઇ આએ, ભાહરામાણી પુનરા,
આડ તરછી જે કોઇએ, બુરન ગુડાઇઆએ.

એટલે પુનરોજી બોલ્યો :—

ભલી કરે ડનોએ માત્રેઇ મુકે મીઅણું
પાનસો મુગલ મારીઆ, જીકે ગીનીજે મુરેઓએ.

આગળ ચાલતાં બાયડીને એક ગાડામાં બેઠેલી જોઇ. તે પોતાના ધણી પુનરોજીને કહેવા લાગી :—

---

૧ સાણી એટલે સાઇસ ઘોડાવાળો. ૨ પડછી-ગાદી. ૩ પ્યારા, તું પલાણ ચઢાવ, અડીયલ ન થા.

ઘોડે મથે ગોઠ[1] ડીસે[2] પુનરોજીઓ,
તુવર પાઓ મોડ, અસાં લીખ્યો પારેઓ.[3]

આગળ ચાલતાં દીકરી જોઇ. તે બોલી :—

બાવલ બરકઇ આસ, કાલ લંઘી દી કાછડો,
તોનું પેરો ન મુઇ આસ, ભાદ્રામાણી પુનરા.

આગળ ચાલતાં જોય છે તો ૫૦૦ સ્વાર સાથે મોડ ચાલ્યો જાય છે. તેની આડો ઘોડો ફેરવી પુનરોજી ઉભો. મોડ બોલ્યો—કોણ? પુનરોજી? તો કહે હા! આપણે ઝગડા તો ઘણાએ કર્યા, પણ આવી તો કોઇ દહાડો થઇ નહોતી. પણ તું કુળમાં કરમી થયો જે માવરો, કાકીઓ, દીકરીઓ, ભાણેજો, ઘરવાળીને તેં બતાવી. મોડ બોલ્યો—થાનાર તે તો થઇ! હવે મને આ વછેરો આપ તો વેર મુકું. પુનરોજી જાણે આ ટાણે મોડ કહે છે તેમ કરીશ તો ઠીક છે, એમ જાણી તેણે વછેરો મોડને હવાલે કર્યો. અફીણ કાઢી ખારેક કસૂંબો પી વેર ભાંગ્યાં. પુનરોજી કહે, આપણે હવે એક છીએ એમ જણાવવું નહિ. તું સ્વારો લઇને એક મેર થઇ જા. પછી મુગલ જાણે ને હું જાણું. પછી મોડ પોતાના ઘોડા લઇ એક તરફ જઇ ઉભો રહ્યો. પુનરોજી ને તેનો ભાણેજ, તે ડુંગરનો ઘાટ, જ્યાં એકેકો સ્વાર ચાલે તેટલી જગા છે, એવી વસમી જગાએ બન્ને ઉભા રહ્યા. જે સ્વાર ઘાટમાં આવે તેને તરવાર તાણીને ઘા કરે, ને માથું ઉતારી પાડે, અને પોતાનાં

---

૧ ગોઠ—વરરાજા ૨ ડીસે—દેખાય. ૩ અમે લખ્યું વચન પાળ્યું

માણુસો આવે તેને કહેતા રહે કે, તમે આ સેડેથી[1] નદીમાં ઉતરી જાઓ. એમ કરતાં એક દિવસ ને રાત નિકળી ગઇ. ચામુગલ પુનરોજીની દીકરી સોનલને લઇ એકલે ઘોડે એક તરફ ધ્રો[2] છે તે વાટે નિકળી ગયો. બાકી ફોજ સર્વે કતલ થઇ ગઇ. હવે ભદુઓ લંઘો છે, તે મુગલનું ૫૦ પેદલ લશ્કર લઇને ઘાટમાં આવ્યા. તેણે પુનરોજીને કહ્યું:—

સુણ તું ચતેજા જામ, હીક વિનંતિ તાગરે
પાખરીઆ તો મારીઆ, પ્યાદા મુસાણ.

તું સમો છે. પ્યાદળને બચાવ તો સારૂ. પુનરાજી કહે હું એકને પણ નહિ મુકું. એ ૫૦ પ્યાદલ પોતાના હથિયાર તથા કપડાં ઉતારીને આવે તો હું જીવતા મૂકું. પછી તેમ કબૂલ કર્યું, એટલે તેમને જીવતા મૂક્યા. તેમના વંશવાળા થયા તેમને લાંઘાની ઓડક[3] લાગી, તે લાંઘા કહેવાય છે. અને તેની મારફત પાદશાહને કહેવરાવ્યું કે, પુનરોજીની દીકરીને ચામગુલ લઇ ગયો છે. તે બાઇને માનથી મોકલી દેજો-નહિ તો ખરાબી થશે. એટલું કહી મામો ભાણેજ ફોજ લઇ ગામમાં આવ્યા. એ પાયદળ ૫૦ આદમી ભીખ માગતા માગતા પાદશાહ પાસે પુગ્યા. તે વખતે પાદશાહ ઝરૂખામાં બેઠો છે. તેણે જાણ્યું કે આ કોઇ ફકીરો છે, તેથી પૂછયું કે તમે શું માંગો છો? ત્યારે તેઓએ કહ્યું-અમને ગઢ કાચ્છા પર ફોજ સાથે રવાના કર્યા હતા, તે અમને લંઘાએ જીવતા છોડાવ્યા, અને ચામગુલ તો પુનરોજીની દીકરીને લઇને આવ્યો છે. તેને માનથી પહોંચાડવાની

૧ સેડેથી-ચીલથા, માટે ૨ ધ્રો અટલે ખાડાના ખડકની વાટ ૩ ઓડક-અટક.




કુંવરી સોનલનો વિવાહ.

બોલીએ અમે છૂટયા છીએ–નહીંતર ખબર લેશે. બાદશાહ બોલ્યો–પુનરાજીની દીકરી તે મ્હારી દીકરી. તેણે હુકમ કર્યો કે, ચામુગલને પકડી કેદ કરો, ને બાઇને તેડી લાવો. માણસોએ ચામુગલને કેદ કર્યો, ને સોનલને તેડી આવ્યા. બાદશાહે તેને પોતાની બેગમ પાસે મોકલી. રસ્તાની થાક ભાંગવા થોડા દિવસ રાખી રવાને કરી, ને ગઢકાચ્છાએ પુનરાજીને સુપ્રત કરી.

પુનરાજીએ હવે દીકરી સોનલનો વિવાહ આદર્યો. તેની સગાઇ પોતાના ભાણેજ વેરે કરી. વિવાહ ઉપર મોડને તેડાવીને કહ્યું કે, વિવાહ તું કર. મોડે સોનલનો વિવાહ ભલીભાતે કરી, તેને પરણાવી. પુનરાજીએ મોડના કુટુંબ કબીલા સર્વેને તેડાવી ગઢકાચ્છામાં રાખ્યા, ને મોડને અડધો અડધ ભાગ વહેંચી આપ્યો. પછી સર્વ એક થઇ કાચ્છામાં રાજ્ય કરવા લાગ્યા.

ભદ્રામા અને ભદુઓ એ રીતે અર્ધોઅર્ધ વેંચીને ગઢ-કાચ્છામાં રાજ્ય કરે છે. ત્યાં પુનરાજી ભાદ્રામાનો વંશ ચાલ્યો. પુનરાજીને દીકરો થયો તેનું નામ માણેક ને માણેકને દીકરો થયો તેનું નામ માંઝુ છે. તે ભાદ્રામામાં પાગેરો (મોટો) છે.

મોડ ભદુઆનો વંશ ચાલ્યો. તેને દીકરો થયો, તેનું નામ ઝીણો, ને ઝીણાને દીકરો થયો, તેનું નામ પીંગર. એ રીતે ત્રણ પેઢી સૂધી તો હેતપ્રીતે ભેળા ચાલ્યા. પણ ભાદ્રામામાં એક નાનો પથ્થર છે તેની ઓડક માનકુઆની છે.

તે માનકુઆને ભદુઆઓ સાથે સેડા[1] સંધા ઉપરથી કજીઓ થયો. તેમાં ભદુઆઓએ માનકુઆને મારી લીધા.

[2]જુગ જીણેજો સંપનું, જે ભડ વજાઇ ભેર,
મારે માનકુઆ કઢે, જે વડા ખયો વેર.

એ રીતે ત્રણ પેઢી સુધી સંપ રહ્યો, ને પછી સંપ તૂટયો. ત્યાં સૂધી ભાદ્રામા ને ભદુઆઓએ ભેળા રહી અર્ધોઅર્ધ રાજ્ય ગઢકાચ્છાનું કર્યું.



૧ સીમાડો. ૨ દુહો—ઝીણાના વખતનો સંપ તુટયો, લડાઇનું ભેર--પડઘમ વગાડયું, માનકુઆને મારી કાઢયા, અને મોટું વેર બંધાયું છે.

# ફોરૂ.



વે ગઢકાચ્છામાં પીંગર ભદુઓ રાજ કરે છે. ભાદરામાનો ગરાસ તે પણ પોતે ખાય છે. તેમ કરતાં કેટલાક દિવસ થયા ત્યારે, આજી ભદુઆની ઘોડી નીરૂફરી જે આજીની ઘરવાળીએ લંઘાને આપેલ છે તેનો વંશ લંઘાને ઘેર છે. તે નીરૂફરી વછેરીને લંઘો ઘેર બાંધીને ખવરાવે, તે કાંઇ માગણુ લોકની ચાલ નહિ. તે ઘોડીને છૂટી તલમાં મૂકી દે, તેમાં ચરે, પીએ ને જ્યારે કામ પડે ત્યારે લંઘો જાય ને ઘોડીને લઇ આવે. કોઈ દહાડો ઘોડી પોતાની મેળે પણ ઘેર આવે. બારતલ ઉપર પેલી ઘોડી ચરે. તે તલ ઉપરથી રેઢુ ઘોડું કે ચોપું કોઇથી લેવાય નહિ, કેમ જે પિંગર ભદુઓ સ્વતંત્ર રાજ કરે છે. તેની પ્રગણામાં એવી શે લાગી ગઇ છે કે, કોઇ ચારે નહિ. પણ દૈવને કરવું આ નીરૂફરી તલ પર ચરે છે, ત્યાં એક પાણી પંથો ઘોડો અકસ્માત ક્યાંથી આવ્યો. પાણી પંથો ઘોડો તેને લાગ્યો. તેથી હમેલ રહ્યો. તે ઘોડીને ત્યાંજ ઠાણ આવ્યું. તે વછેરાને ત્યાંજ પડતો મૂકી, ઘોડી લંઘાને ઘેર આવી. તે સમે ખરનું ટોળું પાણી પીવા આવ્યું, તેમાં એક ખચરને ઠાણ આવ્યું. તેના ફરને (ફૂળને) તે ટોળામાં, મારડી ખર હતો, તેણે તે ખરના ફરને મારી નાખ્યો છે. તે ખચ્ચરે આ વછેરાને હેઠો પડેલો દીઠો છે, તે ખચરે જાણ્યું જે મેં જણ્યું તે ફર આ છે, ત્યાં ફર ઉપર

આવીને ઉભી રહી. આ ખરનું ટોળું તો પાણી પીને ચાલતું થયું. આ ખર તો આહીં વછેરા ઉપર બેઠી રહી. ત્યારે વછેરો ઉઠી, ધાવવા વળગ્યો, તેને લીધે ખર પણ ત્યાંજ રહી. તે ચરે પીએ ને વછેરો ને પોતે ત્યાં તલ ઉપરજ રહે. એમ કરતાં વછેરો મોટો થયો. ત્યારે એક દિવસ તેજ ખરનું ટોળું ફરી પાણી પીવા આવ્યું. તે ભેળી આ ખરી પણ થઇ, એટલે પછી તે પણ તે ભેળો થયો. ત્યારે ટોળાંમાં જે મારકી ખર છે તેણે વછેરાને દીઠો. એટલે વછેરા ઉપર ચલાવી આવ્યો. ત્યારે વછેરો ખર ઉપર ચાલીને રવડયો. તે ગરદનમાં બટકું ભરી, ખરને ધરતી ઉપર નાંખી, મારી નાંખ્યો, ને પોતે ટોળાં ભેળા ચાલી નિકળ્યો. પછી તો ટોળાંમાં વછેરો સરદાર. તે જયાં વછેરો ચાલે ત્યાં સર્વે ટોળું ચાલે. એમ જંગલમાં ફરતા ફરે છે.

હવે ગઢકાચ્છામાંથી લંધી નિકળી તલ ઉપર આવીને ફાંસલો બાંધે છે. જે આ તલ ઉપર કોક દાડે ખર પાણી પીવા આવે છે, તે ખર આવે ત્યારે પાંચ સાત પકડીને પીંગર ભદુઆને આપીએ, એમ વિચારી તલ ઉપર ફાંસલો બાંધ્યો છે. ત્યાંજ એ ટોળું પાણી પીવા આવે. તે એક બે વાર આવ્યું તો તેમાં તો કોઇ ખર હાથમાં આવ્યુ નહિં. પણ આ ટોળામાં જે ઘોડો છે, તે તો ફાંસલા પાસે આવે, તે વખતે ફલાંગ મારે. તે ફાંસલા ઉપરથી જઇ પાણી પીને, પાછો ફાંસલા ઉપરથી ઠેકીને, ટોળા ભેગો આવી જાય. એ ટોળાંવાળા ખર તે તો એ જગો મૂકી બીજે ઠેકાણે પાણી પીએ. કદાચ ફાંસલામાં આવી પડે તો તો

આખું ટોળું ફાંસલો તોડી નાખે. ત્યારે લંઘીએ આ ઘોડાને દીઠો. ત્યાં તે પોતામાં કહેવા લાગી જે, આ તો ખર નહિ પણ ઘોડો છે. પણ એ ઘોડો તો શું કામ કરે છે. એ ઘોડો કદાપી સ્વારની રાહ હેઠે હોય તો તે સ્વાર શું કામ ન કરે? માટે આ વાત તો આપણે દરબારને જરૂર કરવા જેવી છે.

તે સર્વે લંઘી વગેરે પિંગર ભદુઆ પાસે આવ્યા. તેણે આવી, ઘોડાની વાત કહી દેખાડી ને કહ્યું કે, એ ઘોડો કોઈ પ્રકારે હાથ આવે તો, એ ઘોડો મુલકોમાં પંકાય, જે આવો ઘોડો પિંગર ભદુઆને ઘેર છે. તે સમેનો દુહોઃ—

અસી દીજી જિત ખોડીઉં કાઠ ખરે કે,
તાજી ધીડી તીત ઉનું ઘિડીઅ છપીએ.

એટલે પિંગર પૂછવા લાગ્યો જે તે ઘોડો ક્યાં છે! ત્યારે લંઘીએ કહ્યું જે અનડઝનડના તળાવ ઉપર કોઇ દહાડો પાણી પીવા આવે છે. ત્યારે પિંગરે કહ્યું જે ત્યાં ચાલો, એટલે પિંગર તથા લંઘીઓ સર્વે અનડઝનડના તળાવ ઉપર આવ્યા. ત્યાં ઝાડી પણ ઘણી છે. ત્યાં એક આસરીલીઓ ઉભો છે. તે મોટું ઝાડ છે. તેની છાયા હેઠે એ ઘોડો પાણી પીને ઉભો રહે છે. તે તમે એ આસરીલીઆ ઉપર ચડી બેસો તો, એ ઘોડો તમારા જોવામાં સારી પેઠે આવે. ત્યારે એ ઉપર તો પિંગરથી ચડાય નહિં. ત્યારે લંઘીએ કહ્યું જે નીસરણી હોય તો, તે ઝાડ ઉપર ચઢાય. એટલે તે દહાડે તો પાછા વળી આવ્યા. સુતારને તેડાવી નીસરણી કરાવી. તે વખતે પાછા અનડઝનડ ઉપર ગયા. ત્યાં જઈ પેલા ઝાડને થડે નીસરણી જડ કરીને

પિંગર પોતે ઝાડ ઉપર ચડી ગયો. ત્યાં જઈ બેઠો. બીજા માણસો હતા, તે સર્વે આઘાપાછા થઇ ગયા, ને બીજા ઝાડો ઉપર ચડી બેઠા છે. એટલામાં ખરનું ટોળું પાણી પીવા આવ્યું. તે ફાંસલા ઉપરથી ઠેકીને આસરીલીઆને હેઠે આવીને ઉભો રહ્યો, ને બીજા ખર હતા, તે સર્વે ફાંસલો દેખી, બીજે આરે પાણી પી ચરવા લાગ્યાં.

એ ઘોડો તો એ ઝાડ નીચે આવી હવા લે છે, ને પિંગર તે ઝાડ ઉપર બેઠો છે. તે ઘોડાને જોઇને મનમાં ઘણો રાજી થાય છે. પણ એ ઘોડો તો કેમ ઝલાય! પણ ચિત્ત તો ઘોડામાં લાગી રહ્યું છે. તે જ્યારે ઘોડો ઝાડ હેઠેથી ચાલતો થયો ત્યારે, ખચરનું ટોળું સર્વે ઘોડા પછવાડે ચાલતું થયું. ત્યારે સર્વે ઝાડો ઉપર બેઠા હતા તે ઉતર્યા. આ પિંગર પણ હેઠે ઉતર્યો. તે લંઘી આદી સર્વેને કહેવા લાગ્યો કે, એ ઘોડો કેમ ઝલાય! એવું કહીને પાછા સર્વે ઘેર આવ્યા. પણ પિંગરના શરીરમાં તો તે ઘોડો ખૂંચી રહ્યો હતો. પણ જો કોઇ રમળીઓ મળે તો તેને પૂછીએ જે, એ ઘોડો હાથ આવશે કે નહિં ત્યારે તે રમળીએ રમળ કાઢી જોઇને કહ્યું, તે દુહો :—

કાજી કોઠે પાણ, પિંગર પુછ્ઠા પરમેં,
કરકી ઐજી જાણ, તાજી જાુડ તકડો.

તેમાં એમ કહ્યું જે ઘોડો તો હાથ આવશે. પણ એ ઘોડો તુને વેરીઓમાં લઇ જશે. ત્યાં તને એક ઓરત મળશે. તે એવી ખુબસુરત હશે જે દીઠામાં રૂપાળી લાગે એવી મળશે. મારા રમળમાં એમ આવે છે; તેનો દુહો :—

તાજી થુડંઘે તડકો, પણ વેરીએ મિંજ વેંધો,
તાજી તિતરો ઘો, ઝાલ જુડં ડીઝમહી.

ત્યારે કાજીને પિંગરે કહ્યું જે એવો કોઇ ઉપાય બતાવો જેથી ઘોડો હાથ આવે. ત્યારે કાજીએ સાત કાંકરા લઇ તે ઉપર ઇલમ પઢીને કહ્યું જે તમે તેજ ઝાડ ઉપર ચડી બેસજો. તે જ્યારે ઘોડો થડ હેઠે આવે ત્યારે એક કાંકરી મારજો, એટલે ઘોડો મનમાં જાણશે જે મારા ઉપર ગજબ શો પડયો. એવું જાણી ભાગશે. એ પાંચ પચીસ ગાઉ દોડી પાછો એજ ઝાડ હેઠે આવી ઉભો રહેશે. વળી બીજી કાંકરી મારજો, એટલે વળી ઘોડો ભાગશે, ને ખૂબ દોડી વળી એજ ઝાડ હેઠે આવી ઉભો રહેશે. એમ છ કાંકરી મારશો ત્યાં સૂધી તો ભાગશે. પછી સાતમી કાંકરી મારશો એટલે ઉભો રહેશે. એટલે એના ગળામાં શેથો નાખજો, એટલે તે શેથો પણ ઘોડો સહી રહેશે. એટલે તે ઉપર તું ચઢી બેસજે. એવું કાજીએ કહ્યું, તેનો દુહો:—

હુયાંઇ ખડીઉં સત, પો પગરખો પીઅરે (પગરખો),
ખણી આવ્યો તીત, વિંધે વેરીએ વિચમે.

કાજી બતાવીને પોતાના મકાને ગયો, ને પિંગરે તેજ પ્રમાણે કર્યું. ને જે પોતાનો ખવાસ કાજરીઓ છે, તેને કહ્યું તું કારી ઉપર ચડીને ભેળો ચાલ. તે પણ ભેળો છે. જે રીતે ઘોડો કાજીના કહેવા પ્રમાણે હાથ આવ્યો તે ઉપર પિંગર ઠેકી પડયો, ને ઘોડાની કેસવાળી પિંગરના હાથમાં, બાકી ઘોડો ભાગ્યોજ જાય છે. તે એવો જાય છે જે પવન વેગે જાય. ત્યારે

પિંગરે કાજરીઆ ખવાસને કહ્યું જે, તું મારી વાંસે ઘોડી ઉપાડયો આવજે. કાજરીએ પણ ઘોડી વાંસે ચલાવી. તે ચાલતાં ચાલતાં જેસલમેર જઇ પોચ્યો. ત્યાં ઘોડો પણ થાકયો તે જરા ધીરો પડયો. કાજરીઓ પણ પડખે આવી ચડયો. ત્યાં ભદ્રામાની વાંઢ પડી છે, તેમાંથી વાછડાનું ટોળું લઇને એક ગાભારી વાછડા ચારે છે. તેનું નામ મોબ છે, તેને કાજરીએ ઓળખીને પીંગરને કહ્યું જે, કાજી કહેતો તે વાત ખરી છે. ઘોડો તો જડયો પણ વેરીઓ વચે લઇ આવ્યો. પરમેશ્વર નહિ ભુલાવે તો આ ગાભારીઆવાળો મોબ છે. ત્યારે પીંગરે કહ્યું જે, તું હેઠો ઉતર, ને ઘોડાને ચોકડું ચડાવ. એટલે કાજરીઆએ ઘોડી ઉપરથી ઉતરીને ચોકડું લઇ ઘોડાને ચડાવ્યું. ત્યારે લગામ હાથમાં લઇને ગાભારીને પીંગરે સાદ કરીને દુહામાં પુછયું:—

ક કીંચું ડીરાંએં ચોયા, ક મીઠી લગીઅન છાય,
હેડેં હરીએં ધાહે, ગાભાર ગાભા ડુબરા.

એટલે ગાભારી બોલ્યો; દુહો:—

ન કીંયું ડેરાએ ચોયા, ન કીં પેઅન વાય,
અંની સંધી અમાંય, તેં કેં પિંગર હૈયું પાણસં.

તે ભાદ્રામા જેસલમેર ગયા પછી, પીંગરે ફેરો કર્યો હતો; તેમાં ગાયો લઇ ગયો હતો, તેના વાછડા છે. એવો ગાભારીનો જવાબ સાંભળી પીંગરે કાજરીઆ સામું જોયું. ત્યારે વળી મોબ બોલ્યો, જે મુને પરમેશ્વર ન ભુલાવે તો આજ સ્વાર પિંગર છે એવું કહી ગાભારી બોલ્યો. દુહો:—

ઓલાય પોઅણુ કસેઓ, અકઠ ઘોડા હુઠ,
તો પણ તેડી હુઠ, જેહી પિંગર ભદુએ.

તે સાંભળી કાજળીઓ બોલ્યો જે આપણુને મોભે ઓળખ્યા છે. ત્યારે પિંગરે ગાભારીને કહ્યું જે ભૂલ માં. પિંગર તો સાત હથીઆર બાંધીને ચડે છે. તે ગઢકાચ્છાનો રાજા છે. તે અહીંઆ શા વાસ્તે એકલે ઘોડે આવે, તેનો દુહો:—

પિંગર પંઝાએ ચડે, બંધે સત હથીઆર,
ગજર ને ગાભાર, વેળ વેશં સેઓ જે ચહુ.

પિંગર કહે ગાભારી તું જુદી વાત કરે છે. તેમ કરતાં પિંગર તો પોતાને ઘેર બેઠો છે. તું મને પિંગર ઠરાવે તે શું? મરાવવાવાળો થયો છે! ત્યારે ગાભારી બોલ્યો જે છે તો પિંગર, પછી તું ગમે તે કહે. ત્યારે પિંગરે જાણ્યું જે, એને ચાંપી આપું તો માંડ છાનો રહે. એવું સમજીને પિંગરે તરવાર ઉપર હાથ નાખ્યો ને કહેવા લાગ્યો:—જે તું ખોટું બોલે છે. તે તુંને તો હું મારી નાખીશ. ત્યારે તે બોલ્યો તુંથી હું મરૂં નહિ. મારૂં રાજ આ નજીક છે, તે એક બૂમ કરીશ તો સો જણુ આવીને ઉભા રહેશે. તે તુંને મારી લેશે; તેનો દુહો:—

રાડહુ ઝંડારાજમેં, મેં આઉં કંદ સકીઅ,
ન હિત હલો મિંડ ન દાવીઅ, પિથુ કંધા પારજીઅ.

ત્યારે કાજરીએ પિંગરને કહ્યું જે, મોભે તો આપણુને ઓળખ્યા, ને એને આપણે ઓળખ્યો, માટે ઘોડેથી ઉતરીને મોભને ફોસલાવશો તો બચશો. નહિ તો એના રાજવાળા

આવી પોચશે, ને આપણને મારી નાખશે, ને કમોતે મરશો. આ ઘોડામાંથી એ ખેલ નિપજ્યો. ત્યારે પિંગર ઘોડેથી ઉતરીને મોબના ગળામાં હાથ નાખીને તેને કહેવા લાગ્યો જે, તું તો અમારો છો માટે તું હવે અમને બચાવ. ત્યારે મોબે કહ્યું જે એમ હતું તો મને પહેલાંથીજ કહેવું હતું. હવે ચિંતા નહિ. માંજુ પણ એવો નથી જે એમ આવતે તમને મારે, માટે આ જારના ગોઠામાં બેસો. તે જારના ઝાડ હેઠે જગ્યા સારી છે. ત્યાં ઘોડા બાંધીને બેઠા. ત્યારે પિંગરે કહ્યું જે અમે જેમ તેમ અહીં આવ્યા. હવે તો બચાવ્યાનો વારો છે, ને અમે ભૂખ્યા પણ છીએ. ત્યારે મોબ કહે તમે આંહી બેઠા રહો. હું ખાણું લઇ આવું, એમ કહી પોતે પુરમાં ગયો, ને પોતાની માને જઇને કહ્યું જે, આજે બે મેમાન આવ્યા છે. તે સારા લાયક છે, તે સારૂં ખાવાનું તૈયાર કરી આપ. એમ ખાવાનું તૈયાર કરીને મોબ લઇ આવ્યો ને મોં આગળ મૂકયું. ત્યારે કાજરીઓ ખવાસ બોલ્યો જે મોબ ખાવાનું તો લાવ્યો, પણ તે દુશ્મનનું માણુસ છે, માટે વિશ્વાસ કરવો નહિ. માટે આપણી ભેળો તેને ખવડાવીએ તો ઠીક. એટલે મોબને પિંગરે કહ્યું જે તું પણ ખાવા બેસ.

મોબ બોલ્યો જે, મેં તો ખાધું છે, તો પણ જોરાવરીએ તેને ભેળો બેસાર્યો. ખાણું ખાઇ રહ્યા પછી પિંગર મોબને કહેવા લાગ્યો જે, અમે હવે શી રીતે બચીએ તેનો ઉપાય બતાવ. આજે તો તારા જીવાડયા જીવીએ. મોબ બોલ્યો જે માંજુ-

ભાદ્રામો એવો નથી જે ઘર ચાલી આવે, તે ચોખા દુશ્મનને પણ મારે નહિ, તેનો દુહોઃ—

મુનીખુતી લોહ વોંટે ડાંઇ ભદુઆ,
માંજુમેં માણુજા, વડા ખંચે થોડાહ.

એ સાંભળી પિંગર કહે જે, આવી રીતે તો હું માંજુ પાસે જાઉ નહિ. મને ભાદ્રામા માજુ સુધી પહોંચવા પણ દેશે નહિં વચેજ મારી નાખશે. મોબ કહે એક ઠેકાણું બચવાનું છે. જે માંજુની નાની છે, તેને ઘેર જાઓ તો બચો. પિંગર કહે તેનું ઘર બતાવ એટલે મોબ તેમને માજુની નાનીને ઘેર તેડી ગયો. ઘર દેખાડીને પાછો વળ્યો. ઘરમાં ગયા તો નાની બેઠા છે. તેને જઇને તેઓએ તાજીમ કરી. નાનીએ કહ્યું તમે કોણ? ત્યારે પિંગર બોલ્યો જે પિંગર—નાની કહે ભાઇ તેં તો ભુંડી કીધી. અહીં કેમ આવ્યો. પિંગર કહે ગમે તેમ હવે અમને બચાવ. નાનીએ કહ્યું ઠીક છે બેસો. પછી પોતે ઉઠીને હાથમાં કટાર લઇને જ્યાં માંજુ ખરખરીનો ખેલ કરે છે, ત્યાં ડોસી ગઇ. ડોસીને જોઇ માજુ સામો આવ્યો. નાનીના હાથમાં કટાર જોઇને પૂછયું, જે આ કટાર કેવી. નાની બોલી જે આ કટારે મારા આંતરડા કાઢી તારા ગળામાં નાખવા આવી છું. માજુ કહે મારી શી તકસીર છે, જે મારે માટે મરવા તૈયાર થયા છો. નાની કહે હું કહું તે માન, નહિતર મેં મરવું ધાર્યું છે. માજુએ કહ્યું કબૂલ છે ને વચન આપ્યું. ત્યારે નાની બોલી જે—પિંગર મારે ઘેર આવી બેઠો છે, તેને તારે મારવો નહિં. એ વાત સાંભળીને માંજુને ગમ્યું તો નહિ, પણ વચન આપેલું એટલે લાચાર. માંજુ કહે

એટલુંજ કે કંઇ બાંજું છે. નાની કહે પિંગર કાજરીઆની પાઘડી પહેરીને તારે ઘેર આવે તેને તારે મળવું. તેનો દુહો:—

કાજરીએજી પાઘસે, પણ આયો પઇ,
તે કે માંજુ માન દઈ તું વેઆરજ વીચમે.

પછી માજુ નાની ભેળો નાનીને ઘેર આવ્યો. ત્યાં પિંગરને દીઠો. પિંગર ઉભો થઇ માંજુને મળ્યો. ત્યાં ઘોડો બાંધ્યો છે, તે ઘોડો પણ દીઠો. માંજુએ નાનીને કહ્યું જે, તારે વચને પિંગરને મળ્યો તો ખરો, પણ બાપે માર્યા જુનાં વેર તો પડયા છે, તે કેમ મટે. પિંગરે જવાબ આપ્યો કે, તું જેમ કહે તેમ કરૂં, પણ હવે તો વેર, ભાંગવા ખરા. માંજુ કહે તારો ઘોડો આપે તો વેર ભાગ્યું સમજ. એટલે પિંગરે ઘોડો માંજુને આપ્યો. એમ માંજુએ બારે કસબે વેર ભાંગ્યું. એટલામાં બીજા ભદ્રામા ખરખરીની રમત રમતા હતા, તે સર્વે રમત મૂકી માંજુ પાસે આવી બેઠા. ત્યાં પિંગરને જોઇ બોલ્યા જે આપણો દુશ્મન કેમ આવ્યો છે. માંજુએ કહ્યું જે પિંગર આવ્યો છે. જેમ આવ્યો તેમ આવ્યો, પણ આપણે ઘેર આવ્યો માટે તમે તેને મળો. તેઓ બોલ્યા જે માંજુ તમને શું થયું. ત્યારે માંજુએ નાનાને વચન આપ્યાની વાત કહી, માટે નાનીને શું થાય. સૌને ગમ્યું તો નહિ પણ શું કરે, માંજુ પાગેરો છે, તેનું કહ્યું સૌએ માન્યું. તે ઉઠીને પિંગરને મળ્યા. થોડીવાર બેસી સૌ પોતપોતાને ઘેર ગયા. પિંગરને પાણીની તરસ લાગવાથી નાની પાસે પાણી માગ્યું. નાનીએ બૂમ મારી કહ્યું, તેથી માંજુની બાર

વર્ષની દીકરીનું નામ કોરૂ હતું. તે નાનીનો અવાજ સાંભળી પાણીનો લોટો માંજી, સાફ કરી, પાણી ભરીને લાવી. તેણે મનમાં વિચાર્યું જે પિંગર મજલનો માર્યો આવ્યો છે. તે ભૂખ્યો પણ હશે—માટે એને પાણી આપીશ તો પાધરૂ પીવા માંડશે તો એને કપાણ લાગશે. પાણી એના હાથમાં આપવું, ને તે લેવાથી ઠંડક લાગશે. પણ બારથી આવી પાણી જોઇ તપાસીને પીવું જોઇએ. તે માટે કોરૂએ બે તણુસલા ખડના ઉપાડીને, ધોઇ સાફ કરી કળશીઆમાં નાખી, પાણીનો લોટો પિંગરને આપ્યો. કોરૂ ઘણી ખુબસૂરત હતી. તેને પિંગરે જોઇ ને મન પિંગળી ગયું, ને આવી સ્ત્રી ઘરમાં હોય તો મોટા ભાગ્ય. એવું જાણી પાણી સામું જોય છે તો તેમાં બે તણુસલા દીઠા, તે કાઢીને પાણી પીધું—ત્યારે તેણે વિચાર્યું જે આ તણુસલા પણ પાણીમાં એણેજ નાખેલા છે, જે પાણી જોઇને પીવાય અને કપાણ લાગે નહિ. માટે એવી સ્ત્રી ઘરમાં હોય તો મનખો સધરે. એવું જાણીને પિંગર નાનીને પૂછવા લાગ્યો જે, આ પાણી લઇ આવી તે કોણ છે. ત્યારે નાની બોલી જે એનું નામ કોરૂ છે, ને માંજુની દીકરી થાય. એનું સગપણ ક્યાં કર્યું છે! તેના જવાબમાં નાની બોલી જે હજી નથી કર્યું. ત્યારે પિંગર બોલ્યો જે નાની! તેં મને જીવતદાન આપ્યું. નહિંતર માંજુ મારી નાખતે, એ તારો મોટો ઉપકાર થયો. તેવો બીજો મારા પર ઉપકાર કર. નાની કહે તે શું! તે તો કહે. તો કહે કે આ કોરૂનું સગપણ મારી સાથે કરાવી આપ. ને અમારામાં વેર છે તે સગપણથી બધાં તુટી જાય. નાનીએ

જાણ્યું કે પિંગરની વાત બધી ઠીક છે. વળી ગઢકાચ્છાનો રાજા છે. જે ઠેકાણું સારૂ છે. એમ જાણી માંજુ પાસે ગઇ ને કહ્યું કે હું તને એક વાત કહેવા આવી છું. તે તું માને તો ઠીક નહિ તો મારે મરવું પડશે. માંજુ કહે એવડું તે શું છે? કે તમારે મરવું પડશે. નાની બોલી જે આપણી કોરૂ હવે મોટી થઇ એનું સગપણ કોઇક જગાએ કરવું તો પડશે, માટે મારી નજરમાં પિંગર આપણો ભાણેજ પણ છે, ને ગઢકાચ્છાનો રાજા છે, તે વેરે કરીએ તો પુરાતન વેર પણ ભાગશે. આપણે કંઇ તેને ઘેરે જઇ દેતા નથી. એ તો આપણે ઘેર ચાલી આવ્યો છે, ને આપણે આપીએ તો ઉલટી શોભા છે. માંજુ કહે નાની તમે શું બોલો છો! હું તો તમારી વાત માનીશ. પણ બીજા ભદ્રામા છે જેના બાપ ભાઇ માર્યા છે, તે કેમ કબૂલ કરશે. નાની બોલી જે તું પાધરો થા માં. તું સર્વને ભેળાકર, પછી હું સર્વને સમજાવીશ, એટલે માંજુએ સર્વે ભદ્રામાને ભેળા કર્યા. સૌ આવી બેઠા ત્યારે નાની બોલી જે બાપા સૌ સાંભળજો, પિંગર આપણે ઘેર આવી બેઠો. હવે અહીઆંતો એનું કંઇ જોર નથી. હમણાં તો તમારા કાબૂમાં છે. તમે મારી વાત માનીને પિંગરને વચમાં બેસાર્યો છે, તો એક વાત બીજી મારા મનમાં ઉપજી છે. તેમાં સર્વેને સારૂ છે. આપણી કોરૂ પીંગરને આપી હોય તો હાડવેર પણ મટે ને સૌ આપણે ભેળા થઇ બેસીએ. સૌ બોલ્યા જે નાની તમે કહો છો તેમ કદાપી બને નહિ, અને કદાપી તમે કહો છો તેમ કરીએ પણ પીંગર ગઢકાચ્છાનો રાજા છે, તેને આપવા લાયક

ગોદડુ પણ આપણે ત્યાં નથી. નાની કહે હું કહુ તેમ કરો તો થાય. સાંભળો તમે સર્વે મારે ફળીએ આવો. ઢોલીને બોલાવો. ત્યાં આપણી કુંવારી દીકરીઓ રમત કરે, ને પિંગરના હાથમાં અરગજાનો કટોરો આપવો, તે પિંગર જે ઉપર અરગજા નાખે, તે સગપણ પીંગરને આપવું. નાની, મોટું વયોવૃદ્ધ માણુસ છે; તેને કોઇ ના પાડી શક્યા નહિ, ને કબૂલ કર્યું.

પછી સર્વે નાનીને ફળીએ આવી ઢોલીને તેડાવી કુંવરીઓએ રમત કરવા માંડી. તેમાં કોરૂ પણ રમવા લાગી. તેના રૂપમાં સૌ અંજાઇ ગયા. પિંગરના હાથમાં અરગજાનો કટોરો હતો તે કોરૂના ઉપર રેડયો, એટલે બીજા ભદ્રામા હતા તે રાજી થયા. જે ઠીક થયું જે પિંગર પણ ગઢકાચ્છાનો રા' છે ને, માંજુ પણ આપણો પાગેરો છે. એમ સગપણ સાબિત કરી કસૂંબો પાણી પીને ઉઠી ગયા, ને પિંગરને મહિનો માસ રોકીને રજા આપી. પિંગરે પોતાની કાળી ઘોડી ઉપર સામાન માંડયો, ત્યારે કાજરીઓ ખવાસ કહેવા લાગ્યો જે, મને કહો તો હું અત્રે રહી જાઉં. તમે જાન લઇને આવશો ત્યારે હું ભેળો આવીશ. પિંગર મેમાન હતો, ને રોજ સારા સારા જમણ થાય તે ઉપર કાજરીઓ લોભાણો, અને પિંગરને ત્યાં તો જુઆર મળે, અને અહીંઆ તો મનમાનતા મેવા મળે; માટે પિંગર અત્રે રહેવા દે તો ઠીક. એમ કાજરીઓ પાછળ રહેશે તે પણ ઠીક છે. એમ ઠરાવી દશ વીસ સ્વારો લઇ પિંગર ગઢકાચ્છે રવાના થયો.

કાજરીઓ કોરૂ પાસે રહ્યો. હવે એક દિને એવું બન્યું જે રા'કેર જેસલમેરનો ધણી સ્વારીએ ચઢયો છે, તે ઉપર એક પક્ષી છાયા કરતું આવે છે. તે કેરરા' ભાદ્રામાના પુર વચ્ચે થઇને નિકળ્યા. તે વેળા કોરૂ વાડામાં માથું ધોય છે. તે વખતે છોડીને કહ્યું જે મારી તીરકમાન ઉપાડી લાવ, નહિંતર આ પંખી મારી ઉપર ચરક નાખશે. એ પ્રમાણે તીર કમાન હાથમાં લઇ તીર ચડાવી કશીસ ભરીને તીર ફેંકયું, તે પંખીને લાગ્યું, ને રા'કેરના ઘોડા આગળ આવી પડયું. તેનો દુહોઃ—

ગરૂડ કરે છાંયડા, ચડયો કેરરા',
કોરૂ ગજન છંડીઓ, તડ પીઓ પડધરા.

ત્યારે કેરરા' ઘોડો ઝાલીને ઉભો રહ્યો, ને પૂછયું જે આ પંખીને તીર કોણે માર્યું. ત્યારે લોકો બોલ્યા જે આ તીર કોરૂનું છે. રા'કેર પૂછે જે એ કોરૂ કોણ છે. લોકો કહે જે સાહેબ તમે ઓળખતા નથી. એ તો માંજુ ભાદ્રામાની દીકરી છે. તે તીરમબાજીમાં ઘણી ખબરદાર છે. તેનો હસ્ત પણ કોઇનો એવો નથી. મીસાલ પરી જેવી છે એટલે રા'કેરે માંજુને ત્યાં જઈ કહેવરાવ્યું કે તારી દીકરીનું સગપણ મારાથી કરો, નહીતર મારા દેશમાંથી નિકળો. ત્યારે ભાદ્રામા સર્વે કહેવા લાગ્યા જે હવે શું કરીએ. પછી નાની પાસે આવીને સર્વે બનાવ કહ્યો, જે આ વાત તો આમ બની. આપણે પિંગરથી બાઇનું સગપણ કર્યું છે, ને રા'કેર પણ સગપણ માંગે છે તેનું હવે કેમ કરવું. તમે વેર વાળવા પિંગરથી સગપણ કરાવ્યું, પણ આ બનાવથી તો બમણું વેર વધશે. જો રા'કેરને

ના કહીશું તો તેના દેશમાંથી નિકળીશું, તો કદાપી થવા દેશે નહિં, ને વચમાંજ મારી નાખશે. માટે આ તો ધર્મ સંકટ આવી પડયું. નાનીએ કહ્યું કે ખરી વાત છે. જોરાવરથી કેમ પોચાય. પણ એક વાર આપણે કોરૂને તો પૂછી જોઇએ. નાનીએ કોરૂની માને બોલાવીને કહ્યું કે તમેજ પૂછો કે હવે કેમ કરવું. અમારે તો એ તરફથી મોત આવી બન્યું. કોરૂની મા કોરૂને એકાંતમાં બોલાવી કહેવા લાગી જે દીકરી તારૂં સગપણ તો પિંગર સાથે કીધું છે, ને કેર કહે છે જે મારી સાથે કરો. નહિંતર મારી નવાઇમાંથી જતા રહો. માટે આ મોટું સંકટ આવી પડયું છે, તેનું કેમ કરવું, તેની મુંજવણ થઇ પડી છે. કોરૂ બોલી જે મા એવી તે તું કેવી વાત કરે છે. રજપૂતાણીને તો એકજ વાત હોય. તું માંજુને મૂકે તો હું પિંગરને મૂકું. તેનો દુહો:—

આગર વીધીઉ વીટાઉં, અજેરા એ કેઇ રાણી
જે તું માજુ મંટીએ, તી માંજુણાણી—

એ સાંભળી કોરૂની માએ નાનીને કોરૂની વાત કહી સંભળાવી, જે કોરૂ તો માનતી નથી. એટલે સૌ ભાદ્રામા વિચાર કરવા બેઠા જે, પિંગર તો આપણને પૂછશે ત્યારની વાત ત્યારે, પણ આતો આપણને હમણાંજ મારી લે. પછી એમ ઠરાવ્યું જે, રા'કેરને સગપણની હા કહેવી, પછી થનાર હશે તેમ થશે. એમ નક્કી કરી કહેવરાવ્યું જે બાઈનું સગપણ તો કરેલ છે, પણ અમે તો તમારી વાડમાં આવી બેઠા છીએ, ને સંદેશો કહેવરાવ્યો તે કબૂલ છે. એટલે રા'કેરે કહ્યું કે તો પછી વિવાહ

સાંઢો. એટલે વિવાહ સાંઢ્યા. બે કોર ઢોલ વાગે છે. છોરાઓ રોજ રમત કરે છે. ગીત ગવાય છે. એમ કરતાં પરણવાનો દિવસ આવ્યો. એ વખતે રા'કેર કેસરીઆં પેરી પરણવા તૈયાર થયો છે. ઘોડે ચડીને પરણવા જવાના છે, તેનો દુહોઃ—

મોડ મીનોણકંગણી સૂરજ કયો શણગાર,
ભટીની અભુજીઓ, જી નવલખો હાર.

એ જેસલમેરના રાજા કેરે પોતાનો સર્વ દરબાર આરાસ્ત કરાવ્યો છે, (એટલે શણગાર્યો છે.) તેનો દુહોઃ—

ભટીએ જાં ભોણ, સાંગણ સોન સનાયા,
બાર તકરાથ લાણીઆ, મિજત જુમર બરન.

એવી રીતે મંડપ સણગાર્યો છે. એ વાત એટલે રહી. હવે જ્યારે માંડવા મુરત થયું ત્યારે, કોરૂને કહ્યું જે આ ઢોલ વાગે છે, તે તારાજ વીવાના છે. ત્યારે કોરૂ મનમાં ઘણી કચવાણી, પણ કરે શું જે પરવશુ પરીઆણુ થયા. હવે કાજરીઓ ખવાસ ત્યાંજ ખમ્યો છે, તે તો બહારજ રહે છે. તે લગ્નને દિવસે ઘેર આવેલ છે. તેને કોરૂએ બોલાવી કહ્યું જે, કાજરીઆ! આહીં તો આ રીતે બન્યું છે. હવે કોઈ એવો ચાલનાર ઉંટ હોય તે લઇ આવ. ત્યારે કાજરીઓ બોલ્યો જે ઉંટ તો એવો છે જેને ઘોડા પણ પૂગે નહિ. પવનની મિસાલે ચાલે એવો છે. ત્યારે કોરૂએ કહ્યું જે તું તે ઉંટ લઈ આવ. તે બે ઉંટ જોઇને કાજરીઓ લઇ આવ્યો. તે વાડામાં લાવીને ઉભા રાખ્યા, તેને ગુડા બાંધીને બેસાર્યા, ને કાજરીઓ બાઇ પાસે આવ્યો. ત્યાં કોરૂને તો, એક હજામની આંખે થોડું દેખે ને કાને બહેરી,

તે પીઠી કરે છે. તે જોઇને કાજરીઓ બોલ્યો જે આ શું? કોરૂ બોલી જે તું ઉંટ લાવ્યો છે! કાજરીઓ કહે હા. ઉંટ તો લાવ્યો છું. એટલે કોરૂ ટીમણના સામાનની એક ખુરજી ઘરમાંથી ભરી લાવી, બાકી પણ પોતાના લગનના લૂગડાં હતાં તે આણ્યા. ઉતાવળમાં માંજુ ભાદ્રામો ભાંગ ખાય છે તેનો અંબોચો ભર્યો હતો, તે પણ સામાન ભેગો આવી ગયો. તે પણ ઉંટ ઉપર નાખ્યો. પછી કોરૂએ જે લૂગડાં પહેર્યાં હતાં, તે ઉતારી હજામડીને આપ્યા. તે હજામડીએ પહેર્યાં. ને તેને ખાવા સારૂ મીઠાઇ આપી ને કહ્યું જે, તું આ બેઠે બેઠે ખાજે ને હું આવું છું. તેટલામાં રા'કેર આવે તો જવાબ દેજે. ત્યાં અમે પણ આવીએ છીએ. એ રીતે હજામડી તો મીઠાઇ ખાતી બેઠી છે. કોરૂએ તો મર્દાંગી પોશાક પહેરીને પોતાની લોંડીને પણ પોતાનો મરદાંગી પોશાક પેરાવ્યો. ઢાલ તરવાર બાંધી કાજરીઆને તેડીને વાડામાં ગઇ. ત્યાં ઉંટ ઉપર સ્વાર થયા. એક ઉંટ ઉપર કોરૂ ને લોંડી બે જણા ચઢી બેઠા, ને એક ઉપર કાજરીઓ ચડયો, ને ઉંટોને હાંકવા માંડ્યા. પણ ઉંટના ગુડા બાંધ્યા હતા તે છોડવાનું ભૂલી ગયા. ઉંટો ત્રણ પગે ચાલ્યા જાય છે. એ વાત એટલેથી રહી.

હવે રા'કર ઘોડે ચડી તોરણે આવ્યો. તે વર પોખાણો, ને માંહેલી કોર આવ્યા. ત્યારે વરરાજા કન્યાનો ગુડો આપવા ઘરમાં આવ્યો. ત્યાં જુએ તો બાયડી બેઠી છે, પાસે ઘડી પડી છે. તે રા'કેરે જાણ્યું જે આ કન્યા બેઠી છે તેનો બેસીને ગુડો દાબ્યો. ત્યારે હજામડી કંઇ દેખાતી પણ નથી.

ને કાને પણ સાંભળતી નથી. તેણે રાડ પાડી જે, આ કોણ. તે સાદ એવો નિકળ્યો જે રા'કેર જાણે જે એ કોણ છે. ડેણ છે કે ડાકણ છે. એટલે માણસો માંહેલી કોર આવી જુએ તો હજામડી બેઠી છે. ત્યારે તેને પૂછવા લાગ્યા જે કન્યા કયાં ગઇ! ત્યારે હજામડી કેવા લાગી જે, હું શું જાણું જે કન્યા કયાં ગઇ! એટલે આડું અવળું જોયું તો ઉંટ બેના પગ દીઠા, એટલે રા'કેરે કહ્યું જે ૫૦૦ સ્વાર ચડી આવો. એમ પાંચસો સ્વાર ચડી આવ્યા, તે ભેળો રા'કેર પોતે પણ ચડયો છે. તે હાલો હાલ ચાલવા માંડયા. તેમ ઉંટ પણ ચાલ્યા જાય છે, તેનો પગ લીધે જાય છે. ત્યાં સવારનો પોર તો થયો. હવે ઉંટો તો ત્રણ પગે છે, ને દશ પાંચ ગાઉનું છેટું પડી ગયું છે, પણ આ તો ત્રણ પગે જાય છે, ને ઘોડા તો ઉપાડયા આવે છે. ઉંટો એક ધાર ઉપર આવી ચડયા. ત્યાં ચોન્ટા લોક ચોરી કરીને કયાંકથી એ ધાર ઉપરે આવ્યા. તેણે આ ઉંટોને દીઠા, જે ઉંટોના પગ બાંધ્યા છે, તે જોઇને ચોરો પોતામાં વિચાર કરે છે જે, આ પણ આપણા જેવા જણાય છે. પણ ઉંટોના પગ બાંધેલા છે, તે એમને ચેતવીએ તો આ પાર પડી જાય. નહી તો પછવાડે વાર પણ આવે છે. તે પણ નજરે જણાય છે. એવું જાણીને આ ચોરો ઉંટોવાળાને કહે છે જે, ભુંડા તમારી મત ફરી છે કે શું, જે ઉંટોની ગુડીઓ બાંધેલી છે. ઉંટો ત્રણ પગે છે, ને વાર તો વાંસે આવે છે. કાજરીઆના તો, વાર આવવાની વાત સાંભળી હોંસકોસ ઉડી ગયા. કોરૂએ કહ્યું જે કાજરીઆ તારી કમરે તરવાર છે, તે

કાઢીને ઉંટની ગુડીઓ બાંધેલી છે, તે કાપી નાખ. કાજરીઓ કહે મારાથી તો કાંઇ થાય તેમ નથી, એટલે કોરૂએ પોતાની કમર-માંથી તરવાર કાઢીને, પોતાના ઊંટને પગે ગુડી બાંધી હતી, તે કાપી નાખી, ને કાજરીઆને કહ્યું જે તારો ઉંટ પાસે લાવ, એટલે તેના ઉંટની ગુડી બાંધી હતી, તે પણ કોરૂએ કાપી નાખી, એટલે ઉંટો ચાર પગે, ને તારા ખરે તેમ ચાલતા થયા. ત્યાં તો વાર પણ તે ટેકરી ઉપર આવી, ત્યારે રા'કેરે પેલા ચોરોને પૂછયું જે, અહીંથી કોઇ ઉંટો નિકળ્યા છે? તેમણે જાણ્યું કે આપણે બતાવશું તો આ પોચી જશે, ને પેલા માર્યા જશે, માટે તેમ ન કરવું. ઉંટોવાળા પણ આપણા ભાઇઓ દેખાય છે. એમ જાણી જવાબ આપ્યો—

સંજેસાં ભાઇઉ કેઇઉં, તડે ન કયા જાણુ
હાણ વીઆણી રાતડી, કુશો ડે સાંમાણ.

એ જવાબ સાંભળી રા'કેરને રીસ ચડી જે, ઊંટને તો આપણે દેખતા આવતા હતા, ને આ આપણુને ભૂલથાપ ખવરાવે છે, પણ લગનનો દિવસ તેથી પોતે નશામા ચકચૂર, ને માણસો પણ કેફી હતા, તેને રા'કેરે હુકમ કર્યો જે આપણા ઘોડા, ઉંટોને પકડી ન પાડી શકયા, ત્યારે એ ઘોડા તે આપણું શું કામ કરી શકશે! માટે એને ગુડી નાખો, ને આપણે પાછા જેસલમીર ચાલો. કેરના હુકમથી માણસોએ ઘોડાને ગુડી નાખી, ત્યાંથી તેઓ ચાલ્યા. ને જેસલમીર ગયા. કોરૂએ તો ઉંટો ખેડતા કર્યા છે, ને રસ્તો ભૂલ્યા, ને એક ઢુઇ ઉપર ચડયા, ત્યાંથી એક માણસ દૂર ફરતો દીઠામાં આવ્યો.

કોરૂએ કાજરીઆને કહ્યું જે આ માણસ પાસે ઉંટ ચલાવ, એને મારગ પૂછી લઇએ. એમ કહી ઉંટોને તેણીમેર ચલાવવા માંડ્યા. પેલા માણસે જાણ્યું કે ઉંટો મારી પાસે આવે છે જાણી, ચરતાં બકરાંને ભેળા કરી, કાંઓવાળી તેમાં નાખી, પોતે બીજી ઢુઇ ઉપર ચડયો. કોરૂએ જાણ્યું જે એને પોચાશે નહિ. જેણે બકરાં ખભામાં નાખ્યાં, ને બીજી ઢુઇ ઉપર જઇ ચડયો, તેની સાથે પ્રપંચ કીધા વગર પોચાશે નહિ. એમ ધારી ઉંટને ઝીકારી, પોતે ઉંટ ઉપરથી ઉતરી, મરદાંગી પોશાક ઉતારી, ઓરતના લૂગડાં પહેર્યાં, ને બાનડીને પણ ઓરતના લૂગડાં પહેરાવ્યાં, ને એ બે જણીઓએ તે માણસ તરફ ચાલવા માંડયું. તે પવારે એમ જાણ્યું જે આ તો ઓરતો છે. તે મારા સારૂ આવે છે. તે મારા માવિત્રે મોકલી હશે. તેને શેર કહે છે, ને પોતે પણ સામો ચાલવા માંડયો. એમ સામ સામા ભેટા થયા. એટલે ઇછીઓ પવાર દુહો બોલ્યો :—

સામે અચેસેર, કેઓ સંધોએ દેહ,
અચી વટમેં વેન, કરીઉં ગુણજી ગાલીઉં.

એટલે કોરૂ બોલી જે, હું તારે સારૂજ આવી છું. કેમ ઇછીઆ તું મને ઓળખે છે. ઇછીઓ કહે તારૂ નામ શું, અને કયો તારો દેશ. કોરૂ કહે મારૂ નામ કોરૂ! એટલે ઇછી-આએ તો ઓળખી ને બહુ રાજી થયો. જે કોરૂ, તું તો પદમણી છો, માટે તું હવે મારી ભેળી થા. કોરૂ કહેવા લાગી કે તારૂં કાંઇ ઠરઠેકાણું કે મરમુકામ છે! આપણે બેસસું ક્યાં! મારી સાથે આ બાંદી છે, ને બીજો એક ચાકર છે, ને વળી બે ઉંટ ભેળા છે, તેને માટે કાંક ઠેકાણું જોશે. ત્યારે ઇછીઓ બોલ્યો :—

કિરડ માંઝી માડીઉ, થુઅર માંજા કોટ,
ઇછીએ જેડા ઘોટ, કડ કોરૂ કને ન સોણે.

કોરૂ બોલી જે તું ઉતાવળો થા માં. હું તો તારા માટે આવી છું. પણ મને ભૂખ લાગી છે. એકવાર બાનડી રાંધે ને ખાઇએ, પછી હું તુંથી ક્યાં છેટે છું! કોરૂએ કાજરીઆને કહી ઉંટો છોડાવ્યા. તેમાંથી રાંધવાનો સામન કાઢીને લોંડીને કહ્યું જે, ઓગણું ચડાવ. લોંડી કહે લાકડા જોઇએ. કોરૂએ કાજરીઆ ને કહ્યું જે લાકડા લઇ આવ. કાજરીઓ કહે હું તો મરી ગયો છું. મારાથી કંઈ થાય તેમ નથી. કોરૂ કહે જે કાજરીઆ તું તો મરદ છોને, આમ કેમ કરે છે! એટલે કાજરીઓ કહે જે મને મરદ કહેશો માં. હું તો ઓરતથી પણ નપાવટ છું. પછી બાંદીએ આડાં અવળાં ફરી, છાણાં લાકડા ભેગાં કરી ખાવું ખવડાવ્યું. ત્યારે ઇચ્છીઓ પોવાર બોલ્યો જે, આટલી બધી મહેનત કરો? તેના કરતાં અમારી બકરીના દૂધની બળી કરીને ખાઓ, તો તે તૈયાર છે. તે બળી કેવી થાય છે. તે તો એકવાર ખાઓ તો વળી બીજીવાર મન થાય. તેનો દુહોઃ—

બરી જે બેં બાકરી, ઠીકરમેં ઠારી,
તડોણુ લીગારી થઇ, પવારે ધારી.

કોરૂ કહે તે તો પછી ખાશું. એકવાર તો ખાવું તૈયાર થાય છે તે ખાશું, પણ એકવાર ખાજરૂ લઇ આવ તે ખપશે. ઇછીઓ કહે તેને શું કરશો. કોરૂ કહે જે તે હશે ત્યારે શાંઅસોણુ થાશે, ત્યાર પછી આપણે ભેળા થશું. પછી ઇચ્છીઓ લઇ આવ્યો. તેને કાજરીએ સમો કર્યો ત્યાં સૂધી તો

રસોઇ તૈયાર થઇ ગઇ. કોરૂએ ખુરજીમાં મશાલો શોધવા માંડયો. તેના મનમાં હમાચો છે તેમાં મશાલો હશે. એટલે હમાચો છોડી જુએ તો મશાલો તો નહી, પણ ભાંગ લાંધેલી છે. કોરૂ રાજી થઇ જે આહો કાંઇક બીજો પ્રપંચ કરવો પડત. પણ આ ચીજ આવી, હવે ચિંતા નથી. પછી ખાવું પીરસીને ખાવા બેઠા. ત્યારે ઇછીઓ બોલ્યો જે હવે તું સોણ-શાસ્ત્રને કયારે કરીશ! ત્યારે કહે ખાવું પીરસ્યું. હવે તું આવે તો શાણશાસ્ત્ર કરૂં. એટલે ઇચ્છીઓ પાસે આવી બેઠો, તેને કોરૂ કહેજે તારૂં મોઢું ફાડ. પછી હમાચામાં ભાંગના લાડુ હતા, તેમાંથી એક લાડુ લઇને કોરૂએ ઇછીઆના મોડામાં નાખ્યો, તે ઇછીઆને ભારે સ્વાદિષ્ઠ લાગ્યો. એટલે ઇછીઓ કહે બીજું શાસ્ત્રકર. કોરૂ કહે આપણામાં જેટલા શોણશાસ્ત્રી થશે તેટલા આપણામાં વધુ રાજીયો થશે. માટે વળી મોઢું ઉઘાડ, એટલે તેણે મોઢું ઉઘાડયું, ને કોરૂએ બીજો લાડુ નાખ્યો, તે પણ ઇછીઓ ખાઇ ગયો. એમ જેટલા લાડુ હતા તે સર્વે ઈછીઆને ખવરાવ્યા. એટલે ઇછીઓ તો કેરૂને વશ થઇ ગયો. આ ત્રણે જણાએ ખાવું ખાઇ લીધું. ઇછીઓ તો ઉતાવળો થાય છે કે હવે કેટલીક વાર છે. ત્યારે કોરૂ કહેવા લાગી કે હજી એક શાસ્ત્ર કરવું છે, તે કર્યા પછી ભેળા થશું, તે પછી કોઇ દી જુદા થશું નહી. ઇછીઓ કહે તારે કરવું હોય તે કરી લે. પછી એક વાટકો લઇ, તીરની અણી વતી છેદ કરી, એ વાટકો કોરૂએ ઇછીઆને આપ્યો, જે આમાં દૂધ દોઈ આવ, તે માંહે ફીણ વળે તારે લાવજે, તેનું આપણે શાસ્ત્ર કરીશું, અને ભેગા થશું. એમ

કરતાં સાંજ પડી, ને કોરૂએ ઇછીઆને પૂછયું. જે ગઢકાચ્છાનો રસ્તો કયો! ઇછીઓ કહે જે, ગઢકાચ્છાનો રસ્તો આ પાધરો પડયો છે, એટલું કહી ઇછીઓ વાટકામાં દધ દોવા બેઠો, તે જેવું દોહે તેવું વાટકામાંથી દૂધ નિકળતું જાય, એટલે ફીણ શેનું ચઢે. ઇછીઓ તો કેફમાં છે, તે કાંઇ દેખતો નથી, એટલે કોરૂએ કાજરીઆને કહ્યું જે ઉંટોને કસ. કાજરીએ ઉંટને કસ્યા. આ ત્રણે જણ ઉંટ ઉપર સ્વાર થયા, ને કાચ્છાને મારગે ચાલવા માંડયા. તે દૂર નિકળી ગયા. ઇછીઓ તો કેફમાં છે. તે વાટકો ભરાય ત્યારે આવે પણ વાટકો ભરાતોજ નથી. ત્યારે મનમાં જાણે છે જે બકરીઓ મુથી અદેખાઇ કરે છે. તે દૂધ દેતી નથી એ જાણે છે જે ઇછીઓ ઘરબારી થશે તે પછી અમને ભેળો આડશે નહિં. ને અમારી દાદ લેશે નહિં, એવું જાણી બે ચાર બકરીઓને પકડતો આવે, ને તેના માથા એક બીજામાં ટકર લેવરાવે, ને માથા ફાટી પડે ને દમ નિકળી જાય એમ કેટલીએ બકરીઓને મારી નાખી, એટલે કાંઇક ભાંગનો કેફ ઉતરવા આવ્યો ત્યારે, ઇછીઆને મન થયું કે આ તે મેં શું કીધું. બકરીઓ પણ મારી નાખી, ને વાટકો પણ ભરાણો નહિ. તે શી બલા છે. વાટકો ઉપાડી જુએ તો વાટકામાં છીંડી છે તે વાટકામાં દૂધ કેવી રીતે રહે. ઇછીએ જાણ્યું જે કોરૂએ મારાથી દગો કીધો. એમ વિચારીને આમ તેમ જોયું તો ઉંટ પણ ન મળે કે કોઇ દીઠામાં ન આવ્યું, એટલે બકરાં ત્યાંજ પડતાં મૂકી ગઢકાચ્છાને મારગે ઉંટોના પગલે ચાલ્યો. ઇછીઓ દત જેવો છે. તે બીજો રસ્તો લેતો, ઉંટોને આડો ફરી માર્ગ ઝાલી બેઠો. ઉપર રાત

છે, પણ અજવાળી રાત છે. તે આઘેથી કોરૂએ ઇછીઆને દીઠો. કોરૂ કહેવા લાગી જે આ લહા (ખાંચા)માં માણસ બેઠું દેખાય છે તેની પાસે જઇએ તો સમજાય કે કોણ છે. કાજરીઓ કહે હું તો નહિ જાઉં. એટલે કોરૂએ પોતાનો ઉંટ આગળ કર્યો. ઇછીઆને કહ્યું જે માર્ગ મૂક. ઇચ્છીઓ કહે તૂં મને દગો દઇને ચાલી નિકળી પણ હું તો આવી પોંચ્યો છું, તે હવે તને કેમ છોડું, કોરૂએ બાનડીને કહ્યું કે મારી તીર કમાનનો ભાથો આપ. તે કોરૂએ હાથમાં લીધાં, એટલે ઇછીઓ ઉભો થયો. કોરૂએ કશીશ ભરીને તીર ફેંકયું. તે જઇ ઇછીઆના ગુડામાં લાગ્યું તે ઇછીઆના ગુડામાંથી જઇ, ભોમાં ખૂંટાયું, એટલે તેણે પાછળ ઉઠવા માંડયું. એટલે કોરૂએ બીજા ગુડામાં તીર માર્યું; એટલે ઇછીઆને ઉઠવાની સત્તા રહી નહિ. ત્યારે હાથ લાંબા કરી એક ઝાડ ઉખેડી લીધું. કોરૂએ વળી તીર ફેંકયું તે હાથમાં લાગ્યું. ત્યાં બીજા હાથમાં તીર માર્યું, ને એક છાતિમાં માર્યું. એટલે ઇછીઓ કમજોર થઇ ભોંય પર પડયો. એટલે કોરૂએ ઉંટ ચાલતો કર્યો, તે ટાણે કાચ્છાના પાદરમાં આવ્યા. ત્યાં તળાવ ઉપર આવી ઉંટોને ઝીકાર્યા. કોરૂ કહેવા લાગી જે હજી ચાર ઘડી રાત છે તો ખાવું તૈયાર કરો તો ખાઇએ. અત્રે હવે ચિન્તા નથી. એટલે લોંડીએ ઉંટમાંથી બાબ કાઢીને, લાકડાં ભેગાં કરીને બોગણું ચડાવ્યું. તેમાં ગોસ રાંધવા માંડયું, કોરૂ કહે, મને ઉજાગરો છે, તે હું જરા આડુ પડખું કરૂં છું. એમ કહી ઉંટ ઉપરથી ગાદલું લઇ સૂતી. બીજું માંસ હતું તે સેકીને કાંજરીઓ તથા લોંડી ખાવા બેઠા. કાંજરીઓ

પોતાનું સેકેલું માંસ ખાઇ ગયો ને લોંડીએ પોતાનું રાખી મૂક્યું હતું તેમાંથી પણ ખાવા માંડયો, તેથી લોંડી તકરાર કરવા બેઠી જે તારા ભાગનું તૂં ખાઇ ગયો ને મારા ભાગનું ખાવા માગે છે તે હું ખાવા નહી આપું. એમ રકજક ચાલી રહી છે.

હવે ગઢકાચ્છામાં વાત ચાલે છે કે, કોરૂના વેસવાળ રાકેર સાથે થયા છે, ને લગન થવાના છે. તે પરથી પિંગર ૨૫૦૦ સ્વાર લઇને ચડયો. ને જે રાતે મુરત હતું તે મુરત ઉપર દરવાજા ઉઘડાવીને બહાર નિકળ્યો. પિંગર ભેળો શુકનાવળી હતી. તેણે પિંગરને કહ્યું જે હમણાં શકન એવા થાય છે જે, આપણે ચાર ઘડી અત્રે રહી જશું તો સારૂ. જેથી મતલબ પાર પડશે. એટલે તળાવની અગારમાં પિંગર ઉતરી પડયો, તે વખતે તળાવના પછોરમાં (એટલે પછોડ, અથવા પાછલા ભાગમાં) કાજરી-ઓ ને લોંડી તેબે તપેલા ચડાવી બેઠા છે, ત્યાં પિંગરનું કોઇ માણસ ઝાડે ફરવા આવેલ છે, તેણે બળતું દીઠું ને ત્યાં એક બાયડીને ભાયડો એક બીજામાં ઝપાઝપી કરે છે. તે જોઇ તેણે જાણ્યું જે આ કોક ડેણ છે, તે પાધરો પિંગર પાસે જઇ કહેવા લાગ્યો જે એક બીરેબ તળાવની પછોરમાં દીઠું. પિંગર પૂછે જે બીરેબ તે શું. તેણે કહ્યું જે એક ડેણ ને એક ઢચડો બે જણા ટમકી (બળતું) કરી બેઠાં છે. પિંગર બોલ્યો જે લોકો કહે છે જે કોઇક છીર છે. માટે સ્વારો તૈયાર કરાવી, પોતે ઘોડેસ્વાર થઇ, માથામાં અમૂલ્ય ચોખુણી હીરાનીજ ટોપી પહેરી, તળાવની પછોરમાં આવી લાગ્યા. ત્યાં ટમકી બળે છે, તેને ઘેરી ઉભા. કાજરીએ લોંડી પાસેથી ગોસ ઝૂંટીને મોઢામાં

નાખ્યું. તે ચવાણું નહિ, ને ગળામાં ઉતરી ગયું, ને અધવચમાં અટકી ગયું. તેથી પુરૂ બોલી શકાતું નથી. સ્વારો જોઇને કાજરીઆનો તો પિશાબ નિકળી ગયો ને ચૂલા આગળથી ઉઠીને કોરૂને જગાડીને કહ્યું જે, કટક આવ્યું છે. કાજરીઓ કટક કટક કરે છે, તેથી કોરૂ ઉંઘમાંથી ઉઠી, ને રીસમાં નડીમાં મુઠી મારી, તેથી કાજરીઆના ગળામાં ગોસ અટકયું હતું તે બહાર નિકળી પડયું. એટલે કાજરીઓ બોલ્યો જે રાંકેરનું કટક આવ્યું. ત્યારે કોરૂએ જાણ્યું જે હવે તો મારે મરી મટવું ઠર્યું. પણ તે ટાણે મુસુજાણું થયું છે. દીઠેલા માણુસને માણુસ ઓળખી શકે છે. એવો બગબગો થયો છે. કોરૂએ સારી પેઠે નજર કરી જોયું તો આ કટક કેરરાનું નથી. પણ પોતે તીર કમાન લઇને કમાનથી તીર ચડાવી કશીસ ભરીને જોયું કે આમાં સરદાર તે કોણ? પિંગરને માથે જડાઉ-કંગાર[1] પહેરેલ છે, તે જોઇને જાણ્યું જે આ સરદાર દેખાય છે માટે એના કંગારમાં તીર મારૂં એવું વિચારીને તીર ફેંકયું તે જઇ કંગારમાં લાગ્યું ને તે માથા ઉપરથી હેઠે ઉતરી પડયું. પિંગરના માથાના વાળ છૂટી પડયા ને વાંસો આખો છવાઇ ગયો. ત્યારે સારી પેઠે ઓળખાણુ પડી તેનો દુહોઃ—

ડિજે કાંધ કાપરમેં, બત તાર ચાર તીર,
મારે હવે વીર, ધણી અસાંજે ધંગે.

કાજરીએ પીંગરને ઓળખીને પીંગરના પગે હાથ રાખી કહ્યું જે કોરૂને તેડી આવ્યો છું, ઘેર ચાલો. એટલે પીંગરે

---

૧. કંગાર–કાંગરા.

કટકને મહેલાણમાં પાછા જવા કહ્યું, ને ત્યાંથી ગામમાં જઇ, રથ તથા વાજાવાળાને લેતા આવજો. તે પ્રમાણે રથ વાજા આવ્યા, એટલે કોરૂ રાણીને રથમાં બેસાડી ગામમાં ગાજતે વાજતે લઇ આવ્યા, ને એક જગામાં ઉતારો આપ્યો, ને લગન જોવરાવ્યું.

આણીગમ રા'કેર પોતાના ઘોડા ગુડીને ત્યાંથી વળ્યા. તે પાંચ સાત દહાડે ભૂંડે હવાલે જેસલમીર પોંચ્યા. ત્યાં જઇ તેણે માંજુ ભાદ્રામાને કહેવડાવ્યું જે કોરૂને તમે નસાડી મુકી, માટે તમે આહીં રહેશો તો તમને મારીશ, ત્યારે માંજુ કહે જે તારી ખેડમાં તો મારી રતન જેવી દીકરી મેં ખોઇ. કોણ જાણે તેણે વાવ કરી કે આપઘાત કીધી. અને તું હવે અમને મારવા તૈયાર થયો છે. ત્યારે અમે પણ રજપૂત છીએ. અને જરૂર તારો પોટલીઓ ભરીએ એવા છીએ. પછી ચાર સારા માણસોએ વચમાં પડી ઠરાવ્યું કે માંજુને પંદર દિવસની મહેતલ આપો. તેઓ પોતાની લેણદેણ હશે તે સંભાળીને પંદર દિવસમાં ચાલી નિકળશે. એટલે માંજુએ પિંગર ઉપર કાગળ લખ્યો જે અહીં તો રા'કેરે અમારા પર કેર વર્તાવ્યો છે ને કોરૂ કયાં છે! તેની પણ અમને ખબર નથી. અહીંથી તો કોરૂને તેની વડારણ ને કાજરીઓ ત્રણે જણા ગેપ થઇ ગયા છે. તેથી અમારે પણ રા'કેરથી ખટપટ જાગી છે. પણ અમે રજપૂત છીએ તે મરશું કે મારશું; એવો કાગળ લખી ઉંટીને આપ્યો. તેણે ગઢકચ્છે આવી પિંગર ભટ્ટુઆને આપ્યો તે કાગળ વાંચીને માંજુ ભાદ્રામાની મદદે એક હજાર સ્વારનું

લશ્કર જેસલમીર મોકલ્યું, ને કાગળમાં લખ્યું જે કોરૂ ને કાજરીઓ આહીં સહીસલામત આવી પૂગા છે તેની બેફિકર રાખજો. તમે હવે ત્યાં રહેશો મા, ને લશ્કર ભેળા તમે આહીં આવજો. તમે મને નાનીના કહેવા ઉપરથી બાપે માર્યાનું વેર મુકી દીધું, ને મને સગપણ આપ્યું, માટે તમે તમારો ગરાસ આવીને ખાઓ, પીઓ. તમે આવશો ત્યારે રૂડાં લગન જોવરાવી વીવાનો આદર કરશું. એવો કાગળ લઇ સ્વારો જેસલમીર પૂગ્યા. એટલે માંજુ ભાદ્રામો પોતાનો ઉચાળો લઇ, આથ લઇ, ગઢકાચ્છે આવ્યો. રૂડા લગન જોઇને કોરૂને પરણાવી. દાયજો રૂડી રીતે આપ્યો છે. પોતાનો ગરાસ સંભાળી લીધો. એવી રીતે ભૂપતના વંશવાળાઓએ ગઢકાચ્છે રાજ કર્યું.



# ફૂલ ભદુઓ અને ભોરી રાણી.



સમાવંશના રજપૂત રાજાઓમાં જે મોડ થઇ ગયો, તે આજી [1]ભદુઆનો ભત્રીજો હતો. એ મોડને બે દીકરા થયા. તેમાં એકનું નામ જીણો, તેને પિંગર નામે દીકરો થયો. બીજાનું નામ બાંભણીયો, તેને દીકરો શિરાજ થયો. તે ફટાયો રજપૂત છે. પિંગરને જ્યારે સો વર્ષ પૂરાં થયાં, ને તેને કોઇ દીકરો થયો નહિં, ત્યારે શિરાજ મોટો પાગેરો થયો. એટલે ભદુઆ અને ભાદ્રામા સર્વે શિરાજને માને, તેને પણ કોઇ પુત્ર સંતતિ નહિં હોવાથી તેને મનમાં ઘણીજ ઉત્કંઠા રહેવા લાગી. દુહોઃ—

[2]કાછે રાજ કરે ભદુઓ, ભલી ભાતસે,<br>
[3]તેંસે વીઆજી વરે, સિક પણી સિરાજકે.

એક સમયે શિરાજ સવારના પહોરમાં ઉઠીને પોતે ગોખની બેઠક આગળ આવ્યો, ને જોય છે, તો ફળીઆમાં ગોલાઓ ઝાડઝુડ બુઆરી[4] કરે છે, તે વખતે એક[5] લોંડો અને

---

૧ સમાવંશમાં ભદુઆ અને ભાદ્રામા એ પથર રજપૂતોની જાત છે, તેઓ જરકાછાના જામ થયા, તેમાં વળી પાગેરા રજપૂત અને પાનેરા રજપૂત કહેવાયા. મોડે પણ ગઢકાચ્છામાં રાજ્ય કર્યું, એનો વંશ ભૂપતથી ચાલ્યો. ભૂપતના વંશજોએ કાચ્છામાં જેસલમીરનું રાજ્ય કર્યું. એ વિષેનો ઇતિહાસ, અમદાવાદનાં ગુજરાતી પંચની સિલ્વર જ્યુબિલીનો અંક તા૦ ૯-૫-૧૯૨૬ ને દિને બહાર પડયો છે તેમાં "આજી ને પુનરોજી"ના લેખમાં મેં આપેલો છે. ૨ ગઢકાછા ગામ. ૩ તેંહે-તેને. વીઆ-પુત્ર. તેને પુત્રની ખામી હતી. ૪ રસ્તો સાફ કરે છે. ૫ લોંડો-નોકર, લોંડી-નોકરડી, દાસી, બાંદી.

તા. ક. આ વાર્તા સાંજ વર્તમાનના પટેટી અંકમાં ૧૯૨૬ ની સાલમાં આપી છે.

એક લોંડી પોતપોતામાં લડે છે. શિરાજે, દરબારમાંથી બહાર આવી, આ બે લડતાં હતાં તેને સમજાવીને જૂદાં કર્યાં, ને પાછો પોતાની બેઠકે આવી બેઠો. ત્યાં તે દાતણ કરે છે. એટલામાં પેલી બાંદી, જે પેલા લોંડા સાથે લડતી હતી તેને તે કહેવા લાગી જે તેં સવારના પહોરમાં કજીઓ કર્યો, ત્યારે વાંઝીઆનું મોઢું જેવું પડયું. આ શિરાજ ભટ્ટુઆએ સાંભળ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો જે વાંઝીઓ તો હુંજ છું. આ ગોલા જેવી જાત મને જોઇને આમ કહે તો પછી બીજા શું નહિ કહેતા હોય, માટે મ્હારે હવે આ દુનિયામાં રહેવું હરામ. એવું મનમાં ધારી હાથમાં બરછી લઇ, પોટલીઓ લઇ, એકલો ગામથી બહાર નિકળી ગયો. ગાઉ બેગાઉ ચાલ્યો જાય છે, તેટલામાં હિંગુલાજ માતાની યાત્રાનો માર્ગ જાય છે તે માર્ગ ઉપર આવી ચડયો, ને તેને મનમાં પણ થયું કે આ માર્ગ મ્હોટો તે માતાનો છે, તો અત્રે બેસીશ, તો કોઇક મહા પુરૂષ એક દહાડે કે બે દહાડે પણ અહીંથી આવી નિકળશે, તો તેને મ્હેર પડે ને મ્હારી ઉમીદ તે પૂરી કરે, એવું વિચારી માર્ગ વચ્ચે લાંબો થઇને સૂતો. હવે થનાર છે કે તે સમયે બાલકનાથ જોગી જે મહા પ્રતાપી હતો તે જમાત ભેળો હીંગળાજ ગયો હતો, તે જ્યારે જમાત પાછી વળી તે વખતે તેની સાથે તે પણ પાછો આવતો હતો, ત્યારે રસ્તામાં શિરાજ ભટ્ટુઓ લાંબો થઇ પડયો છે, તેને કોઇ ઠેસ મારતા જાય છે ને

કોઇ ઉપરથી ઓળંગીને ચાલે છે, વળી કોઇ ટાળો[1] દઇને ચાલે છે, એમ ઘણી ખરી આખી જમાત ચાલી ગઇ. બાળકનાથ યોગી સૌથી છેલ્લો હળવે હળવે ચાલ્યો આવે છે, તે શિરાજ માર્ગમાં લાંબો થઇ સૂતો પડયો છે, ત્યાં આગળ આવી અટકયો, ને શિરાજને જોઇને બોલ્યો "બાબુ! તું વચમાં કેમ પડયો છે, ઊઠીને બેઠો થા" શિરાજે જવાબ આપ્યો "મહારાજ! આટલા બધા ચાલ્યા ગયા તેમ તમે પણ ચાલ્યા જાઓ. ત્યારે બાળકનાથે કહ્યું જે "તે તો સૌ પેટ ભરા છે તે ચાલ્યા ગયા, પણ હું તને પૂછું છું, જે તું આંહી જમીન ઉપર ધૂળમાં પડયો છે, તેનું કારણ શું? એટલે શિરાજ ઉઠીને બેઠો થયો, તો પોતાની સન્મુખ આ એક દીર્ઘજટાવાળા, મહાન આકૃતિવાળા યોગીને જોતાંવેંત લાંબો થઇ સાષ્ટાંગ દંડવત્ કર્યા. ત્યારે યોગીરાજે કહ્યું "મ્હારે શી ઇચ્છા છે, જે મનવાંછના હોય તે માંગ.' શિરાજ બોલ્યો "બાવાજી! મ્હારે કોઇ વાતની મણા નથી. ગઢકાચ્છાનો હું રાજા છું, ફક્ત મારે પેટે એક પણ પુત્ર નથી, તે તમો મહેરબાન થાઓ તો આપો." ત્યારે બાળકનાથ યોગી બોલ્યા જે "પુત્ર તો મ્હારા ભાગ્યમાં નથી, પણ અમે અત્રે આવી નિકળ્યા છીએ તો આ કુંડીનો કટકો[2] લે," અને આંગળી ચીંધીને બતાવ્યું કે "આ મહાદેવનું દેવળ છે, તેની પછવાડે આંબાનું વૃક્ષ છે, તેમાં આંબા લટકી રહ્યા છે, તેના પર આ કટકા વતી ઘા કરજે, એટલે ઝાડમાંથી ફક્ત એકજ ફળ પડશે,

---

૧ ટાળો–બચાવીને. ૨ કુંડીનો કટકો–ઠીકરાનો ટુકડો.

તે લઇને તારી રાણીને ખવરાવજે એટલે તને એક દીકરો થશે.” એટલું કહી પોતે યોગી ત્યાં બેઠા, ને શિરાજ કટકો લઇ મહાદેવના દહેરાં પાસે ગયો. ત્યાં જઇને જોય તો સુંદર ઘટામાં આચ્છાદિત ફુલિત પુલિત, આમ્રમ્હોરથી વાતાવરણમાં સુગંધ ફેલાવી રહેલું, ને અમૃત ફળોથી ઝૂકી રહેલું આંબાનું વૃક્ષ તેને દ્રષ્ટિગોચર થયું. શિરાજે મનમાં વિચાર કર્યો કે બાવાજીએ તો એક ઘા કરવાનો હુકમ કર્યો છે, પણ હું એવો ઘા કરૂં કે એક ઘાએ દશ વીશ ફળો નીચે પડે. એવું ધારીને જોરમાં એક ઘા કર્યો, પણ દૈવનું કરવું તે ફળતો એકથી અધિક નીચે પડયું નહિ. એ ફળ ઉપાડીને તેણે ભેઠ[1]માં રાખ્યું, ને મનમાં જાણ્યું જે આ મ્હારો ઘા સમો આવ્યો નહિ, તેથી એકજ ફળ પડ્યું, માટે બીજો ઘા કરૂં, એમ ધારી આડું અવળું જોયું, તો મહાદેવના મંદિરની આડ વચ્ચે આવવાથી બાળકનાથ જોગી તો કાંઇ જોઇ શકતા નથી. પછી પહેલા કરતાં વિશેષ જોરથી ઘા કર્યો, તો પણ આંબામાંથી ફક્ત એકજ ફળ પડયું, તે ઉપાડીને જેવું ભેઠમાં રાખવા જાય છે, તો આગલું ફળ ભેઠમાંથી ગેપ થઇ ગયું. એટલે શિરાજને મનમાં શંકા થઇ કે બાવાજીનો હુકમ તો એકજ ઘા કરવાનો હતો, તે ઉપર મ્હારો આકીન રહ્યો નહિ તે મ્હેં બે ઘા કર્યાં, પણ ફળ તો એકજ હાથ આવ્યું. માટે બાવાજી પાસે જાઉં; એમ કરીને બાવાજી પાસે આવ્યો, ને પગે પડયો, ને માફી માગી, જે મેં આપની આજ્ઞાનો અનાદર કર્યો છે. યોગીરાજે કહ્યું જે તું ફળ

---

૧ ભેઠ–રજપુતો કમર ઉપર, જેમ આપણે હમણા પટો બાંધીએ છીએ તેમ તેઓ ફેંટાની માફક કપડાંને વળ દઈ બાંધે છે તેને ભેઠ કહે છે.

જઇને ત્હારી સ્ત્રીને ખવરાવજે, પણ ત્હેં મ્હારૂં કહ્યું માન્યું નહિ, માટે તને જે દીકરો થશે તે પણ ત્હારા કહ્યામાં રહેશે નહિ. શિરાજ બોલ્યો જે કહ્યું નહિ માને તો તેનું તે ભોગવશે, પણ દીકરો તો આવશે! એવું કહી બાવાજીનો ઉપકાર માન્યો. શિરાજ ફળ લઇને ઘેર આવ્યો. શિરાજને સાતવીશો[1] રાણી છે. તેમાં એક અણમાનીતી છે, અને તે જુદી રહે છે. બીજી સર્વેને શિરાજે બોલાવીને તેને બનેલી સર્વ વાત કહી. એટલે એક કહે મને ફળ આપો, અને બીજી કહે મને આપો; એમ પોતપોતામાં રકઝક કરવા માંડી. ત્યારે શિરાજ ભદુઆએ તે ફળ ફોલીને તેમાંથી કટકો કટકો સૌને આપ્યો. પોતાના મનમાં નિશ્ચય છે કે દીકરો તો એકનેજ આવશે. એમ કટકો કટકો સૌને ખવડાવ્યો, અને જે ગોટલી અંદરથી નિકળી, તે ગોખમાંથી બહાર ફેંકી દીધી, તે સમયનો દુહો:—

આમુ ગિની આવ્યો,[2] હુકમ સે હલી,[3]
વેચી ખાધો રાણીએ, કરે બાત ભલી.

એ રીતે થયું, તે વાતની ખબર અણમાનીતીને પડતાં તેણે પોતાની લોંડીને બીજી રાણીઓ પાસે મોકલી સંદેશો કહેવડાવ્યો, કે આ ફળ તો સૌને સરખું છે. માટે તેમાંથી કાંઇ મ્હારી બાઇને આપો. એવાં વચન સાંભળી તે માનીતીઓ કહેવા લાગી કે આંબાનું ફળ તો અમે ખાઇ ગયાં, બાકી

---

૧ સાતવીશો એટલે એકસોને ચાળીશ. ૨ આંબો લઇ આવ્યો.
૩ હુકમ પ્રમાણે ચાલ્યા.

ગોટલી નિકળી તે એ પેટી પડી. આમાં માનીતી કે અણમાનીતીનું કારણ કાંઇ નહોતું, એ ફળ તો જોગીનું આંપેલું હતું તે સૌને સરખું હતું, પણ અમને તો કંઇ યાદ રહ્યું નહિં. એ જવાબ લઇને બાંદીએ પોતાની બાઇ પાસે જઇને કહ્યું જે આંબો તો સોહાગણો ખાઇ ગઈ. બાકી ગોટલી ફેંકી દીધી છે તે પેલી આંગણાંમાં પડી છે, એવું કહ્યું, ત્યારે અણમાનીતી બોલી કે જા આંગણાંમાં જઇને ગોટલી ઉપાડી લાવ, એટલે બાંદી ચાલી ને આંગણાંમાં જઇ ગોટલી લઇ આવી, ને પોતાની બાઇને આપી. તે જોઇને તેની બાઇ બોલી, જે યોગીએ ફળ આપ્યું તેનું બીજ તો આ છે, જેમાંથી વૃક્ષ થાય, માટે ખરી વસ્તુ તો સર્વે જણીએ નાખી દીધી. ફિકર નહિ. હવે તૂં આ ગોટલીને ખાંડી ઝીણી પરસુદી[1] જેવી કર. ત્યારે લોંડીએ તે ગોટલીને ખાંડી જીણી પરસુદી જેવી બનાવી. પછી બાઇએ વટલોઇ મંગાવી, તેમાં પાણી ભરી ગોટલીનો ભુકો નાખી મેળવી દીધો. એ રીતે ત્રાંમડી[2] ભરી રાખી.

પછી રાણીએ લોંડીને કહ્યું જે હવે તૂં ગામમાં જઇ સાદ[3] ફેરવી આવ જે જેને વીઆ[4] ન હોય તેવી સાતવીસો અમારી પાસે આવો તો જોગીની બુટ્ટીથી તેમને સંતતિ થશે. એ પ્રમાણે ગોલ્લી સાદ ફેરવી આવી. એટલે શહેરની સાતવીસો

---

૧ પરસુદીનો બારીક લોટ આવે છે તેવી. ૨ ત્રાંબડી–એટલે વટલોઇ, બગોણું, એક ત્રાંબાનું વાસણ. ૩ ખબર કરી આવ (સાદ ફેરવી આવવાનો ખરો અર્થ ડાંડી પીટાવી આવ.) ૪ વીઆ–છોકરું.

ઓરતો જેને સંતતિ થયેલજ નથી, તે સર્વે એકત્ર થઇ અણુમાનીતી રાણી પાસે આવી. એટલું કહેતાં સર્વેએ હાથ લંબાવ્યો, અને અણુમાનીતી સૌને અંજલિમાં ત્રાંબડીમાંથી પાણી આપતી જાય છે, ને સર્વે પીતી જાય છે. એ રીતે સર્વે પી રહ્યા પછી પોતે પણ એક અંજલિ ભરી પાણી પીધું, ને સર્વેને કહેવા લાગી જે [1]સોનગાંઠ બાંધો, એટલે સર્વે જણીઓએ સોનગાંઠ બાંધીને સર્વે તેની સામું જોઇ રહી, એટલે તે બોલી કે તમે જુઓ છો તે શું! હું અણુમાનીતી છું, પણ પેટે છોરૂ નથી તે પરમેશ્વરનો હુકમ તો કેમ ન થાય, તે પલમાં ચાહે તે કરે. પછી સર્વે પોતપોતાને ઘેર ગઇ, અને થોડા સમય વીત્યા બાદ સર્વેને [2]હુમેલ રહ્યા. પૂરા માસ થયા એટલે અણુમાનીતીને પેટ દીકરો અવતર્યો, તે તેની વધામણી સૂયાણીએ જઇ શિરાજ ભદુઆને આપી કહ્યું "રાજા સાહેબ! વધામણી છે. તમારે ઘેર કુંવર અવતર્યો" ત્યારે શિરાજે પૂછયું જે કઇ રાણીને કુંવર અવતર્યો. સૂયાણી કહે "જેને તમે દુઆગ[3] આપ્યો છે તેને." એ વર્તમાન સાંભળીને શિરાજને પગથી માથા સૂધી ઝાળ ચડી ને બોલ્યો જે "હું તો તેને ઘેર પણ જતો નથી ને દીકરો તે કેમ આવ્યો! ત્યારે સૂયાણી બોલી જે એ તો દુવાનું[4] ફળ છે. શિરાજ કહે જે દુવાનું ફળ હતું તે તો માનીતીઓને ખવરાવેલ છે. એને તો તે પણ ખવરાવ્યું નથી. ત્યારે

૧ સોનગાંઠ–આજનો ઉત્તમ દિવસ છે તેની યાદગીરી માટે ગાંઠ બાંધવી તે ૨ હમેલ–દહાડા. ૩ દુઆગ–જેને તમે તજી દીધી છે તે. ૪ દુવા–આશીષ.

સૂયાણીએ જવાબ આપ્યો જે તમે તો ખવરાવ્યું નથી, પણ પરમેશ્વરની મોટી કૃપા થઇ, તેનું સામર્થ્ય છે, તે ચાહે તેમ કરે, ને વળી મ્હારી બાઇ ભેળા સાતવીશો સ્ત્રીઓને પુત્ર રત્ન અવતર્યાં છે, તે વાત સર્વે અથથી ઇતિ માંડીને શિરાજને કહી દેખાડી, જે એ સર્વે ગોટલીમાંથી પેદા થયા છે. એમાં કોઈ બીજાની કરામત નથી. એટલે શિરાજ ત્યાંથી ઉઠીને કાશીનો ચોતરો[1] હતો ત્યાં આવીને બેઠો, ને બાંદીએ, જેણે પાણી પીધું હતું તે સર્વેના નામો કહી દેખાડયાં, ને કહ્યું જે આપ તો મ્હારી બાઇને મહેલે પધાર્યા નથી, પણ એ સર્વે ગોટલીનો પ્રતાપ છે.

પછી શિરાજ ભદુઆએ સૂયાણીને બે ગામ વધામણીમાં આપ્યાં, તેમ માગણ લોકોને પણ, કોઇને ગામ ને કોઇને કાંઇ જેના ભાગ્યમાં જેવું આવ્યું તેવું આપ્યું. જોષીઓને બોલાવીને કુંવરની વેળા લેવડાવી, જન્માક્ષર જોવડાવ્યા, ને જોષીને પૂછે છે કે કુંવરના ગૃહો કેવા છે. જોષીઓ કહેવા લાગ્યા જે, વેળા તો સારી છે, પણ આ કુંવર તમારૂં કહ્યું માનશે નહીં, ત્યારે શિરાજે કહ્યું, કે જેણે આપેલ છે તેણે પણ એમજ કહ્યું છે. જોષીઓને શિરાજે સારી રીતે આપી મન સંતોષ્યા. કુંવરનું નામ ફૂલ પાડયું. એ ફૂલ તે આપણી વાર્તાનો નાયક છે.

શિરાજે બાંદીને બોલાવી હુકમ કર્યો જે એ પાણીથી જે જે બાઇઓને પેટે દીકરા અવતર્યા છે, તે સર્વેને આપણા

---

૧ ચોતરો—બજાર વચ્ચે એક મ્હોટું બેસવાનું સ્થાન જેને કાશીના ચોતરાનું નામ આપેલું.

દરબારમાં તેડી લાવો. "તેઓને રહેવા માટે એક વિશાળ જગા દુરસ્ત કરાવી, તેમાં તેઓ સારૂ ખાટલા ઢાળ્યા, ને કહ્યું જે એ સર્વેની સુવાવડોનો ખર્ચ દરબારમાંથી અપાવશું, ને સુવાવડ પણ દરબારમાં થશે. લોંડી સર્વેને ઘેર જઇ દરબારમાં જાબેદથી[1] તેડી લાવી. શિરાજે સર્વેને દરબારમાં રાખી ને તેમને ખાવાપીવાનું દરબારને કોઠારેથી[2] ચાલુ કરી આપ્યું, ને વળી તેઓની ખિજમતમાં માણસો રાખ્યા, તે તેમને પાણી ખપે[3] તો દૂધ આપે. એવી તજવીજ કરાવી, સૌને દરબારમાં રાખી, સર્વે ન્હાઇ ધોઇને ઉઠી, અને પોતપોતાને ઘેર ગઇ. છોકરાઓ મ્હોટા થયા, ચાલવા હાલવા જેવા થયા, એટલે સાતવીશો છોકરા દરબારમાં આવે તે ફૂલ પાસેજ ખાય, પીએ ને રમ્યાજ કરે, પોતાની મા પાસે પણ જાય નહિ. એમ કરતાં સૌની આઠ વર્ષની ઉંમર થઇ છે, ને સર્વે ઘોડે પણ બેસે છે.

એ રીતે પોતાના ભાઇબંધો સાતવીસો છે, તેને સાથે લઇને ફૂલ શિકારે જાય. સાથે કારભારી, માગણવર્ગ, તથા ગવૈયા પણ હોય, ને દરરોજ સહેલાણી[4] કરે, માગણોને પણ રોજ આપે, કારભારીઓને પોશાક આપે, એમ બે ચાર દિવસે પાછો ઘેર આવે. વળી ચાહે ત્યારે ચાર દહાડા બહાર રહી આવે, એમ કરતાં વર્ષ ૨૫ ની ઉમર થઇ ત્યારે તો હજી પોતે કુંવર પદ્વીએ છે, તો પણ રાજ્યમાં કોઇ જોરાવર માણસો હોય, તેનું જોર તોડી નાખે, ને કોઇને વધારી પણ આપે, દુશ્મન ઉપર

---

૧. જાબેદથી–જલદીથી. ૨. કોઠારથી–ભંડારથી. ૩. ખપે–જોઇએ. ૪, સહેલાણી મોજમજા.

તો તૂટી પડે, ને ખૂબ જેર જેર કરે, એવો ફૂલ પ્રતાપી થયો. દરરોજ સ્વારીએ ચઢે. એક સમયે એવું થયું જે ફૂલ ભદુઓ સ્વારીએ નિકળ્યો છે, તે કાચ્છાને પાદરે[1] એક બાગ છે, તે પાસે સોતાની વાંઢ[2] પડી છે, તે સોતા બહુકા[3] માણુસ છે, તેની દીકરીઓ કુંવારી છે. તે સર્વે ભેળી થઇને બગીચામાં આવે, ત્યાં આંતણુ[4] માંડીને કાંતે, ને જે દહાડે જુમાનો[5] દિવસ હોય તે દહાડે આંતણુ ઉપાડી લે, ને લંઘીને[6] તેડાવી ઢોલ સાથે રમત કરે. ફૂલ ગયો તે દિવસ જુમાનો હુતો, ને છોકરીઓ લંઘીને તેડાવી રમત કરવા લાગી. એ સમયે ફૂલ ભદુઓ બગીચા પાસે આવી લાગ્યો. છોકરીઓની રમતનો અવાજ સાંભળી, પોતાની સાથે માણુસો છે તેને પૂછે છે કે આ બાગમાં ઢોલ શાનો વાગે છે? માણુસોએ કહ્યું જે સોતાની છોકરીઓ ઝમરની[7] રમત રમે છે, ને તે રમત સરસ જોવા જેવી છે. ફૂલ ભદુઓ બોલ્યો જે એ રમત[8] ફીટે તો હું માંહેલી કોર જાઉં. માણુસો કહે રમત જોવા જેવી છે, તેને ફીટાડવાનું કરો છો તેનું કારણુ શું? ત્યારે ફૂલ બોલ્યો જે મ્હારા મ્હોંમાંથી પડયું જે રમત બંધ થાય તે બંધ થવોજ જોઇએ. માણુસોએ કહ્યું જે અમારાથી તો એ રમત બંધ થાય નહિ. સોતા[9] જોરાતા છે, તે જાણે તો આપણુને મારે. માટે અમારાથી તો રમત બંધ ન કરાવી શકાય. એટલે ફૂલ ભદુઆએ

---

૧. પાદર-ગામનું નાકું. ૨. મેલાણુ ૩. બહુકા-બળવાન. ૪. આંતણુ માંડીને-રેંટીયો મૂકીને. ૫. જુમાનો-શુક્રવારનો. ૬. લંઘી ઢોલ વગાડે તે. ૭. ઝમર તે એક જાતનો ગરબો છે. ૮. ફીટે એટલે બગડે, બંધ થાય. ૯. જોરાતા-જોરાવર.

પોતે ભાથામાંથી તીર કાઢી ને કમાન ઉપર મૂકી કસીસ[1] ભરીને ડાંડીમાંથી ફૂલ[2] કાઢીને થોથાનો ઘા કર્યો. તે ઢોલમાંથી બે પડ ફાડીને સોંસરો આરપાર નિકળી ગયો, એટલે ઢોલ વાગતો બંધ થઇ ગયો. ત્યારે છોકરીઓ લંઘીને કહેવા લાગી જે, ઢોલ કેમ વગાડતી નથી? લંઘી બોલી જે ઢોલ તે શું વગાડું, ઢોલ તો ફાટી પડયો. છોકરીઓએ પૂછયું જે વગાડતાં બે પડ શી રીતે ફાટયા? લંઘી કહે કોણ જાણે. એટલામાં એક છોકરીને તીરનો થોથો નજરમાં આવ્યો, તે જોઇને થોથું ઉપાડી લાવી જોય છે તો થોથા ઉપર મોતીનું કામ કરેલ છે, તે જોઇને સર્વે જણીઓ કહેવા લાગી, જે આ તીરને તો ઓળખ્યું, એ તીર તો ગઢકાચ્છાના ધણીનું છે.

તેમાં એક મ્હોટી કુંવારી છોકરી મુખી છે, તે બોલી જે એ તીર જ્યાંથી લાવી ત્યાં મૂકી આવ, એ દેશનો ધણી મૂકશે નહી, માટે લેવા આવે ત્યારે તમે એની પાઘડી ઉપર એક રૂનું પુમડું નાખજો, પછી એ પૂછશે તેનો જવાબ હું પોતે આપીશ. એણે આપણી રમત તો ફીટાવી છે, પણ આપણે એની પાસેથી [3]ગોઠ લેશું, એમ કહ્યું. એટલે જેણે તીર આણ્યું હતું તે જ્યાં પડયું હતું ત્યાં જઇ તેણે નાંખ્યું, ને સર્વે ઢોલ પાસે આવી ઉભી છે. ત્યારે ફૂલ ભદુઓ પોતાના માણસોને કહેવા લાગ્યો જે મ્હારૂં તીર ઉપાડી લાવો. તમે તો કહેતા હતા જે રમત બંધ ન થાય, પણ હવે તો રમત બંધ થઇ છે, તો હવે તીર ઉપાડી આવો; ત્યારે માણસો સર્વે કહેવા

---

૧ કસીસ-તાકીને મારવું તે. ૨. ફૂલ--લોંખડનું અણીદાર પાનું, બાકીનું રહે તે થોથું ૩. ગોઠ--ઇનામ.

લાગ્યા જે અમે તો કોઇ તીર ઉપાડવા જશું નહિ. ફૂલ ભદુઆએ પૂછયું કે તમે શા માટે જતા નથી? તેઓ બોલ્યા જે આ બધી કુંવારીઓ છે, તે અમારી મશ્કરી કર્યા વગર રહેશે નહિં, માટે અમને શરમ લાગે છે, એટલે ફૂલ ભદુઓ પોતે ઘોડા ઉપરથી ઉતરીને બાગમાં ગયો. કોઇ સામે જોતો પણ નથી. પોતાનું તીર પડયું છે ત્યાં જઇને તીર ઉપાડી લીધું, તે વખતે એક કુમારીકાએ આવીને ફૂલ ભદુઆની પાઘડી ઉપર રૂનું પુમડું નાંખ્યું, ત્યારે ફૂલે પૂછયું જે આ રૂનું પુમડું મારા માથા પર મુકવાનું કારણ શું? ત્યારે તે બોલી જે તેં અમારી રમત જીતાવી છે, તે માટે અમારી ગોઠ તમારા ઉપર લાગે, તમારા ઉપર અમારો હક થઇ ચૂકયો. ફૂલ બોલ્યો જે ગોઠ તમે માગો તે આપું, ત્યારે તેઓ કહેવા લાગી જે, અમે જેટલીઓ છીએ તેટલીને અકેકી સોના મોહોર ગોઠની આપો. ત્યારે ફૂલ ભદુઓ બોલ્યો જે મ્હારે લાયક તમારામાં કેટલી જણીઓ છો? જ્યારે તેઓએ કહ્યું જે તેવી તો સાતવીશોનું ટોળું ઉભું છે. બાકીને તો રૂપીઓ રૂપીઓ આપશો તો પણ વદાડી[1] લેશું. ફૂલ ભદુઓ બોલ્યો જે મ્હારા માણુસ બહાર છે તેને સાદ[2] કરી આવો.

કુંવારીકાઓએ ફૂલ ભદુઆના માણુસોને જઇને કહ્યું કે, તમને ફૂલ બોલાવે છે, એટલે તેઓ બગીચામાં આવ્યા. તેઓને ફૂલ ભદુઆએ પૂછયું કે કોઇના ખડીઆમાં[3] સોના મોહરો

---

૧ વદાડી લેશું--ચાલશે. ૨. સાદ કરો--બોલાવો. ૩. ખડીઓ--પાકીટ અથવા ઝોળી.

છે કે? ત્યારે માણસો બોલ્યા અમારા ખડીઆમાં તો રોટલા છે. એ સિવાય કાંઇ નથી. ત્યારે ફૂલ ભદુઓ બોલ્યો જે મ્હારો ખડીઓ ઉતારી આવો, એટલે એક જણ જઇને તેનો ખડીઓ ઉતારી લાવ્યો. તેમાંથી તેણે સાતવીશો સોના મોહરો કાઢી આપી, તે સર્વે કુમારીકાઓ લઇને મનમાં રાજી રાજી થઇ ગઇ. તેમને ફૂલ ભદુઆએ કહ્યું જે તમે જે ગોઠ માગી તે અમે તમને આપી, હવે અમે પણ તમારી પાસે માગીએ તે આપો. તેના જવાબમાં તેઓએ પૂછયું જે શું માગો છો? ત્યારે ફૂલ ભદુઓ બોલ્યો જે અમે સગપણ માગીએ છીએ, એટલે સૌ એક બીજા સામુ ઉભી થઇને જોવા લાગી. પછી વિચાર કરી જવાબ આપ્યો જે અમે પથર[1] છીએ, તમે આવતા જુમાને દિને અત્રે આવજો. અમે અમારા માવતરોને પૂછતા આવશું, ને અત્રે રમત કરશું, ત્યારે તમારા હાથમાં અરગજાનો[2] કટોરો આપશું. તે કટોરો તમે જેના ઉપર રેડશો તે તમારૂં સગપણ. પછી ફૂલ ભદુઓ તથા સ્વારો સર્વ પોતાને ઠેકાણે ગયા, ને કુંવરીઓ પણ પોતપોતાને ઘેર ગઇ. તેમણે ઢોલ મંગાવી દુરસ્ત કરાવ્યો, ને કુંવરીઓએ થયેલી સર્વ વાત પોતપોતાના માવિત્રોને કહી સંભળાવી. કન્યાના માબાપોએ વિચાર કર્યો કે ફૂલ ભદુઓ દેશનો ધણી છે. એની વાડ[3]માં આપણે આવી પડ્યા છીએ, ને આપણી કુંવરીઓએ માંગેલી ગોઠ તેણે આપી, ત્યારેજ તેણે સગપણ માગ્યું, અમથું માગ્યું નથી, અને કુમારીકાઓએ જુમાનો વાયદો કર્યો, તો તે ઠીકજ છે. આપણે

૧. પથર–પથર રજપૂતની જાત, ૨. અરગજા એટલે અત્તર. ૩. વાડ–હદ્દ

એને સગપણ આપવું. એમ વિચારીને માવિત્રોએ કુંવરીઓને રજા આપી, અને જુમાનો દિવસ પણ આવી લાગ્યો. તે પણ તૈયાર થઈ બગીચામાં આવ્યો. કુંવરીઓ પણ આંતણ ઉપાડી લંઘીને તેડાવીને રમતનો સાંચો[1] કરે છે. ઢોલ વાગે છે, કુંવરીઓએ રમત રમવા માંડી. ફૂલ કુંવરીઓ પાસે જઇ કહેવા લાગ્યો, જે તમે કોલ કર્યો હતો તે પાળો, એટલે અરગજાનો વાટકો કુંવરીઓએ ભરી રાખ્યો હતો, તે ફૂલ ભટ્ટુઆના હાથમાં આપ્યો. ફૂલ ભટ્ટુએ હાથમાં કટોરો લઇ, કુંવરીઓ રમે છે તેના લક્ષણ જોય છે.

એટલામાં શું બનાવ બન્યો કે એક રજપૂત તાજો પરણેલો, પોતાની સ્ત્રીને તેને પીએરથી આણુવાળીને ઘેર જાય છે. તે આ બાગ પાસે આવી લાગ્યો. ત્યારે રજપૂત પોતાની સ્ત્રીને કહે છે, જે આપણું ટીમણુ[2] થઇ રહ્યું છે. માટે ગઢકાચ્છામાંથી ખાધાનો કાંઇક સામન લઇએ તો ઠીક, પછી કોઇક ગામડામાં મળે કે ન મળે. ત્યારે રજપૂતાણી બોલી જે તમે તો સોદો લેવા બજારમાં જશો, તે હું બજારમાં તમ ભેળી ક્યાં આવું? માટે આ બાગમાં સોતાની દીકરીઓ આંતણ માંડીને બેઠી છે તેમની પાસે મને મૂકીને જાઓ. તમે ખાધાનો સામાન લાવશો એટલે આપણે આપણા રસ્તે ચાલતા થઇશું. એ રીતે રજપૂતાણી બાગમાં ગઇ, ને રજપૂત ગામમાં ગયો. રજપૂતાણી બાગમાં આવે ત્યાં તો ફૂલ ભટ્ટુઓ બેઠો છે, ને કુમારીકા રમત કરે છે. આ રજપૂતાણી પોતાનું શરીર સારી રીતે

---

૧ સાંચો--તૈયારી ૨ ટીમણુ--મુસાફરીમાં ખાવાનું ભાતું

ઢાંકી, ઘુમટો તાણીને ચાલી, તે એક ચંપાના વૃક્ષ હેઠળ જઇ બેઠી, ને ત્યાંથી બાડી આંખે રમત જોવા લાગી.

આ બાઇને ફૂલ ભદુઆએ દીઠી, તો તેના જેવી આ કુમારીકામાં તેને કોઇ નજરે ન આવી, એટલે અરગજાનો કટોરો ફૂલે જઇ રજપૂતાણી ઉપર રેડયો. એટલે કુંવરીઓ બોલી ઉઠી જે આ તમે કોના ઉપર કટોરો રેડયો? એ બાઇ તો અમારામાં નથી, અને વળી તે કુંવારી નથી પણ પરણેલી છે. ત્યારે ફૂલે કહ્યું જે મારે એક સગપણ લેવું તે લીધું. ફૂલે કહ્યું જે તમે એમ કહો છો તો તમેજ મને ભૂલ થાપ ખવડાવી છે, હું તો નજરે જોઇને કરૂં, ને લઉં તો એજ લઉં. કુંવરીઓએ કહ્યું જે એ તો પરણેલ છે, ને કોઇની ભોગવેલ એઠવાડ[1] છે તે તને શું કામની? અમે આટલીઓ છીએ તેમાંથી ગમે તેના ઉપર નાખ, એવું કહી અરગજાનો કટોરો બીજીવાર ભરીને આપ્યો. ત્યારે ફૂલે ફરી પણ એજ રજપૂતાણી ઉપર કટોરો રેડયો. કુંવરીઓ પોતપોતામાં હસે છે; ને તાળીઓ આપે છે, ને જબરો હોકારો થયો. એ વાત ગામમાં ચાલી જે ફૂલ ભદુઓ સોતાની કુંવરીઓનો આંતણ સર્વે જીત્યો. એ અવાજ રજપૂતને કાને પડતાંને વાર પોતાનું કામ પડતું મૂકીને દોડતો બાગમાં આવ્યો, ને જોય છે તો પોતાની સ્ત્રી રજપૂતાણીને કુમારીકાઓ ઘેરી ઉભી છે, ને ફૂલ પણ ત્યાં ઉભો છે, એટલે રજપૂતે તાણી તરવાર, અને ફૂલ

---

[1] એઠવાડ એટલે ખાઇ રહ્યા પછી જે ઉચ્છીષ્ટ એઠું વધે છે તે, જેને ખરખટો પણ કહે છે તે.

ભદુઆને કહેવા લાગ્યો, જે તને શરમ ન આવી! શું કરૂં, તૂં દેશનો ધણી છે, ને વળી શિરાજને પેટે એકનો એક પડયો, માટે તને મૂકું છું, નહિં તો એકમાંથી બે કરી નાખું, એવું કહી પોતાની બાયડીની બાં[1] પકડી, તેને લઇને ચાલી નિકળ્યો. ફૂલનું પણ મ્હોં ઉતરી ગયું, ને કુંવારિકાઓ પણ ફૂલને કહેવા લાગી જે, પારકી પરણેતર સ્ત્રી ઉપર તે એવું થાય! તેં એનેજ દીઠી, માટે અમારામાંથી કોઇ તને નજરમાં આવશેજ નહિ, તો એનાથી પણ ખુબસૂરત તને બતાવીએ, તે ખચિત તને ગમ્યા વગર રહેશે નહિ. ફૂલ કહે બતાવો. ત્યારે કુંવરીઓએ દુહો કહ્યો :—

હયાં ન પરણે ભદુઓ, હિકડો વેણ સુણજ,
વિંજ ઉજલ કોટમેં, સા ભોરી પરણજ.[2]

તું ઉજલ કોટમાં જા ત્યાં ભોરી અપ્સરા જેવી કન્યા છે તેને પરણ. ફૂલે પુછયું કે, તે કોણ છે, કયાં રહે છે, કોની દીકરી છે. તેના જવાબમાં કુંવરીઓએ કહ્યું. દુહો:—

ભોરી અનેરા ધીઅ, આય ઉજલ કોટમેં,
સની જેડી સીય, રૂપ બીએતું ચીતરી.[3]

ભોરી કન્યા તે અનેરા બાદશાહની દીકરી, ઉજળ કોટમાં બહુજ દેખાવડી છે. ત્યારે ફૂલ કહે ઠીક છે. એમ કહી ઘેર ગયો, ને ઉંધ મુંધ થઇ પડી રહ્યો. તેણે ખાવાનું

---

૧ બાં--હાથ. ૨ ભાવાર્થ--ભદુઆ! તું જો હયાં ન પરણે તો એક વાત સાંભળ. તૂં ઉજળકોટમાં જઇ ભોરીને પરણ. ૩ ભોરી અનેરા બાદશાહની દીકરી, ઉજલકોટમાં છે, સોટી જેવી પાતળી ને રૂપરૂપના અવતાર છે.

પણ ખાધું નહિ. કહ્યું જે મારૂં માથું દુઃખે છે. સાંજ પડી ત્યારે વાળુ પણ ન કર્યું. ત્યારે લોંડાએ ફૂલ ભદુઆની માને કહ્યું, જે ફૂલે આજે ખાધું નથી ને તેનું માથું દુઃખે છે. તેની માએ તેની મંડળીવાળા સાતવીશો દોસ્તદારોને તેડાવી પૂછ્યું. ત્યારે તેઓએ સોતાની કુમારીકાઓની વાત કરી દેખાડી, કે એક કન્યાનું તેને મેહણું માર્યું છે, તે સારૂં ફૂલ ખાતો નથી. મા બોલી જે તમે એને સમજાવો, કે તૂં ખાવાનું તો ખા, આપણે કુંવરીઓને જોઇ લેશું. ત્યારે તેઓ બોલ્યા જે અમારો સમજાવ્યો સમજે તેમ નથી. પણ બાઇ તમે સમજાવશો તો માનશે; એટલે તેની મા પોતે ઉઠીને ફૂલ પાસે ગઇ, ને બોલી ફૂલ! તું સૂતો છે કે જાગે છે! એટલે ફૂલ ઉઠીને બેઠો થયો. મા બોલી ભૂંડા! તને આંતણુવાળીએ મેહણું માર્યું, તેમાં આમ શું પડી રહ્યો છે ને ખાતો પણ નથી. બાયડીઓની કયાં ખોટ છે! એકને બદલે દશ, ને દશને બદલે સો પરણાવું. ફૂલ બોલ્યો કે હું તો જોગ લઇશ, ને પરદેશ જઇશ. મા બોલી જે તું ગઢકારછો મૂકીને જોગી થઇશ, પણ જોગનો પંથ તો ઘણો દૂર છે તે તારાથી થાય તેમ નથી. ભભૂત ભૂસે જોગી થવાય નહિ. જે દુનિઆમાંથી આશ મૂકે ત્યારે તેનો ધણી મુરાદને પામે. તૂં તો હજી એશ આરામમાં પડયો છે ને જોગી થવાનું મન કરે છે! તે નહિં થવાય. જોગીનો હેવાલ સાંભળઃ—

દુહોઃ— જોગી, ભોગી, કાપડી,[1] આછતનમેં છારા,
પીંજ્યો બેન પરમેં, ભીતન બાર ભોરા.

---

૧ કાપડી એક અતીતની જાત છે તેને પારકે ઘેર ખાવું પડે છે.

ત્યારે ફૂલ બોલ્યો–માતાજી! તમે લાખ વાત કરો, પણ મ્હારે તો જરૂર ભેખ[1] લેવો છે.

માએ કહ્યું, કોઇ ગુરૂ ગોતી, તેનો હાથ પકડ, ને જોગી થા, નહીં તો આ દુનિઆમાંથી નિકળી જઇશ, ને જોગી પણ નહિ થવાય. ત્યારે ફૂલ બોલ્યો, જે ગુરૂ વળી બીજો કયો ધારૂં? મારો તો ગુરૂ છે તેજ છે. મા કહે તું કુંવારીના મ્હેણાં ઉપર જોગી થવા નિકળ્યો છે, તે નાહક ખરાબ થવાનો ઉપાય કરે છે, તે તું નહિ કર.

ફૂલ કહે હું જરૂર ભેખ લઇશ. મા કહે હું જાણું છું કે તારેથી જોગ સુધરવો મુશ્કેલ છે. પણ જોગી થાય તો જોગ સુધારજે. બટ્ટો લાગે તેવું કરીશ માં. એવું કહીને માએ રજા આપી, કહ્યું કે, મેં તને સમજાવ્યો, પણ તું લીધી વાત મુકતો નથી, તો હવે તારી મરજી. મૂળ પણ બાળકનાથ જોગીનું વચન છે કે, દીકરો તો આવશે પણ તમારૂં કહ્યું નહિ કરે. તું અમારૂં માનતો નથી માટે તને સૂજે તે કર. પછી ફૂલ ભટ્ટુઓ ત્યાંથી ઉઠયો, ને રૈયા મોતાને હાટે આવી બેઠો, તેની સાથે પોતાના સાતવીશો સોબતી પણ ત્યાં આવી બેઠા. તેમને ફૂલે કહ્યું, "મ્હારે તો જોગ લેવો છે, તમારે કેમ છે? લેવો હોય તો લેજો." ત્યારે તેઓ બોલ્યા જે તમારી ગત તે અમારી ગત. ત્યારે ફૂલ કહે જે જોગી થવાના હો તો તુંબડા લ્યો, ને તેમાંથી કીનરીઓ[2] કરો. એવા ડોળ કરશું, ત્યારે ભોરીને પામશું.

---

૧ ભેખ–સાધુનો વેષ. ૨ કીનરી–સારંગી જેવું યંત્ર.

એમ સાતવીશો પણ તૈયાર થયા, ને ફૂલે રૈયા મોતાને કહ્યું જે તમારી પાસે ભર જરીયાનના મશરૂ હોય તો કાઢો. રૈયા મોતાએ ભારી ભારી કિનખાબ કાઢ્યા. તેમાંથી એક લંગોટ, એક ચાદર, એક ફરંગો,[1] એક રૂમાલ, તે સાતવીશોને વહેંચી આપ્યાં. એક પા કોડી કોઠી મંગાવી, તેમાં ગેરૂ નાખી લૂગડાં બોળ્યાં, ને બજાર વચ્ચે રાવટી[2] ખોડી, તેમાં સૌને બેસાડ્યા, ને રૈયાને હુકમ કર્યો, જે જોગી થવા આવે તેને આ થાનમાંથી[3] ચાર ચાર કપડાં આપતો જા. આ વાત આખા મુલકમાં ફેલાઇ. ગઢકાચ્છાના સલામી[4] રાજા હતા, તેઓએ મનમાં વિચાર્યું જે ફૂલ તો જોગી થયો, પણ તે પાછો આવશે, ને ગઢકાચ્છાનું રાજ્ય કરશે, ત્યારે આપણને મહેણું મારશે, જે તમો તો સુખના સાથી છો, માટે આપણે પણ તેની ભેળા જવું, એવું જાણી તેઓ પણ સામેલ થયા. રૈયા મોતાના હાટેથી ચાર લગડાં લઇ, ગેરૂમાં ભીંજવીને રાવટીમાં જઇ બેઠા. એમ કરતાં છ માસ વીતિ ગયા. ત્યાં તો સવા લાખ માણસોએ જોગીનો વેષ ધારણ કર્યો. ફૂલ ભદુઆએ સવા લાખની મુદ્રાકાસમેરી[5] તૈયાર કરાવી તથા પતર પાવડી,[6] ચાખડી,[7] કમર બંધ, વગેરે દરેક સવા લાખ કરાવી. એ પોતે પણ પહેરી રાવટીએ આવી, ગાદી તકીઆ નાખી, તે ઉપર સર્વે બેઠા. તે વખતે એક

૧. ફરંગો, આડું વીટાળવાનું કપડું. ૨. રાવટી–તંબૂ ૩. થાન–કપડાંનો તાકો. ૪. સલામી–ખંડણીયા ૫. ધ્યાન ધરવા માટેનાં પાત્રો. ૬. પતર પાવડી બગલમાં લાકડાની પાવડી મૂકી સમાધી લે છે તે. ૭. ચાખડી–લાકડાની પાવડી પગમાં પહેરે છે તે.

હજામ નામે કાસમ, જે પણ તેઓની સાથે છે, તે ફૂલ પાસે આવી નીચે પ્રમાણે દુહો બોલ્યો :—

અગર[1] હોતો કનમેં, ધુંઇયે સામે ધૂપ,
કિયું કાસમ ચયે, નાંગે નવલા રૂપ.

સર્વે કહેવા લાગા કે હવે બેસીને શું કરશું, ચાલીએ તો ઠીક. ત્યારે એક કહે રાત્રે ચાલો, ને બીજો કહે કે સવારે ચાલો. ફૂલ બોલ્યો, જે રાતના તો ચોર હોય તે ચાલે, આપણે તો કોઇની ચોરી કરી નથી, માટે સવારમાં ચાલશું, એવું કહીને તુરીવાળાને હુકમ કર્યો, જે તુરી વગાડ, એટલે તેણે તુરીનો[2] અવાજ કર્યો ને સર્વે ચાલવા તૈયાર થયા.

એઓ સર્વે ચાલતા થયા છે. પણ સલામી રજપૂતોની ઘરવાળીઓએ વિચાર કર્યો કે, આપણા ધણી તો અતીત થયા. એ સાંભળી તે સર્વે પોતાને ગામથી ગઢકાચ્છાએ આવી લાગી. આ જ્યારે સર્વે ચાલ્યા, ત્યારે તે સર્વે, દરવાજે નાકાપર જોવા આવી, ત્યાં વિચાર કરે છે જે આ તો ચાલતા થાય છે, તે દૈવ જાણે કયારે આવશે, અને તેમની પછી અમારી તે શી ગત! એવું મનમાં જાણી પોતાસાથે બાળ બચ્ચાં છે, એ પોતાના ફરજંદોને અકેક ચોંટીઓ[3] લીધો, એટલે તેમણે રડવા માંડયું. તેનાપર આ લોકોની નજર પડી ને જોય છે, તો પોતાના બાયડી છોકરાં રૂએ છે, તેની પાસે આવ્યા, ને પોતાનાં છોકરાંને તેડી હેત કરવા લાગ્યા, ને એક પાછો

૧. ભાવાર્થ-હવે જો કાનમાં હોય, અને સામે ધુંગી હોય તો કાસમ કહે કે શું રૂપ દેખાય. ૨. તુરી-નગારૂં. ૩. ચોંટીઆ, ચીમટો.

ફર્યો, તેની સાથે બીજો વળ્યો. ત્રીજો વળ્યો, એમ સવા લાખ ભેગા થયા હુતા તે સર્વે પાછા ફર્યા, ને ભગવાં કપડાં ઉતારીને પોતાના હમેશનાં કપડાં પહેરી લીધાં, ને પોતાનાં છોકરાં બચ્ચાંઓ સાથે ઘેર ગયા. બાકી ફૂલ ભદુઆના સાતવીશો સોબતી હુતા તેજ કાયમ રહ્યા, તે ચાલતા થયા ને બાગમાં ઉતારો કર્યો. વળી વિચાર કર્યો જે પરદેશ જવું છે; જો સાથે સામન હોય તો–કામ લાગે, તેમ રોકડ પણ સાથે રાખી, ને સાતવીશો ઉંટ તૈયાર કર્યા, ને સુતરના લોં[1] ભરી રાખ્યા. એ રીતે ચાલતા ચાલતા જેસલમીર આવ્યા, ત્યાં શહેરમાં રાત્રે પેઠા. ત્યાં એક મોટો ચોક જોઈ મેલાણુ કરી ઉતરી પડયા. ત્યારે ફૂલ ભદુઓ બોલ્યો જે આજે રાત પડી ગઇ છે; માટે [2]ડેઘ ચડશે તો ખટપટ વધી પડશે, માટે હું તમને બબે રૂપીઆ આપું, તે જેને જે ખાવું જોઇએ તે સુખેથી લઇ આવો. એમ અતીતો બબે રૂપીઆ લઇ બજારમાં ગયા. કોઇએ સીધું લઇ વાણીઆને ઘેર રસોઇ કરાવી, ને કોઇએ મીઠાઇ લઇ ખાધી. બજારના માણસો આ જોગીઓને જોઇ [3]હેરત પામે છે જે, આવા જોગીઓ તો આપણે જન્મારામાં દીઠા નથી. એમણે કપડાં પણ રાજા જેવા પહેર્યાં છે, ને પોતે પણ રાજા જેવા છે, ને વળી સૌની સિકલ પણ એકસરખી છે, ને અવસ્થા પણ સરખી છે, તેથી એ જોગીઓને લોકો પૂછવા લાગ્યા, જે મહારાજ! તમારો

---

૧. લોં-મોટા દડા. ૨. ડેઘ–રસોઇ બનાવવાની મ્હોટી કડાઇ કે વાસણ. ૩. હેરત–અચંબો.

મઠ ક્યાં છે, ને તમે કઇ જગાના છો? ત્યારે જોગીઓ બોલ્યા, જે અમારો મઠ ગઢકાચ્છામાં છે, અમારો મહંત ફૂલગર ગુંસાઇ છે. આ વાત ચાલતી ચાલતી ગામના પાદશાહ [1]રા' કેર પાસે ગઇ, એટલે રા' કેરે તેમને ઓળખ્યા.

દુહો—કુંવર કાછેનું ચડયો, જેસરમેર આયો,
સિરાજાણી ભડકે, કેર શું જાયો.

એ તો ફૂલ ભદુઆને સોતાની દીકરીઓએ મહેણું માર્યું છે, તેથી જોગી બન્યો છે, પણ એ પિંગરનો ભાઈ છે, જે પિંગર આપણી બા રાણી કોરૂને લઇ ગયો છે, તેનું વેર છે, માટે એને હવે મૂકવો નહિ. એમ વિચારી ફૂલગર ગુસાંઇને કહેવડાવ્યું જે રા' કેર કહે છે જે અમારૂં તમારાથી મોટું વેર છે, તેનો તમારે જવાબ આપવો પડશે. આ સંદેશો રા' કેરના માણુસોએ આવીને ફૂલગરને કહ્યો. ફૂલગરે જવાબ આપ્યો જે તમો સુખેથી ચડી આવો, ને પોતાના સોબતીઓને કહ્યું જે રા' કેર તો આપણુને મારવા આવશે, ત્યારની વાત ત્યારે, પણ હમણા તો આપણે આપણી તૈયારી કરો, માટે આપણુને તો જાણે ભોરી અહીંઆજ મળી.

ફૂલે પોતાના માણસોને કહ્યું જે તમે સૂતરના લોં ભરી તૈયાર થાઓ. પહેલા તે વહેલા. ફૂલે હુકમ કર્યો, તેવો એક બાર કર્યો, બીજો બાર કર્યો, એટલામાં આખી બજારતો ઉજ્જડ થઇ ગઇ. હાટડાં હતાં તે સર્વે પડી ગયાં, ને ગામમાં હાહાકાર વર્તી ગયો, ને રૈયત સર્વે રા' કેર પાસે ગઇ, ને ફરીયાદ

૧. રા–રાજા કેર, ગામનો રાજા.

ફરી જે તૂં તો લડવા જઈશ ત્યારની વાત ત્યારે, પણ એણે તો હાલોહાલ તારૂં ગામ અડધું ઉજ્જડ કરી નાખ્યું. માટે એને તારે છેડવો નહોતો, એ કાંઇ તારો દુશ્મન થઇ આવ્યો નહોતો, એ તો ફકીર થઇ આવ્યો છે. જેણે દુનિયા મૂકી તેથી વેર તે કેવું રાખવું! ત્યારે રા' કેર કહેવા લાગ્યો જે હવે કરવું તે કેમ! રૈયત કહેવા લાગી જે એને નમી આવો તો સર્વેનો બચાવ થાય. એણે ભેખ પહેર્યો છે, તે ભેખને નમવામાં આપને ખોટ નથી. ત્યારે રા' કેર કહેવા લાગ્યો જે રૈયત આગળ હું લાચાર છું, તમો કહો તેમ કરવા તૈયાર છું; ત્યારે રૈયત કહે જો એમ હોય તો ઉઠો, ને અમારી ભેળા ચાલો, એટલે રા' કેર તરત ઉઠી રૈયત સાથે ફૂલ ભદુઆ પાસે ગયો નજદીક આવ્યો, ત્યારે પગમાંથી કાંટારખી[1] કાઢી નાખી, ને હાથ જોડતો ફૂલગરના પગમાં પડયો, ત્યારે ફૂલ ભદુઓ ઉઠી ઉભો થયો, ને રા' કેરને બગલગીર[2] થઇ ખૂબ મળ્યો, ને પોતાની પાસે બેસાડયો. રા કેર કહેવા લાગ્યો જે મેં તો તારૂં પારખું જોવા સારૂં કહેવડાવ્યું હતું, જે ફૂલ ગુસાંઇ ગયો તે ગુસાંઇજ થઈ ગયો છે કે, હજી કાંઈ રજપૂત વટ પણ છે કે નથી, કારણ જે હજી આગળ જતાં તમારે ઘણું કામ લેવાનું છે. ફૂલ બોલ્યો જે તમે બધું જાણો છો તો પછી મ્હારે હવે શું કહેવું. પછી રા' કેર કહે આજનો દહાડો તો અત્રે રહી જાઓ, સવારે કૂચ કરજો. આજની મિજબાની મ્હારી કબૂલ કરો. તમે વળી

---

૧. કાંટારખી અથવા પગરખાં એટલે જોડા. એ શબ્દ કાઠીઆવાડ કચ્છમાં બોલાય છે કાંટાથી રખેવાળી કરે તે કાંટારખી, ને પગની રખેવાળી કરે તે પગરખાં. ૨. બગલગીર થવું એટલે ભેટવું.

ભેખ પહેરી મ્હારે ઘેર મેજબાન કેદી[1] થશો. ફૂલે વિચાર્યું જે રા' કેર આપણને આવી નમ્યો માટે હવે તો એ કહે તેમ કરવું; એમ જાણી ફૂલે તેનું આમંત્રણ કબૂલ કર્યું. પછી રા' કેરે રજા લીધી, ને ત્યાંથી ઉઠી પોતાને ઘેર આવી, રસોઇ તૈયાર કરાવી, ભાતભાતના પકવાન કરાવ્યાં, ને જમવા તેડવા માણસો મોકલ્યા. જોગીઓની જમાત આવી. સર્વે સંતોષીને જમ્યા. રા' કેર તથા ફૂલ જમી કરીને બે જણા બેઠા છે, શરાબ પીએ છે, ને જુની જુની વાતો કરે છે! રા' કેરે પૂછયું આ ભેખ પહેરવાનું કારણ શું? ફૂલ કહે જે મ્હારે તો અનેરા પાદશાહની દીકરી ભોરીને જોવી છે. રા' કેર કહે ત્યારે તમે તો ભોરી સારૂજ ભેખ લીધો છે, પરંતુ તમે તેને શી રીતે જોઇ શકશો? તે બાઇ તો પુરૂષનું મોઢું પણ જોતી નથી, ને પુરૂષ નામે અન્ન પણ ખાતી નથી, પુરૂષ નામે ઝાડ પણ નજર કરતી નથી, એવું તેનું બિરદ[2] છે, તો તેને તમે કેમ દેખશો? એ કામ તો ઘણું વસમું છે. અમે તો નજીક છીએ એટલે અમને તો સર્વ ખબર છે.

[3]પડો પુરૂષજો ન છુએ. અન્ન આછારે,
એણે આચારે, કીંઅ પસને ભટુઆ.

ત્યારે ફૂલ પૂછે કે, એમ છે તો પછી કરવું તે કેમ! રા' કેર કહે જે હું કહું તેમ કરો. આહીં પણ એક [4]આંતણીઆરો છે, તેમાંથી તને પરણાવી આપું. એટલે તમે બહાર નિકળયા

---

૧. કેદી–એટલે કયે દિવસ. ૨. બિરદ–વ્રત ૩. પુરૂષનાં કપડાંને અડકે નહીં, પુરૂષ નામે અન્ન ન ખાય, એ રીતે તું ભટુઆ કય રીતે જોઇશ. ૪. આંતણીઆરો–જે સ્થાનમાં છોકરીઓ કાંતે ને રમે તે.

તે પણ વાત રહી ને કામ પણ થયું. ફૂલે કહ્યું તો હું નજરે જોયા વગર હા ન પાડું. પછી સવારના પહોરમાં બન્ને જણા ત્યાંથી ચાલ્યા, તે બાગમાં આંતણ માંડયા છે ત્યાં ગયા. ત્યાં સવારના પહોરમાં કુમારીકાઓ કાંતવા બેઠી છે, તેમણે હાતણ પાણી પણ કર્યાં નથી, આંખોમાં ચીપઠા પણ વળગી રહ્યા છે. તેમને જોઇને ફૂલે માથું લોડાવ્યું[1] ત્યારે કુમારીકામાં જે મુખી હતી તે ફૂલને બોલી કે, તેં માથું લોડાવ્યું તે મેં જાણ્યું, તને કોઇપણ ગમે તેમ નથી, માટે હિમ્મત રાખ, કાંતો ભેખ પહેરવો નહોતો, ને હવે પહેર્યો તો પૂરો ભજવ. જા ઉજલકોટ. આ ત્યાંના દહેરા દેખાય છે, કંઇ આઘા નથી. ત્યારે ફૂલે રા' કેરને કહ્યું જે તું મ્હારો હાથ મુકી દે, ને હવે મને ત્યાં જવા દે. પછી ફૂલે પોતાની જમાતમાં આવીને જોગીઓને તૈયાર કર્યા. તેમણે ફૂલને પૂછયું કે તમે અત્રે કયાં ગયા હતા? તો કહે અત્રે પણ અમે મ્હેણું ખાઇ આવ્યા છીએ. માટે ચાલો ઉજલકોટ જઇએ. ત્યારે જોગીઓ પૂછે જે એક મ્હેણામાંથી જોગી થયા, વળી આ મ્હેણામાંથી શું થનાર છે, કોણ જાણે! પછી સર્વેએ તૈયાર થઈ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં ઉજલકોટ નજદીક આવ્યા, એટલે ઉજલકોટની આખી નગરી દેખાઇ રહી છે. તેમાં મ્હોટાં મ્હોટાં દહેરાં નજરે પડે છે, મ્હોટી મ્હોટી ઈમારતો બહારથી દેખાઇ રહી છે. ત્યાં ગઢની બહાર નજર પડી, તો કાળા કાળા શ્યામ વર્ણ જેવા દૂત હોયની તેવા દેખાવ દેખાયા. ફૂલ બોલવા બેઠો જે આતો નગરીના દહેરા તથા ઇમારતો છે, પણ ગઢની બહાર આ કાળા

---

૧. લોડાવ્યું-ધુણાવ્યું, ના પાડી.

દૂત જેવા તે શું હશે! એમ જાણીને પોતાના માણુસોને તેની ખબર કાઢવા કહ્યું. તેઓને રસ્તામાં સામો એક બકાલી આવતો મળ્યો. તેને તેઓએ પૂછ્યું, જે ગામબહાર આ કાળા કાળા શું જણાય છે? ત્યારે તેણે કહ્યું એતો હાથી છે. બહાર કેમ બાંધ્યા છે, ગામમાં કેમ નથી બાંધ્યા? ત્યારે તેણે કહ્યું જે અત્રે અનેરા પાદશાહની દીકરી નામે ભોરી છે, તેને જોવા સારૂ દેશ દેશના રાજા અહીં આવેલા છે, પણ ભોરીને નહીં દીઠી. તેથી ફકીર જોગી થઇને પડયા છે, તેઓના હાથી ગામ બહાર બાંધ્યા છે. એ વાત ફૂલના માણુસોએ તેને કહી સંભળાવી ત્યારે ફૂલ બોલ્યો જે ત્યાં જઈશું, તો ઉંટ ભડકી ભાગી જશે, માટે બીજી કોઇ ઉતારાની જગા ગોતી કાઢો. જોતાં જોતાં એક મેરાણુસર નામે તળાવ દીઠું, ત્યાં ગયા, તો તળાવ ભર્યું છે, તે ઉપર ગામનું પનઘટ[1] છે, ત્યાં બાયડીઓ પાણી ભરે છે. તે ઠેકાણું ફૂલને પણ ગમ્યું, જે આ ઠેકાણે ભોરીની ખબર પડશે, માટે અત્રે મેલાણુ કરો.

એ ઠેકાણે મેલાણુ કરી પડયા. હવે ફૂલના ચાર ચેલા જે તેની હજુરમાં હમેંશ હાજરી ભરે છે તેના નામ. હીરો, વીરો, કોર, ને ભોર. તેમને ફૂલે કહ્યું, જે તમે ગામમાં તો જાઓ, શહેર તો જોઇ આવો કે કેવુંક છે. એટલે તેઓ ચાલ્યા ને ગામમાં ગયા. ગામમાં જાય તો ઘેરઘેર ગાવાં બજાવાં ગાનતાન થઈ રહ્યાં છે, ને આખું શહેર આનંદમય દીઠું. વળી ત્યાંની સ્ત્રીઓને જોઇને ચેલાઓ તો મુસ્તાક થઇ

---

૧. પનઘટ–પાણી ભરવાનો તળાવ ઉપરનો ઘાટ અથવા આરો.

ગયા, તેમણે આવીને ફૂલને કહ્યું, અમે આખું ગામ ફરી ફરીને જોયું. ઓરતો એક પછી એક એવી ખુબસૂરત દીઠી કે તેમને જોતાં તો અમારો જીવ તેજ કાઢી ગઇઓ, બાકી શહેરની શોભાની તો કાંઇ કહેવાની વાત નહિ, અને હાકેમ સરદારો પણ એવા પડયા છે, ને તેઓની પાસે આપણે તો ગાજર મૂળા જેવા છીએ. એ સાંભળી ફૂલે તેમને કહ્યું જે અગરચંદનના છોડાઓ લઈ આવો, ને કસ્તૂરીના થેલા લાવો. તે ચેલાઓ ગામમાં જઇ લઈ આવ્યા. પછી ફૂલે કહ્યું, જે તમારી ધૂણીઓ સર્વે સળગાવો, તેમાં અગરચંદનના છોડાઓ નાંખો, ને કસ્તૂરી ઉંટોને ખવરાવીને તેના મોઢા બાંધી મૂકજો, જે ઉંટો ઓગાળવા ન પામે. તે પ્રમાણે સર્વેએ કીધું. સર્વે સુઇ રહ્યા. પાછલી રાત ચાર છ ઘડી રહી, ત્યારે ફૂલ ઉઠયો, ને દાતણ પાણી કરી, સ્નાન વગેરે કરી, પોતાનો વેષ પહેરી આસન પર બેઠો છે. પતર પાવડી, ચાખડીઓ સર્વે પાસે પડી છે, ને સર્વે જોગીઓને સાદ કરી કહ્યું જે, તમારી [1]જંતરીઓ લઇ આવો એટલે ભજન કરીએ, અને ધૂણીઓ ખોળી નાખો, ને ઉંટોના મ્હોં પણ છોડી નાખો. તેમ કરી જંતરીઓ લઇ ભજન કરવા બેઠા.

એ રીતે ધૂણીમાંથી ધુંવાડો નિકળે છે. ભજન કીર્તન થાય છે, ને ઉંટો ઓગાળે છે, તેમાંથી કસ્તૂરીની [2]શેર છૂટે છે, તે [3]વાવરાણે ગામમાં ખુશબો જાય છે. હવે તે

૧. જંતરી તે ભજન કરવાનું વાજીંત્ર. ૨ શેર–ખુશબો. ૩. વાવરાણે–પવનથી.

સમે ગામમાં એક રાજપાળ નામનો શેઠીઓ મ્હોટો શાહુકાર છે. તેને પણ રાત ઘડી ચાર લઈને સવારમાં ઉઠવાની ટેવ. ને તેની પાસે ગામના સર્વે વેપારીઓ શાહુકારો હમેશાં સવારના આવે. બીજી કોમો પણ ઘણી આવે. તેમને અફીણ તથા [1]બજર જેટલી ખપે તેટલી આપે. એવી રીતે રોજ [2]દાયરો ભરાય. હવે તે દહાડે પણ એ શેઠ દાયરો ભરી બેઠો છે, ત્યાં કસ્તૂરીની ખુશબો આવવા માંડી. ત્યારે રાજપાળ શેઠ પૂછે છે, જે આવડી વાસ કસ્તૂરીની ક્યાંથી આવે છે? રખેને કોઇક પોઠ આવી હોય, તે તળાવ પર પડી હશે, તેની ખુશબો આવતી હશે. માટે સોદો થાય તો કસ્તૂરી લઇએ. બીજા વેપારી જે બેઠા હતા તેમણે રાજપાળને કહ્યું, જે તમે સોદો કરો, તો અમારો પણ ભાગ રાખજો. ત્યારે રાજપાળ શેઠે સૌના નામ પાડયાં. એટલામાં તો સવારનો પહોર થયો. એટલે રાજપાળ શેઠે કહ્યું જે ચાલો તો આપણે પોઠમાં જઇએ. એટલે સૌ ઉઠયા, ને કસ્તૂરીની ખુશબો ઉપર ચાલ્યા ચાલ્યા તળાવ ઉપર આવે છે. તે ફૂલ ભદુઆએ છેટેથી જોયા, ને પોતાના જોગીઓને કહ્યું, જે મહાજન આવે છે, તે સારૂં બીછાનાં કરો! એટલે તેમણે બિછાત કરી મહંત સારૂં એક પાટ નાખ્યો. તે ઉપર એક ગાદી નાખી, તે ઉપર મહંત ચઢી બેઠા, ને ચેલા સર્વે કચેરી કરી તેની સન્મુખ બેઠા છે. ત્યાં તો મહાજન સર્વે આવી લાગ્યું. તેને ચેલાઓએ કચેરીમાં બેસાડયા, ને ગુરૂજી તો

૧. બજર-તમાકુ. ૨. દાયરો-કચેરી.

આંખો મીચી, સમાધી લગાવી, પાવડી બગલ તળે આપીને, ધ્યાન ધરી બેઠા છે. તે તો સામું પણ જોતા નથી. રાજપાળ શેઠે મનમાં વિચાર્યું, કે કસ્તૂરીની ખુશબો તો અત્રેજ છે, પણ આપણાથી એને કેમ કહેવાય જે તમારી પાસે કસ્તૂરી છે. આ તો કોઇ મહાપુરૂષ દેખાય છે. જોગીઓનું રૂપ વગેરે જોઇને હેરત પામ્યો. બીજા વેપારીઓ રાજપાળને કહેવા બેઠા જે, આ તો કોઇ મહાત્મા છે, તે પાસે આપણે ઠાલે હાથે આવ્યા એ ઠીક નહિં, માટે અકેકી સુનામોહોર તેની આગળ ધરીએ તો ઠીક. સૌએ કબૂલ કર્યું, ને અકેકી મોહોર તેના ચરણ આગળ ધરી. મહંત તો આંખ ઉઘાડીને જોતા પણ નથી. સમાધીમાં તલ્લીન છે. રાજપાળના મનમાં થયું, જે આ મહાપુરૂષ તો એવા છે જે એને ઘેર લઇ જઇ જમાડયા હોય તો ઠીક. ત્યારે રાજપાળ શેઠ ઉભો થઇ, હાથ જોડી મહંતને અરજ કરે છે જે, મહારાજ! આજ મ્હારે ઘેર પ્રસાદ આરોગો તો મ્હોટી કૃપા મારા ઉપર થાય. એટલામાં બાવાજીએ ચક્ષુ ખોલ્યાં, ને રાજપાળને અરજ કરતો દીઠો. તેણે તેને કહ્યું, “દેખ બચ્ચા!” અમે કોઈનું અન્ન ખાતા તો નથી, પણ તને શ્રદ્ધા થઇ તો ઠીક અમે આવશું. એટલે રાજપાળ શેઠ ખુશી ખુશી થઈ ગયા, ને બાવાજીને પગે પડયા. ઘેર આવી, વંડીમાં ભલી ભાતથી રસોઈ કરાવી, ગામમાંથી સ્વાદિષ્ટ મીઠાઇ મંગાવી. બપોર થતાં મહંતને જમવા તેડું મોકલ્યું, કે પધારો રસોઇ સબ તૈયાર થઇ ગઇ છે. મહંત ભેળા સર્વે જોગી ચાલ્યા, તે શેઠની વંડીમાં

આવ્યા. શેઠે કરાવેલા સુંદર પાટના આસન ઉપર મહંતને તથા બીછાત પર જોગીઓને બેસાડયા. સર્વે જમવા બેઠા.

હવે થનાર વાત છે, તે કુંવરી ભોરીને કોઇ સંદેશાનો જવાબ જોઇતો હતો, તે લેવા સારૂ લોંડીને કહ્યું, જે રાજપાળ શેઠ પાસેથી માગેલો જવાબ લઇ આવ. લોંડીએ પણ જવેરાત ઘણું પહેરેલું છે, ને કીમતી વસ્ત્ર શરીર ઉપર છે, ને પોતે ખુબસૂરત પણ છે. તે લોંડી રાજપાળને ઘેર આવી, ને ઘરમાં બાયડીઓને પૂછયું, જે રાજપાળ શેઠ કયાં છે? ત્યારે તેમણે કહ્યું જે શેઠ તો આજ અતીતો જમાડે છે, તે વંડીમાં છે, એટલે તે વંડીમાં ગઇ. એ વખતે અતીતો જમીને બહાર નિકળતા હતા, તે લોંડીએ દીઠા. તેમની દિવ્ય આકૃતિ જોઇને લોંડી તો હેરત પામી ગઇ, જે મેં જોગીઓ તો ઘણા દીઠા, પણ આવા જોગી તો મ્હારા દીઠામાં કોઇવાર નથી આવ્યા. એટલામાં તો મહંત પોતે બહાર નિકળ્યા. તેને જોઇને તો તે મુસ્તાક થઇ ગઇ, જે હું જાણતી હતી કે સ્ત્રી આલમમાં તો ભગવાને એક ભોરીનેજ બનાવેલી છે, પણ પુરૂષમાં તો આ જોગીને પેદા કરનારે નવરે દિવસે ઘડેલ દેખાય છે. આ બધું જોવામાં લોંડી તો જવાબ લેવાનું ભૂલી ગઇ, ને ઠાલી હાથે પાછી આવી. ભોરીએ પૂછયું કે કેમ જવાબ લાવી? ત્યારે લોંડી બોલી જે, હું તો ભાન ભૂલી ગઇ, એટલે ભોરીને રીસ ચડી, ને પોતાની ચાખડી હતી, તેને ઉપાડીને છોડી ઉપર ઘા કર્યો. પણ છોડી ઘા બચાવીને હસવા લાગી, જે તમો ગુસ્સો ન કરો તો કહું. ભોરી કહે બોલ, ગુસ્સે નહિ થાઉં.

લોંડી બોલી જે, બાઇ! આજ રાજપાળ શેઠે અતીતની જમાત જમાડી, તે હું ગઇ ત્યારે અતીતો જમીને નિકળ્યા તે મેં જોયા, તે એવા તો રૂપાળા કે એક એકથી ચડે તેવા હતા. વળી તેમનો લેબાસ જાણે કોઇ રાજાનો પણ તેવો ન હોય. એ તો ઠીક પણ વળી તેના મહંત નિકળ્યા, તેને તો જોતાંને વાર જ મ્હારી શુધ્ધ બુદ્ધ હું વીસરી ગઇ, ને મ્હારા મનમાં થયું જે ભગવાન પાસેથી ખૂબસુરતીનો ઇજારો તો તેણેજ લીધો છે, પણ આ મહંતનું રૂપ તો કંઇ ઓરજ છે. આ કારણથી હું જવાબ લેવાનું સાવ ભૂલી ગઇ, તે હું પાધરી તમ પાસે આવી. બાકી એની સૂરત તો પેદા કરનારે નીરાંતે બનાવી છે, નહીંતર રાજપાળ તો તમે જાણો છો કે એક દોકડો પણ ખર્ચે ખરો! તેણે એટલો બધો ખરચ કરી જમાડયા, તે એ પણ તેના તેજમાં અંજાઇ ગયો હશે ત્યારે કેની! એ રીતે બાંદીએ જોગીની ઘણી તારીફ કરી, એટલે ભોરીનું પણ મન થયું કે, જો જોગી એવા હોય તો જોવા. લોંડી કહે કે બાઇ તમે તો બિરદ લઇ બેઠાં છો, તે તમારાથી કેમ જોવાય! એટલે જો કે ભોરીની મરજી વધારે તણાઇ, પણ ચૂપ રહી.

હવે મહંત જમીને વળ્યા છે, તે ભેળો રાજપાળ શેઠ પણ છે. તે બજારમાં આવ્યા. ત્યાં એક જોગી ચિત્રાનાથનો ચેલો નામે વીરપબ, તે મહા સિદ્ધિવાળો છે. તે પણ બાર વર્ષ થયાં ધૂણી નાખીને બેઠો છે. તેણે એવું ધારેલ કે ભોરીનું બિરદ મારે છોડવવું. તેણે આ મહંતને દીઠો, એટલે મહંતને દુહામાં સાદ કર્યો:—

તું વીરાઈ વીર, જોગી સજે જગમેં,
કિતે[1] તોજો તકીઓ,[2] કિતે તોજો પીર.

એટલે ફૂલના સોબતીઓ કહેવા લાગ્યા જે, આ જોગીને જવાબ આપો. ત્યારે તેણે કહ્યું,

આંઙ વીરોઇ વીર, જોગી સજે જગમેં,
મિંજહી[3] મુજો[4] તકીઓ, મિંજહી મુજો પીર.

એ જોગીએ દુહાનો અર્થ વિચારીને જોયો તો આ જોગી કરામતવાળો છે, ને બાળકનાથની દુઆનું ફળ છે, તેથી એની સાથે ભોરીનો સંબંધ થનાર છે, એમ તેના મનમાં નક્કી થયું. વળી તેણે જાણ્યું કે આ કાંઈ જોગી નથી, એણે તો ભોરી સારૂ ભેખ લીધો છે, માટે ભોરી તો એના ભાગ્યમાં લખી છે, અને હવે મ્હારી ધૂણી પુરી થઇ. એવું જાણી તે જોગી પોતાની ઝોળી ઝુન્ડો[5] ઉપાડીને તરત ચાલતો થયો, એટલે ફૂલગર ગુસાંઇ ભેળો રાજપાળ શેઠ હતો, તે અને બીજા માણસો જોવા મળ્યા હતા, તેની નજરમાં આવ્યું જે, આપણે તો એમ જાણતા હતા કે, આ જોગી તો કોઇ મ્હોટી સિદ્ધિવાળો છે, તેને ફૂલગર ગુસાંઈએ જવાબ આપ્યો, એટલે એ જોગી તો બજારમાંથી ધૂણી ઉઠાવીને તાબડતોબ ચાલતો થયો, અને આતો ફૂલગર સ્વામી, મ્હોટા સામર્થ્યવાળો ઓલીયો સિદ્ધિવાળો જોગી જણાય છે.

ફૂલગર મહંત, રાજપાળ શેઠને પૂછે જે, તમારા પાદશાહનો દરબાર–મહેલ કયાં છે. એટલે રાજપાળ શેઠે આંગળી ચીંધી

૧. કિતે એટલે કયા. ૨. તકીઓ એટલે પીરની જગા. સાંઇનો તકીઓ ઘણીવાર બોલાય છે. ૩ મિંજહી–અંદર. ૪. મુજો–મારો. ૫. ઝુન્ડો–ધજા.

દરબાર મહેલ દેખાડાયો, તેની પાસે બીજો મહેલ પાદશાહની કુંવરી ભોરીનો હતો, તે પણ દેખાડયો, તે ઉપરાંત ભોરીની હકીકત પણ કહી દેખાડી, જે ભોરી જેવી રૂપાળી તો જમીન ઉપર બીજી છેજ નહિ. પણ એ ભોરી એવું બિરદ લઇ બેઠી છે, જે પુરૂષનું તો મ્હોં પણ ન જોવું, ને પુરૂષ નામે અન્ન પણ ન ખાવું. એ ભોરી સારૂ તો ઘણા દેશના રાજા મહારાજાઓ ફકીરી લઈ પડયા છે. કોઇને દશ વર્ષ થયાં છે, તો કોઇને પાંચ વર્ષ થયાં છે, અને આ જોગી જે ધૂણી ઉઠાવી ચાલતો થયો, તે ભોરી સારૂ બાર વર્ષ થયાં બજાર વચ્ચે ધૂણી નાખી પડયો હતો, ને કહેતો પણ હતો જે એનું બિરદ તો હુંજ મુકાવીશ. ને હતો પણ પરાક્રમવાળો. પણ તમારો ને એનો વાદવિવાદ થયો, તેમાં એ જોગી શું સમજીને ઉઠી નિકળ્યો, તે આપ જોગીશ્વર છો તે આપ જાણો, અને ભોરી તો પુરૂષ નામે કૂવાનું પાણી પણ પીતી નથી. ત્યારે ફૂલગર મહંતે પૂછયું, જે કૂવાનું પાણી ન પીએ ત્યારે પાણી તે કયાંથી પીએ! રાજપાળ શેઠે કહ્યું, કે આ એનો બાગ છે, તેમાં વાવ કરાવી છે, તે વાવનું પાણી તે પીએ છે. તમે જયારે ભોજન કરી બહાર નિકળ્યા ત્યારે સામી ઉભી હતી, તે ભોરીની લોંડી હતી. એવી રૂપાળી ભપકાવાળી તેની ઘણી લોંડીઓ છે. એમ વાત કરતાં કરતાં જોગીશ્વર તથા રાજપાળ ઉતારે આવી લાગ્યા, ને રાજપાળ શેઠે મહુંતની રજા માંગી. બાવાજીએ કહ્યું, જે અચ્છા. નવરાશમાં અત્રે આવતા રહેજો. રાજપાળ શેઠ તો એટલો ખુશ ખુશ થઇ ગયો, ને તેની મોહબતમાં એવો લોભાયો, જે નિત્ય મહંત પાસે બે વાર આવે.

બાવાજી ફૂલગરે, પોતાના [1]સાગ્રદોને કહ્યું જે, મ્હારો પકકો ને અચ્છો વેષ બનાવો. પછી પોતાની જટામાં મોતી પરોવ્યાં, તેમાં વળી માણેક અને નીલમણીના લટકણ મૂક્યાં. પછી છતર, પતર પાવડીએ, ને સવાલાખની ચાખડીએ ચડી, હાથમાં જંતરી, ને ગામમાં એકલો ચાલ્યો.

દુહો :— માણેક હીરા મોતીએ, સબ જટાએ જડે,
શ્વામી હલ્યો સંભઈ, વરનાં વેસ કરે.

એ રીતે બનીઠની, ઠાઠમાઠ કરીને ગામમાં ચાલ્યો. તે ભોરીના બાગમાં આવ્યો. જે બાગમાં વાવ છે; ને ભોરી જેનું પાણી પીએ છે, ત્યાં આવી પહોંચ્યો. ત્યારે રાત પડી છે, એટલે ફૂલગરજી પણ ત્યાંજ રાત ખમી રહ્યા છે, કારણ જે ભોરી દિવસનું ભરેલું પાણી પીતી નથી, પણ રાતનું ભરેલું પાણી પીએ છે, તે માટે ફૂલગર જોગી વાવ પાસે જઇ બેઠા. પણ પોતાને ઊંઘ આવવા માંડી, એટલે ત્યાં એક ચંપાનું ઝાડ છે તે હેઠળ સૂતો. એટલે તરત ઉંઘ આવી ગઈ. રાત પાછલીપોર થઈ, એટલે ભોરીની લોંડી, પેલી છોડી હતી તેજ પાણી ભરવા આવી. તે સમયે જોગી ફૂલગરની જંતરી ઉપર એક ભમરો આવી બેઠો, તે જંતરીના તાર ઉપર બેઠો હતો, તે છોડી પાણી ભરવા આવી તેનો સંચળો[2] થવાથી, તે ભમરો જંતરીના તાર ઉપર બેઠો હતો. તે ઉડયો એટલે તારનો ઝણકારો થયો, અને તે તારના ટણકારના ઝણકારાથી ફૂલગરજીની આંખ તો ઉઘડી ગઇ. ને લોંડીને વાવમાં ઉતરતાં દીઠી, એટલે જોગીશ્વર

---

૧. સોબતીઓને. ૨. સંચળો-હીલચાલનો અવાજ.

તો ઉઠીને બેઠા થયા, ને જંતરી હાથમાં લઇ, વાવના છેડા આગળ આવી જંતરી વગાડવા બેઠા. એટલામાં બાંદી વાવમાંથી પાણીનું બેડું ભરી, માથે ચડાવી, ને પગથીઓ ચડે છે ત્યાં જંતરીનો અવાજ બાંદીને કાને પડયો. જોગેશ્વરની જંતરી સાંભળીને, બાંદી તો સડક[1] થઇ ગઇ, તે જેમ સર્પ મોરલી ઉપર લીલાય,[2] તેમ લીલાઇ રહી. તેણે બાવાને પણ દીઠો. તેણે કીમતી અમુલખ જરીઆન પહેર્યાં છે, તે જોઇને બોલી.

દુહો :—
આઉ પંડ જે ભાલ, ઉભી મરા બારસે,
જિકા તોજે મનમેં, સે સચી કરીયન ગાલ.[3]

એટલું કહીને ઉપર ચડી આવી, ને જોયું તો, જે બાવાજીને મેં રાજપાળને ઘેર ગઈ કાલે દીઠો હતો, તેજ બાવો આ છે. બાવાજીએ તો, છોડી સન્મુખ આવી, પોતાની જટામાંથી ચાર માણેક કાઢીને છોડીના હાથમાં આપ્યાં. છોડીએ પૂછયું જે આ તૂં મને શા માટે આપે છે? બાવાજી બોલ્યા, જે ત્હેં મને કહ્યું હતું, જે તારા મનમાં જે વાત હોય તે સાચી કહે, તે માટે તને આપું છું અને મારા મનની વાત એ છે કે ભોરી એક હૂરની પરી[4] છે, ઇન્દ્રની અપ્સરા છે, ત્હેનો મારી સાથે મેળાપ કરાવી આપ, અને એ કામ ત્હારાથી થાય એમ છ, કારણ તું એની પાસે રહે છે. એ સાંભળી બાંદી કહેવા લાગી, જે મેં તને રાજપાળ શેઠને ત્યાં ગઇ કાલે

૧. સડક–બજાયબ. ૨. લીલાય–ડોલે. ૩. ભાવાર્થ–હું પોતે પાણીના ભારથી મરી જાઉં છું, માટે તારા મનમાં જે સાચી વાત હોય તે કહી દે. ૪. હુરની પરી–સ્વર્ગની અપ્સરા.

જોયો હતો, અને તેજ વખતે મ્હેં ભોરી પાસે પણ વાત કરી હતી, જે આજે એક જોગી આવ્યા છે, તે બહુ ચમત્કારી છે, ને બહુ પ્રશંસા કરી. ત્યારે તેણે કહ્યું જે તું વખાણ કરે છે, તો એ જોગીને જોવા. એવું કહેતાં પોતાનું બિરદ યાદ આવ્યું, એટલે ચૂપ થઇ ગઇ. આટલી વાત મારે તેની સાથે ગઇ કાલે થઇ છે. માટે તૂં સવારના અમારે ઘેર આવજે. તે બીજા તો તને બીજી ભિક્ષા આપશે, ને હું તારી મનમાનતી ભિક્ષા આપીશ. એ વાતનું મ્હારૂં વચન છે, એટલું કહી છોડી ચાલતી થઇ, ને જોગી પણ ચાલતો થયો, તે પોતાને ઉતારે આવી લાગ્યો. ત્યાં આવી, ન્હાઇ ધોઇ, પોતાનું ધ્યાન ધર્મ કરી, પોતાના સાગ્રદોને બોલાવી કહ્યું, જે આજ મને એવો બનાવો, જે કોઇ વાતની મણા રાખશો નહિ. ચેલાઓએ ફૂલને એવો શણગાર્યો, જે તેને કોઇ જુએ તો એક વાર તો ચાર ઘડી તેને એકી ટસે જોઇ રહે. આ તરફ છોડી તો પાણી ભરી ભોરી પાસે ગઇ. ભોરીએ પૂછયું, કે તને આટલી બધી વાર કેમ લાગી? તો કહે જે જોગીશ્વરની વાત તમને કરી હતી, તે જોગી આપણા બાગમાં પાણી ભરવા આવ્યો હતો, તેથી મને વાર લાગી. ભોરી પૂછે છે કે આ ટાણે કયાંથી આવ્યો? છોડી કહે એ તો કરામતવાળો છે, ને પૂરો પહોંચેલો છે. એનું રૂપ તો જોવા જેવું છે, પણ તમો તો બિરદ લઇ બેઠાં છો. તેનો આરો તો શું જાણીએ કયારે આવશે? એ સાંભળી ભોરી તો ચૂપ થઇ, પલંગ ઉપર લેટી રહી.

ભાવીને કોઇ ફેરવી શકતું નથી. ભોરીનું મન પણ વાત ઉપરથી જોગીને નિહાળવા લલચાયું. બિરદ કેમ છૂટે તેનો વિચાર કરતાં કરતાં, પલંગમાંજ તેની આંખ મળી ગઇ, ને સૂઇ ગઇ. આણી ગમ ફૂલ તો ખૂબ બની ઠની તૈયાર થયો છે. જ્યારે થોડું ઘણું મોસુજાણું[1] થયું, ત્યારે ફૂલગર ગામમાં આવ્યો, ને બજારમાં ચાલ્યો આવે છે. ત્યાં રસ્તામાં એક મહાદેવનું મંદિર આવ્યું. તેમાં એક અતીત[2] સૂતા છે, તે મહાદેવ પોતે છે. તે બાર વર્ષની નિદ્રામાં સૂતા છે. ત્યાં ફૂલગર આવ્યો, ને તે મહાદેવનાં દર્શન કર્યાં. મનમાં વિચાર્યું જે, મહાદેવજી આગળ જંતરી વગાડું, તેટલામાં ભિક્ષા માંગવાનું ટાણું થઇ રહેશે, એમ જાણી જંતરી વગાડવા માંડી, તે એવી તો સરસ વગાડી, કે સૂતેલા અતીત મહાદેવના કર્ણમાં અવાજ પડયો, ને મહાદેવની નિદ્રા ઉડી ગઇ, ને ઉઠીને બેઠા થયા. તે મહાદેવજીએ પૂછયું જે તૂં અહીં કોણ છે, જે જંતરી વગાડે છે, ને તારૂં નામ શું? એટલે જોગીશ્વર બોલ્યા જે મારૂં નામ ગુરૂનું આપેલું ફૂલગર છે. એટલે મહાદેવ સ્વામી બોલ્યા જે ફૂલગર! તારી જંતરી સાંભળીને હું તારા ઉપર પ્રસન્ન થયો છું, ને હું મહાદેવ પોતે છું, ત્હારે માંગવું હોય તે માગ. ત્યારે ફૂલ ભદુઓ સાષ્ટાંગ દંડવત્ કરી બોલ્યો જે, મહારાજ! માગું તો એટલુંજ કે, ભોરી મ્હારી સામે ચાલી આવે, ને તે મને મળે. મહાદેવજીએ કહ્યું કે જા તે તને થશે, એમ કહી શંકર તો અંતર્ધાન થઇ ગયા. એટલે ફૂલ તો મહાદેવનું

---

૧. મોસુજાણું-પરોઢીઉં. ૨ અતીત-સાધુ.

વચન માથે ચડાવી, ત્યાંજ જંતરીને પડતી મૂકીને ચાલતો થયો, તે ફરતો ફરતો ભોરીના દરબાર મહેલ પાસે આવી લાગ્યો. ત્યાં ડેલી તો ઢાંકી છે, ને બારી તો ઉઘાડી પડી છે, તેમાં ફૂલ ભદુઆએ મ્હોં ઘાલ્યું, ત્યાં સામે ભોરી તે સમયે પલંગ ઉપર ઉંઘમાંથી ઉઠીને બેઠી થઇ છે, તેણે બારીમાંથી મોઢું કાઢયું. ફૂલ ઉપર ભોરીની નજર પડી, પણ તેનું તેજ એટલું બધું કે ફૂલથી ઝીલાયું નહિ. તેથી બારીનું કમાડ આડું આપ્યું. ત્યારે ભોરીએ પોતાની બાંદીને કહ્યું જે બહાર કોઇ ભિક્ષુક આવ્યો છે, તેણે મને દીઠી, પણ તેણે બારીનું કમાડ આડું કરી દીધું, માટે એને કાંઇક ભિક્ષા આપજે. એ ઉભો રહેતે તો જે માગે તે આપતે, પણ એનાથી ઉભું તો રહેવાયું નહિ, માટે તું ખોટાં મોતીનો થાળ ભરીને આપી આવ, એ સાચાં મોતીને લાયક નથી. એવાં ગોળ ખોટાં મોતીનો થાળ ભરીને બાંદી લઇ ગઇ. તેણે કહ્યું જે તું કોણ છે, મારી આગળ સાચી વાત કર. ત્યારે ફૂલ બોલ્યો જે મ્હારૂં નામ તો ફૂલ ભદુઓ છે, ને હું ગઢકાછાનો રાજા છું. ને ભોરી સારૂં ભેખ લીધો છે, ને લાખો ખાઇને આહીં આવ્યો છું, અને તે સર્વે વાત તારા હાથમાં છે. લોંડીએ પૂછયું જે એણે તને દીઠો ત્યારે, તેં બારીનું બારણું આડું કેમ કર્યું! તારાથી ભોરીનું તેજ જોવાયું નહીં. હમણા તો ભોરી સૂતેલી તેં દીઠી પણ તે જ્યારે સોળ શણગાર પહેરી ઓઢીને બહાર આવશે ત્યારે તો તું મૂર્છા ખાઇને પડી જઇશ. માટે ભોરીનો ખ્યાલ તું મૂકી દે ને તારે ઘેર જા. ત્યારે ફૂલ બોલ્યો જે મેં ભોરી સારૂ તો

આટલો બખેડો કર્યો છે, માટે તૂં મેહુરબાન થાય તો મારી મુરાદ હાંસલ થાય. એટલે છોડી પાછી ગઇ, ને થાળ ભોરી આગળ મૂક્યો; થાળ ભોરી આગળ મૂક્યો, ત્યારે ભોરીએ પૂછ્યું કે ભીખ તેણે કેમ ન લીધી? ત્યારે છોડી કહે તમે ખોટાં મોતી આપવા માંડયા, તેથી તેને રીસ ચઢી ને મને ખોટી ભેખે આસામી કીધો [1] તેથી એનું ભુંડું થશે, ને ભોરી પણ મરશે, એનું રાજ્ય પણ જશે એમ બોલ્યો. એ જોગી ખોટી ભિક્ષા આપવાને લાયક નથી. મેં તમારી પાસે વાત કરી હતી, તેજ જોગી એ છે, ને સિદ્ધિવાળો તેજસ્વી છે. એટલે ભોરી બોલી જે હવે સાચાં મોતીનો થાળ ભરીને તૂં જા. એટલે લોંડી સાચાં મોતીનો થાળ ભરીને બાવા પાસ લઇ ગઇ. ને તેને કહ્યું જે બાવાજી! તારાથી ભોરીની નજર નહિ ખમાય ને તેમાંથી સમૂળગું મારૂં મ્હોત નિપજશે. બાવો કહે હું રાજા છું, ને ખૂબ ધીરજ રાખીશ. પણ એ કામ તૂં કરે તો થાય, નહિ તો મારા ભાઇ ઘણાએ ખરાબ મળી ગયા છે. મેલાપ તો તૂં કરાવે તોજ થાય. ત્યારે બાંદીએ પાછો થાળ લઇને બાઇ પાસે જઇને મૂક્યો. ત્યારે ભોરી બોલી જે વળી શું થયું? હવે અતીત કેમ લેતો નથી? ત્યારે બાંદી બોલી જે એને આપણે ખોટાં મોતી આપવા માંડયા, તેની એને રીસ ચડી છે, હવે તે એમ કહે છે, જે હવે તો ભોરી પોતાને હાથે મને ભીખ આપે તોજ લઉં. ત્યારે ભોરીએ કહ્યું જે દાતણ લઇ આવ. બાંદી પાણીની ઝારી ને દાંતણ લાવી, ને ભોરી દાંતણ કરવા

---

૧. મશ્કરી કરી; બનાવ્યો.

બેઠી, ને લોંડીને કહ્યું જે મ્હારાં પહેરવાનાં લૂગડાં લાવ, ને મારા શણગારની પેટી પણ ઉપાડી આવ. એટલે બાંદીએ લૂગડાં પેટી લઇ આવી ભોરી પાસે મૂકયાં, ને પોતે બહાર આવીને જોગીને કહેવા લાગી, જે ભોરી પોતાને શણગાર સજે છે, તે સજી રહે એટલે તને ભિક્ષા આપવા આવશે. તે વખતે જો તને શુદ્ધિ નહીં રહે, તો તું પણ મૂઓ જાણજે, અને હું પણ મૂઇ. ત્યારે ફૂલ બોલ્યો જે ઘડી ઘડી તો એમ થશે નહિ, તું ચિન્તા રાખ નહિ. એટલામાં તો ભોરીએ દાતણ પાણી કરી, કપડાં પહેર્યાં ને શણગાર પણ નખશીખ સૂધી સજીને તૈયાર થઇ.

આ વખતે ભોરીની મનોહર આકૃતિનું વર્ણન આલેખવાનું કાર્ય કોઈ સામર્થ્યવાળી લેખિનીનું છે. તે પણ ન્યાય પુરઃસર ઇન્સાફ આપે છે કે કેમ તે વિષે શંકા છે. ભોરી! મનોહારિણી ભોરી, ષોડષ વર્ષીયા કુમારિકા, સૌન્દર્યની સાક્ષાત્ પ્રતિમા હતી, જેણે હજુ પરપુરૂષનું મુખારવિન્દ નજરે જોયું નથી, અને તે પણ નહિ જોવાનું બિરદ લીધું હતું, તે બિરદ ભંગ થવાને આ દુર્ઘટ પ્રસંગ તેને પ્રાપ્ત થયો, પણ યૌવનના પ્રહાર આગળ એવું બિરદ ટકી શકતું નથી, એવા અનેક દૃષ્ટાંતો વાંચવામાં તેમજ અનુભવવામાં આવ્યા છે. ભોરીની શરિર યષ્ટિ પુષ્ટ, બલિષ્ટ, તથા સુદૃઢ હોવાથી, તેનું સૌન્દર્ય તેના પ્રત્યેક અંગમાંથી ઉછળીને બહિર્ગત થવાની ચેષ્ટા કરતું હતું. હવે પોતાના મનોવિકારને દીર્ઘકાળ પર્યન્ત, કુસુમાકરના કુસુમ બાણના પ્રહાર સામે, અવ્યક્ત દશામ

સુરક્ષિત રાખવાની શક્તિ, ભોરીમાં રહી નહોતી. તેણે વસ્ત્રાલંકારમાં અચ્છો ને આછો, આસ્માની કલરનો ઘેરદાર રેશમી ઘાઘરો, વાદળી રંગની જરીદાર તસતસતિ રેશમી ચોળી, અને પોતાના નામાક્ષરોને જરીની વેલમાં અંકિત કરેલી, વચ્ચે વચ્ચે જરીની ઝગમગતી બુટ્ટીવાળી ગુલાબી સાડી પહેરી હતી. તથૈવ નાસિકામાં અમુલ્ય હીરા જડિત વાળી પહેરેલી. કર્ણમાં ગોળશ્વેત મૌક્તિકના કાંપથી કર્ણને શોભાવતી, સુવર્ણ, હીરા, માણિકય, અને મૌક્તિકની બંગડીઓ હસ્તોમાં ધારણ કરેલી, ગળામાં ગોળ મ્હોટા મોતીની એક સરની માળા, તથા સુવર્ણ પદક સાથનો હીરા જડિત પ્રકાશમાન કૉલર ધારણ કરેલો, એવી કુમારીકા ભોરી પોતાના યૌવન બદનથી રૂપરાશીની રંભા હતી. તેમજ ગૌરવર્ણથી તથા શ્યામ દીર્ઘ કેશકલાપથી, પરમાત્માએ બિલકુલ અવકાશનો સમય ખાસ તેને માટે કહાડી, તેનામાં સ્વાભાવિક સાન્દર્યનું તેજ યત્કિંચિત્ ખામી વિના સમર્પેલું હતું, જે ચિત્રમાં આલેખવા યોગ્ય એક કમનીય, આકર્ષણીય, અને સુંદર દૃશ્યની સૃષ્ટિ નિર્માણ થઇ હતી.

ભોરી તૈયાર થઇ એટલે તેણે દાસીને કહ્યું, હવે જોગીને ભલે તેડી લાવ. એટલે દાસીએ જઇ ડેલીના બારણા ઉઘાડી, ફૂલને માંહેલી કોર લઇ, ડેલી બરાબર વાંસી, સાંકળ [1]આગળા દઇને ફૂલને તેડી આવી. તેવી ભોરી મોતીનો થાળ

૧. આગળો–બારણા બંધ કરવાને લાકડાની આડ અસલ નાખતા તેને આગળો કહે છે.

બારીને તેને સામી લેવા આવી. આ વખતે એકમેકની નજર એકઠી થઇ છે. દરેક જણ સામસામું એક બીજાને જોઇ રહ્યા છે, ને નિર્જીવ સમાન ભાન ભ્રમતા ભૂલી, સ્તબ્ધ થઇને ઉભા છે. ફૂલને પણ શુદ્ધિ રહી નથી, જે પોતાની [1]પતર પકડી શકે, ને ભોરીને પણ શુદ્ધિ રહી નથી કે, બાવાજીની સન્મુખ થાળ ધરે, ને તે બન્ને દૃશ્ય તો જાણે ચિત્રમાં આલેખાયલાં હોય, એવું જોનારની નજરે માલમ પડે.

પછી બન્ને સાવધાન થયાં, એટલે ભોરી જોગીની સામો થાળ ધરવા ગઇ. અને બાવો પણ પતર પકડવા ગયો. ભોરીના હાથમાંથી થાળ પડયો, ને પતર ઉપર પડયો, એટલે બાવાજીના હાથમાંથી પતર પણ પડી ગયો, તે જમીનપર ફરસબંધી કરેલી છે તે ઉપર પડયો. એ પતર સવા લાખનો હતો. તેના કટકેકટકા થઇ ગયા એટલે બાવાજી બોલ્યા જે મ્હારો જન્મસંગાથી પતર હતો, તે તો ફૂટી પડયો. હવે હું શું કરૂં, એમ કહી ફૂલ તો ત્યાંજ બેઠો. એટલે મોતી જે વિખરાઇ ગયાં હતાં, અને પતરના ટુકડા થઇ ગયા હતા, તે સર્વે વીણીને ભોરીએ ભેગાં કર્યાં, ને છોકરાંને હુકમ કર્યો જે, આપણો સુતાર ગુપલીગર છે તેને તેડી આવ. એટલે છોકરો સુતારને તેડી લાવો. તેને ભોરીએ હુકમ કર્યો જે આ ગુસાંઇનું પતર ફૂટી ગયું છે, તે સાંધી આપ, તારી જે મજુરી થશે તે આપશું.

---

૧. પતર–જોગીઓ હાથ નીચે ઘોડી મુકે છે તેને આસો કહે છે.

એટલે ફૂલ ભદુઓ ઉઠયો, ને પોતાને ઉતારે આવ્યો ભોરીનું બિરદ છૂટયું. તેથી મનમાં તે રાજી થતો આવ્યો ભોરી આવીને પલંગપર પડી ગઇ, ને લોંડીને કહેવા લાગી જે મ્હારી મા ઇન્દ્રાવતીને સાદ કર, ને કહે કે મ્હારા પેટમાં પીડ થાય છે. એટલે તાબડતોડ બાંદીએ જઇને તેની મા ઇન્દ્રાવતીને કહ્યું, જે ભોરીના પેટમાં શૂળની આંટી આવી છે, તમોને બોલાવે છે; મા તો સાંભળીને તરત ઉઠી, પોતાની દીકરી પાસે આવી, ને પૂછયું જે બાઇ! તને ઘણી ખમા! તને શું થાય છે?

મા તો દીકરીના મનનો અભિપ્રાય સમજી નહિ. તાબડતોબ પાદશાહને ખબર આપી કે ભોરીને શૂળ થાય છે. એટલે પાદશાહ પણ ત્યાં તુર્ત આવ્યો. આખા ગામમાં ખબર ફેલાઇ ગઇ. એટલે કોઇ ચાર જણા ગામમાં ભેળા થઇ, ને વૈદ બન્યા, તે એકેક કોથળો ખાંધે લઇને દરબારમાં આવ્યા, ત્યાં દોઢીવાળા સીપાઇએ પૂછયું જે તમે કોણ છો? ત્યારે તેઓએ કહ્યું જે અમો વૈદ છીએ. દરવાન કહે જે તમે અત્રે ઉભા રહો, હું માંહેલી કોર બાદશાહને ચેતાવી આવું. ત્યારે આ ચારે જણા રાજી થયા જે, આજે આપણે ભોરીનું મ્હોં તો જોઇશું. દરવાને અંદર જઇને કહ્યું જે ગામમાં ચાર વૈદ ફરે છે, તે આપણી દોઢી ઉપર આવીને ઉભા છે. બાદશાહે કહ્યું જે તેમને આવવા દે. એટલે વૈદો આવીને આંગણામાં ઉભા. તેને બાદશાહે પૂછયું જે, તમારી પાસે કંઈ શૂળનો ઇલાજ છે? ત્યારે તેઓ બોલ્યા જે અમે તો નાડી વૈદ છીએ, માટે નાડી જોયા વગર ખબર

પડે નહિ. માટે નાડી જોઇએ તો ઈલાજ થાય. તે ઉપરથી બાદશાહે તેમને મેડીએ બોલાવ્યા, એટલે તેઓ મેડી ઉપર ગયા.

મેડી ઉપર જઇને જોય છે તો ભોરીને આડી તો કનાત તાણી છે, તેમાંથી ભોરીએ પોતાની બાંહ્ય બહાર કાઢી છે. તે એક જણે હાથમાં લીધી, તેણે તે બીજાના હાથમાં આપી, તેણે જોઇને ત્રીજાના હાથમાં આપી, ને ત્રીજાએ જોઈ ચોથાના હાથમાં આપી. પણ ભોરીનું મ્હોં જોવા ન મળ્યું, ત્યારે ચારે જણા વિચારમાં પડયા, જે હવે પાદશાહને શું કહેવું. ત્યારે એકજણ બોલ્યો જે એને ગરમ ઔષધ આપ્યું હોય તો શૂળ મટે. બીજો બોલ્યો જે બાદશાહ સલામત! એ તે કયા દહાડાનો વૈદ, બાકી હું કહું તેમ કરો, એને ઠંડક કરી હોય તો પીડ મટે. ત્યારે ત્રીજો બોલ્યો જે એને તે શું ખબર છે, એ તો હમણા વૈદનો કોથળો ખાંધે લઇને ફરે છે, માટે એવું અનાડી ઔષધ બાદશાહના દરબારમાં અપાય કેમ! મ્હોટા માણસને ઓષડ કરવું તે વિચારીને દવા આપવી જોઇએ. ત્યારે ચોથાએ વિચાર્યું જે વૈદું તો અમારો બાપ પણ જાણતો નહોતો, આપણે તો ભોરીની સૂરત જોવી છે, તે જો ડાંભ દેવાનો ઉપાય બતાવીએ તો એની સૂરત જોવાય, એમ ધારી બોલ્યો જે એને જરા ફૂલ દીધાં હોય તો અટકાવ થઇ જાય.[1] એ સાંભળી ભોરી માંહેથી બોલી, જે આવા ઉંટ વૈદાં મ્હારે નથી કરવાં. તેના કરતાં આપણો જુનો વૈદ એરીઓ છે તેને તેડાવો. બાદશાહે જાણ્યું જે, આ ચારે જણાનો ઢંગધડો નથી. તેમના

---

૧. ફૂલ જેવા ઝીણા ડાંભ દીધા હોય તો શૂળ અટકે.

બોલ્યાનું પ્રમાણ પણ નથી. માટે ભોરીનું કહેવું ઠીક છે, એમ ધારીને એરીઆને તેડવા માણુસ મોકલ્યું. ત્યારે આ ચારે જણા પોતપોતામાં કહેવા લાગ્યા જે આપણે ભોરી તો દીઠી નહિ, પણ જો એરીઓ વૈદ આવ્યો, તો તે આપણને ઓળખી જશે, ને આપણુને કેદમાં જવું પડશે, તેથી હવે તો અત્રેથી છ પાંચ કરી જવામાં સાર છે, અને જીવતા બચીએ. એમ જાણી આ ચારે જણ તો પલાયમાન થઇ ગયા. એરીઓ પોતે વયોવૃદ્ધ વૈદ છે. તે હળવે હળવે આવી લાગ્યો. તેણે ભોરીની નાડ જોઈ બરાબર પરીક્ષા કરી કહ્યું, જે આ બાઇને તો કોઇ પણ જાતનું દરદ નથી, ફક્ત કામ જબરો વ્યાપ્યો છે. તે સિવાય બીજું કાંઇ નથી. ભોરીએ વિચાર્યું, જે એણે તો મ્હારાં દરદનું પારખું આબાદ કર્યું. ભોરીએ જાણ્યું કે તેનો કાંઇ ઉતાર કરવો જોઇએ, એમ ધારી એરીઆને કહે છે, કાકા! મ્હારા તો શરીરના બધા અંગેઅંગ દુઃખે છે. દુહો.

એકોતેર સો હડીઉં, ત્રેંસો સઠ રગંન,
કયાં છીઆં વેજકે, સભેં તીઉં દુઃખન.૧

પણ જ્યાં આશા નિરાશા છે ત્યાં નિરાશા એજ આશા છે. એરીઓ વૈદ તો મહા શાણો બુધ્ધિમાન માણુસ છે, ને વળી બાદશાહી વૈદ છે, તે દરદને પણ જાણે, ને કૂલને પણ જાણે છે. તેણે વિચાર કરીને એવું કહ્યું જે, આ બાઇ ને શૂળ થાય છે, તે એણે માનતા કરેલી છે, તે માનતા પૂરી થાય નહિં તો શૂળ મટે નહિ, માટે માનતા પૂરી કરાવો. એટલે ભોરી

૧. ભાવાર્થ-એકોતેરસો હાડકાં ને ત્રણસો સાઠ નસો એ સર્વે દુઃખે છે.

તાબડતોબ બોલી ઉઠી. "શાબાસ! કાકા! એરીઆ! શાબાસ! એક વાત મને યાદ આવી, જે હમણા આપણા ગામમાં અતીતની જમાત આવી છે, તેને રાજપાળ શેઠે જમાડયા, તેની મને ખબર પડી, ત્યારે મ્હારા મનમાં પણ થયું જે એ અતીતોને હું પણ જમાડું તો ઠીક. એ વાત હું ભૂલી ગઇ હતી, તે આ એરીઆ કાકાના કહેવાથી સાંભરી આવી." એ સાંભળી બાદશાહ પણ એરીઆ વૈદ ઉપર બહુ પ્રસન્ન થયા, જે આખર જુનો માણસ છે, ને વળી સાત પેઢીનો વૈદ છે, તે એને સૂજ પડે બીજાને તે ક્યાંથી પડે? એટલું કહી બાદશાહે પોશાક મંગાવીને, એરીઆને આપ્યો, ને તેને કહ્યું જે "એરીઆ વૈદ! ભોરીની જે માનતા હોય તે તુર્ત પૂરી કરાવો." પછી ભોરી એરીઆને કહેવા લાગી જે "એરીઆ કાકા! સાતવીશો જે જોગી આવ્યા છે, તેને જમવાનું નોતરૂં દઇ આવો, ને તેમને સારૂ રસોઇની તજવીજ કરાવો તો એના પતર[1] પુરાય." એટલે એરીઆ વૈદ ત્યાંથી ઉઠ્યા, ને બાવાજીને ઉતારે આવ્યા. બાવાજી તો આંખો મીચીને ભોરોની સમાધી ચડાવી બેઠા છે. એરીઆએ જઇને કહ્યું, મહારાજ! તમને અનેરા બાદશાહના ઘરનું જમવાનું આજે નોતરૂં છે; ત્યારે બાવાજીએ આંખ ઉઘાડીને જોયું, ને એરીઆ વૈદે બાદશાહનું જમવાનું નોતરૂં કબૂલ કરવા અરજ કરી. બાવો કહે જે અમે તો કોઇનું ખાતા નથી. એરીઆજી કહે તે તો હું બધું જાણું છું, પણ આ નોતરૂં સ્વીકારવા

---

૧. પતર–પત્રાવળી.

જેવું છે. એટલે બાવો સમજ્યો જે, આ શખ્સ પણ કોઇ બડો ભેદી દેખાય છે, એટલે હસીને નોતરૂં કબૂલ કર્યું ને કહ્યું જે, ભોજનની તૈયારી થાય કે અમને તેડવા આવજો. એટલે એરીઆએ ભોરી પાસે જઇ, સર્વે હકીકત કહી, અને રસોઇ કરાવી. રસોઇ તૈયાર થઇ એટલે બાવાને તેડવા ગયો. બાવાજીને જઇ કહ્યું જે ભોજન તૈયાર છે, પધારો, એટલે ફૂલગર ગુસાંઇની ભેળી સર્વે જમાત ભોરીના દરબારમાં આવી. પતર પૂર્યાં ને ભલીભાતે જમ્યા. પછી અનેરા બાદશાહે કહ્યું જે મહારાજ! મારી ભોળી ભોરીને દુવા આપજો. ત્યારે મહંત કહે અમને નજરે કરો[1] તો દુઆ આપીએ, એટલે મહંતને અનેરા બાદશાહ, ઉપર લઇ ગયો. ત્યાં ભોરી પલંગમાં સૂતેલી છે, પણ આડી કનાત બાંધી છે. મહંતજીએ આડું અવળું જોયું, કાંઇ દીઠું નહિ, ત્યારે કહે હું કોને દુઆ આપું! અનેરા બાદશાહ બોલ્યો જે, આ કનાતમાં ભોરી સૂતી છે તેને દુઆ આપો, ત્યારે બાવો બોલ્યો જે, નજરે જોયા વગર અમારાથી દુઆ અપાય નહિ. અનેરો કહે જે આ કનાતમાં વીંધ છે, તેમાંથી જોઇને દુવા કરો. એટલે તે ફાંકામાંથી બાવાએ નજર કરી. એટલે તે બે જણની નજરો ભેળી થઇ. નજરોનો ભેટો થયો, અને નયનોના ઇસારાથી એક બીજાએ વાતચીત કરી લીધી :—

"મુખ ત્હારૂં બોલે નહિ, અને નયન કરે છે વાત."
"ચટ સમજે મન નેન બે, જોઇ હાતરી જાત."

---

૧. નજરે કરો–દેખાડો

બાવાએ તે વખતે વિભૂતિની ચપટી ભરી, ઝાંકામાં હાથ ઘાલી, ને ભોરીના શરીરના ડાબે પડખે વિભૂતિનું લીટું કર્યું, ને બાવાએ તુર્ત ચાલતી પકડી, ને પોતાને ઉતારે ગયો. ભોરીને તો ચાર નજર ભેળી થઇ, વળી બાવાનો હુસ્ત સ્પર્શ થયો એટલે ગીલી ગીલી થઇ. ચોગણી કામાતુર થઇ, ને ઉલટી બમણી બૂમ પાડવા લાગી. કહેવત છે કે कामातुराणां न भयं न लज्जा, न सुखं न निद्रा તેમ તે કહેવા લાગી જે મને તો આટલી વાર પીડ સમાઇ ગઇ હતી, પણ બાવાજી અત્રેથી ઉતારે સીધાવ્યા પછી પાછી પીડ ઉપડી, તે બમણી વધી ગઈ છે, અને આ પીડ તો ખરે મારો જીવ લેશે. એમ યદ્વાતદ્વા બોલવા લાગી. એવો નિયમ છે કે જે વસ્તુ અપૂર્વ હોય તેની પ્રાપ્તિ થાય તો તેના હર્ષનો પાર રહે નહિ, ઇન્સાન ઘેલા સરખો થઇ જાય છે, અને તેમાં જો તેનો વિયોગ થાય તો તે મૃતપ્રાય થઇ જાય છે. એ પ્રભુની ખરે બલિહારી છે. જુઓ :—

વિયોગના યોગથી, વિયોગી યોગી થાય છે,
વિયોગના ભોગથી, વિયોગી ભોગી થાય છે,
વિયોગના રોગથી, વિયોગી રોગી થાય છે,
વિયોગના દુઃખથી, વિયોગી દુઃખી થાય છે,
વિયોગ એજ યોગ, અને યોગ તે વિયોગ છે,
વિયોગ યોગ પારખું, વિયોગથી જ થાય છે,
**મગન**[૧] કહે લાગી તો, લગન જેની દિલમાં,
ખલકના ખાવિંદ તો, એક છે ગગનમાં.

ભોરીનું બિરદ તો ભાંગ્યું. હવે તો રૂપવન્તા મહંતનું સ્વરૂપ દીઠું. તે મનમાં એમ જાણે છે જે, અમે કોઇ રીતે

૧. લેખક પોતે.

બન્ને ભેળા કેમ થતા નથી. તેજ સ્થિતિ બાવાજીની થઇ છે. મહંતજી ઉતારે તો ગયા છે, પણ પોતાની દીનદશાની ખબર રહી નથી. કારણ ભોરી જેવી વસ્તુ, જે કોઇની નજરે પણ પડતી નહોતી, અને જેને માટે ભેખ પહેર્યો છે, તે વસ્તુ નજરે પણ દીઠી, તેથી વિશેષ વળી તેના કોમળ અંગનો સ્પર્શ પણ થયો, હવે એ વસ્તુ હાથ ક્યારે આવે! આ રીતે દુતરફા[1] દૃષ્ટિ જોનારને જણાય છે કે બન્નેના મન આકુળ વ્યાકુળ થઇ, પ્રત્યેકના મન એકમેકને ચમક અને લોઢું તેની પેઠે વળગી રહ્યાં છે. પણ બન્નેનો ભેટો સમાગમ થવો વિધાતાને હાથે લખાયો હશે ત્યારેજ થશે. એ બન્નેને એકબીજાના દીદારનો[2] ભારે નિશો[3] ચડી ગયો છે, અને મગજ ગેપ ને ધુમ થઇ ગયાં છે.

ભોરીને ફરી પીડ ઉપડી છે. પાદશાહ પણ ત્યાંજ બેઠો છે. તે બોડચો જે ભોરીની માનતા હતી, તે પણ આપણે પૂરી કીધી, પણ ભોરીને તો કોઇ પણ પ્રકારે આરામ થતો નથી. બેરીચો વૈદ તે દવા શું કપાળ કરે! વૈદ તો ભોરીનો ભરમ જાણી ગયો છે, ને હવે શું જવાબ આપે? દર્દ હોય તો દવા. પણ દર્દ વિનાની દવા તે શું કામ લાગે! કારણ તેનો અગ્નિ પ્રેમઝરણાના પાન વગર કદી બુઝાવાનો નથી, જુઓઃ—

જો ગામમાં અગ્નિ બળે, પ્રસરે ખબર બહુ વેગથી,
દિલમાં થતા ભડકા અરે, તેના ખબર પડતી નથી;
જળ સિંચવે હોલાય અગ્નિ, વળી જાય પણ બબા થકી,
જળ પાનથી નવ જાય તે, દિલ દાહ જે પ્રગટયો અતિ;

---

૧. દુતરફા–બે બાજુ. ૨. દીદાર–મુખ. ૩. નિશો–ઘેન.

**પ્રેમઝરણા પાન વિણ, તે અગ્નિ થંડો નવ થશે,**
**કહે મગન જો દિલ પ્રેમી તો, સૌ મગન આનંદમય થશે.**
વેદો ભલે બોલાવીને, ઉપચાર કરશો રીતથી,
નહી આગ અંગની અંગમાંથી, બૂઝશે કદિ કોઇથી;
ખરી નાડ તેના હસ્તની, આવી નથી જ્યા દસ્તમાં[1],
શું મારવા ફાંફા ભલે, નથી રોગ એના હસ્તમાં;
**પ્રેમઝરણા પાન** વિણ, તે અગ્નિ ઠંડો નવ થશે,
**કહે મગન જો દિલ પ્રેમી તો, સૌ મગન આનંદમય થશે.**
દિલ વગરનું તે દિલ છે, દિલ વગરનું [2]બેદિલ છે,
દિલ ચોર તેનો વૈદ છે, એ વૈદ શાહુ ચોર છે;
દિલમાં જેવારે મૂકશે, દિલ સાથ દિલને જોડશે,
બે દિલને એક દિલમાં, બદલી બદલાવી નાખશે;
**પ્રેમઝરણા પાનથી,** તે અગ્નિ ઠંડો થઇ જશે,
**કહે મગન[3] જો દિલ પ્રેમી તો, સૌ મગન આનંદમય થશે.**

એરીયો વૈદ પાદશાહને કહે કે ભોરીની માનતા તો કરી, પણ માનતા બરાબર પૂગી નહીં. બાદશાહ કહે જો એમ હોય તો બીજીવાર પતરાંવળાં ફરે. તમે બીજીવાર જમવાનું નોતરૂં આપી આવો. એટલે એરીઓ પાછો બાવા પાસે ગયો. ને જોય છે તો બાવાજી ધ્યાન ધરી બેઠા છે, તેને એરીઆએ કહ્યું મહારાજ! આજપણ બાદશાહનું નોતરૂં છે, તમે ગઇ કાલે ભોરીને દુવા કરી ગયા હતા, પણ ભોરીને તો કાંઇ ફેર નથી, તમે ગયા પછી તો તેને વધારે પીડ ઉપડી છે. ત્યારે બાવો બોલ્યો જે ભોરીએ માનતા તો કરી હતી, પણ તેણે પોતે અમારા પતરાવાળાં પૂર્યાં નહિ, ને દુવા કરવી, તે પણ આડું લુગડું બાંધેલ હતું, ને બહારથી દુવા કરવી,

૧. દસ્ત–હાથ. ૨. બે–વગર. ૩ લેખક પોતે.

તે અમારા ગુરૂગુસાંઇનો હુકમ નથી. જેને દુવા કરવી જોઇએ તેને દુવા કરી માથે હાથ મુકવો જોઇએ. વળી બાદશાહી ઘર, તેમાં તો પરજ[1] ઘણું, અને અમે તો જોગી છીએ, અમારે શું મતલબ છે, પણ દુઆમાં તો કોઇનું ભલું થાય તેમ કરવાનું છે. ત્યારે એરીઓ બોલ્યો, જે કોઇ પણ પ્રકારે ભોરીને આરામ થાય એવો ઉપાય કરો. ત્યારે બાવાએ આંખો મીચી જરાવાર ધ્યાન ધરી જોયું, ને પછી આંખ ઉઘાડીને માથું ધુણાવ્યું, ત્યારે એરીયાએ પૂછયું જે બાવાજી! માથું કેમ ધુણાવ્યું. બાવો બોલ્યો જે ગઇ કાલે અમારા પતર પૂર્યાં, તે પતર પૂરવાનું કારણ એ છે જે, જેની માનતા હોય તેનો ધણી પતર પૂરે તો તે માનતા પહોંચે, તે તો ગઇ કાલે અમારા પતર ભોરીએ પૂર્યાં નહિ, તેથી એને પીડા ચાલી, અને હવે તો વળી બીજી વાત નજરમાં દેખાય છે; તે વાત બાદશાહથી થાય પણ નહિ, ને ભોરી જીવે પણ નહિં. ભોરી તો કર્મની માયા છે, તે ભોરીને કાંઇ વાંકી વસમી થાય તો આ રાજ્ય પણ સલામત રહે નહિં, એવું ધ્યાનથી નજર પડે છે. તે પણ તૂં પૂછે છે તો હું કહું છું, નહિ કાં અમે તો રમતારામ છીએ, તેને શા વાસ્તે કહેવું પડે. ત્યારે એરીયો બોલ્યો જે, એજ કારણ માટે આપને આજ પુનઃ પ્રસાદનું નોતરૂં દેવા આવ્યો છું જે માનતા તો પહોંચી નહિ, માટે આજે પુનઃ પધારો, તો તમારૂં પતર ભોરીને હાથે પીરશાવું. ત્યારે બાવો બોલ્યો જે, એને હાથે પત્ર પૂરાવશો તો પણ

---

૧ પરજ-ઓઝલ પડદો, જનાનો.

તેને પીડામાં ફેર પડે તેમ નથી. એરીઓ કહે ત્યારે કેમ પડે! બાવો બોલ્યો કે જે પ્રકારે આરામ થાય તે વાત બાદશાહથી થાય તેમ પણ નથી, ને હું કહું પણ નહિં. એટલે એરીઆએ ઘણીજ અરજ કરી, ત્યારે બાવાજી બોલ્યા જે તારે કબૂલ હોય તો કહું, પણ પછી તૂં કહેશે કે બાવાજીને તો ભોરીમાં મતલબ દેખાય છે. તો મારે તો કાંઇ નથી, પણ તમારા ગામમાં ભોરી સારૂ ઘણા રાજાઓ અતીત વા ફકીર થઇ બેઠા છે, માટે તમને એમ ભાસે જે આ અતીત પણ ભોરી સારૂ જોગી થયો છે, માટે તૂં એ વાત જવાદે, ને મારે કહેવાનું કામ પણ નહિ, ને બાદશાહ તેમ કરે પણ નહિ. એરીઓ કહે બાવાજી તમે કૃપા કરીને કહો તો ખરા. આપ કહેશો તેમ કરશું.

છેવટે બાવો બોલ્યો જે હવે તો એકજ રસ્તો છે, તે એ જે બાદશાહ ભોરીને પોતાને પતરમાં મૂકે, તોજ ભોરી બચે, અને બાદશાહનું રાજ પણ કાયમ રહે; એટલે એરીઓ હસીને બાવાને કહેવા લાગ્યો, જે તમે સાચી વાત કહી, હું તો એ વાત પહેલેથી જાણતો હતો, જે આ દર્દ ભોરીને ઉપજ્યું છે, તેનું ઔષધ પણ એજ છે, બીજું ઓસડ નથી, ત્યારે બાવાએ પણ હસીને એરીયાને કહ્યું કે, તો તેમ કરો. એરીઓ કહે બાવાજી! તમારી સિધ્ધાઇમાં જરા પણ મણા નથી. તમારી ઇચ્છા ઇશ્વર પૂરી કરે. પણ આ વાત બાદશાહને પૂછી આવું. એમ કહી એરીઓ ત્યાંથી ચાલ્યો, તે બાદશાહ પાસે આવી સર્વે વાત કહી દેખાડી. ત્યારે બાદશાહે કહ્યું જે ભોરીને પતરમાં આપવી, તે તો ભોરીની મા જાણે તેને પૂછો.

ત્યારે એરીઓ બોલ્યો જે બાવાજી કહે છે તેમ કરશો તોજ ભોરીને આરામ થશે. આ વાત માંહેલી કોરથી ભોરી સાંભળતી જાય તેમ તેમ ઘણી બૂમો મારવા બેઠી. એટલે ભોરીની માનો જીવ ઘણોજ ગભરાઇને ઉંચો થઈ ગયો. એરીઓ રાણી પાસે આવ્યો, ને સર્વે વાત કહી. ભોરાની લોંડી, પાસે ઉભી હતી, તે બોલી જે એમ કરતાં પણ ભોરી બચતી હોય તો તેમ કરો. ત્યારે એરીયો ત્યાંથી ઉઠયો. લોંડીએ એરીઆને કહ્યું જે ભોરીને દરદ બરદ કાંઇ નથી, તેનો તો વિચાર રાખતા નહિં, ભોરીનું બિરદતો છૂટયું છે, ને એ બાવો કંઇ સ્વામી નથી, એ તો ગઢકાચ્છાનો રાજા છે. માટે ભોરીને પતરમાં આપવાને કંઇપણ વાંધો નથી, ભોરીની પોતાની પણ અંદરખાનેથી મરજી છે. હવે શું કહો છો! ભોરીએ તો એની માને પહેલેથીજ કહી દેખાડયું છે, પણ તેના સમજ્યામાં વાત આવતી નથી, પણ તૂં તો માવતર જેવડો છે, માટે તારી આગળ વાત કરવામાં હરકત નથી. એ સાંભળી એરીઓ હસી પડયો, ને બોલ્યો જે મેં તો મૂળથીજ વાત જાણી છે, પણ જે કરવું તે યુક્તિએ થાય, હવે તૂં ચિન્તા રાખ માં, જેમ ભવિષ્યમાં હશે તેમ થશે, એવું કહીને એરીઓ પાદશાહ પાસે આવી કહેવા લાગ્યો, જે રાણી સાહેબ કહે છે જે ભોરીનો જીવ જેમ બચે તેમ કરો. પાદશાહ દિલગીર થઇ બોલ્યો "ઠીક, જેમ સારૂં લાગતું હોય તેમ કરો! બાઇના કરમમાં લખ્યું હોય તે ખરૂં. ખરેખર દીકરી કોઇને પેટ પડશો માં, જે દિવસથી જન્મે ને મરે ત્યાં સૂધી તેની વિટંબણા મટેજ નહિ." પછી એરીઓ બાવાજી પાસે

ગયો ને કહ્યું જે મહારાજ પધારો. એરીઆનાં વચન સાંભળી કુંવર ગુંસાઈ પ્રસન્ન થયા, ને પોતાના અતીતોને કહેવા લાગ્યા, મહા પુરૂષો! ચાલો, આજે પણ પ્રસાદ અનેરા પાદશાહને ત્યાં લેવાના છે. ત્યારે તેના અન્ય જોગી સર્વે કહેવા લાગ્યા જે, અમારૂં કામ નથી, તમે સુખે પધારો. બાવાજી તો પોતાના આસન પરથી ઉઠયાજ નહિં, ને સમજી ગયા. ફરી એરીઆએ પૂછયું, ત્યારે બાવાજી કહે "દેખો! બીજા સાતવીશે જોગી છે, તે અમે સર્વે એક ગુરૂના ચેલા છીએ. ખાસ પતરમાં તમે ભોરીને પૂરશો, એ વાત ખરી, પરંતુ ભોરીના હિત માટે બીજા જોગીના પતરમાં એક એક કન્યા જો પૂરો, તો દુઆ પહોંચે, એટલે એરીઓ હસી ને બોલ્યો જે "બાવા! તમારે સર્વ કામ અહીંથીજ કરવું દેખાય છે. એ હું બરાબર સમજી ગયો. ફિકર નહિં હું બાદશાહને પૂછી આવું." એમ કહી એરીઆએ, બાદશાહ પાસે પાછો આવી સર્વ વાત કહી સંભળાવી. બાદશાહ તો વિચારમાં પડી ગયો કે ભોરીને તો પતરમાં મૂકીએ, પણ બીજી કન્યાઓ તે ક્યાંથી કાઢીએ. એરીઓ કહે જે એવી પ્રગણામાં ઘણી હશે, તજવીજ કરાવો તો થઇ રહેશે. પછી બાદશાહે ફરમાન કર્યું, કે જે કન્યાઓ પોતાના માબાપના હકમાં ન હોય તેને તેડી આવો. એટલે માણસો ઉજળ નગરીમાં ગયા, તે મ્હોટું શહેર છે, તેમાંથી એવી સાતવીશે કન્યાઓ શોધી કાઢી, તે સર્વેને દરબારમાં તેડી લાવ્યા. એટલે પાદશાહે એરીઆ વૈદને કહ્યું જે હવે જાઓ, સર્વે સ્વામીઓને તેડી લાવો. વળી એરીઓ

બાવાજી પાસે ગયો, ને કહ્યું તમારી આજ્ઞા પ્રમાણે સર્વ તૈયાર છે. આપ પધારો એટલી ખોટી છે. એટલે બાવાજી ખૂબ પ્રસન્ન થયા, ને તેણે પોતાના સર્વ સાગરદ્દ સ્વામીઓને સાદ કર્યો, જે મહા પુરૂષો હવે પધારો, તમારા કહેવા મુજબ સર્વ તૈયારી થઇ રહી છે. એટલે સર્વ ઉઠીને ઉભા થયા, ને દરબારમાં આવ્યા.

દરબારમાં સૌ સ્વામીઓની પંગત કરી, તેમને આસન ઉપર બેસાડયા. મહંત બાવાજીને માંહેલી કોર બેસાડયા, ને મહંતના પતરમાં તો ભોરીને પૂરી, અને અન્ય સાતવીશો જોગી જે બહાર બેઠા હતા, તેમના પતરમાં પણ એકેકી કન્યા પૂરી ગયા. ભોરી તો સોળ કળાની ખીલેલી સ્વરૂપવાન સુંદરી થઇ રહી, પીડ હતી તે પણ કોણ જાણે ક્યાં ભાગી ગઇ, ને નખમાં પણ દર્દ રહ્યું નહિ, એવી પાદશાહની નજરમાં આવી. જ્યારે મહંતના પતરમાં ભોરીને મૂકવામાં આવી, ત્યારે બાદશાહ પોતે શરમીન્દો થઇ ગયો, ને મ્હોંડું ઉતરી ગયું, ને મનમાં દિલગીર થયો, તે જોઇ ને દાસી બોલી જે બાદશાહ સલામત! તમારૂં મોઢું આમ કેમ! તે બોલી—દુહોઃ—

નકો નાગો નેહજો, ન પરદેશી સાહ,
પસણ તો પેદાથીઓ, ગઢ કાછે જો રા.[1]

એ સાંભળી પાદશાહ અનેરા તો અજાયબ થઇ ગયો, ને બોલવા લાગ્યો કે, લોંડી તું શું બોલે છે! ત્યારે લોંડીએ

---

૧. ભાવાર્થ-એ નેક વગરનો નથી, નથી પરદેશી, એ તો ગઢ કાચ્છાનો [illegible] છે.

સર્વ વાત કહી દેખાડી, જે એને તમે જોગટો જાણુતા નહિ. એ તો ગઢકાચ્છાનો રાજા છે, ને શિરાજ ભદુઆનો દીકરો છે, એનું નામ ફૂલ ભદુઓ છે. આ સાંભળીને અનેરો બાદશાહ તો રાજી થયો, ને નીચાજોણું હતું તે મટી ગયું, ને હવે પોતે બહુજ પ્રસન્ન થયો, ને કહેવા લાગ્યો જે હવે તો, મારી ભોળી ભોરીને ભલી ભાને મ્હોટી ધામધૂમથી વિવાહ કરી પરણાવશું, ને બીજા જોગીઓ છે તેને પણ એ કન્યાઓ પરણાવી આપશું. તેનો ખર્ચ પણ આપણે કરશું એમ ધારી, સારાં લગન મુહૂર્ત જોવરાવી, સાતવીશોના પણ ચોરીઓ પોતાના દરબારમાં બંધાવી, સર્વે ગુસાંઇઓના ભેખ ઉતરાવ્યા. કન્યાઓના માબાપોને તેડાવ્યા. કન્યાદાન પણ સર્વેના બાદશાહે પોતે દીધાં છે, તે સમયે ફૂલ ભદુઓ અને બીજા સાતવીશો સર્વે વરરાજાઓ રંગે રૂપે, તથા લેબાસમાં તથા આકૃતિમાં કેવળ એક સરખા અને એક બીજાને ભૂલી જવાય તેવા હોવાથી, એ વરરાજાઓનો જે વરઘોડો ઢોલ, ત્રાંસા ને શરણાઇની ધામધૂમથી ચડયો, તેવો કોઇ ઠેકાણે કોઇ વખત થયેલો નહિ હોય, અને દરેક સ્થળે વાહ વાહના વખાણો થવા માંડ્યા, ને જોડાં સલામત રહો એવી દુઆઓ આમીન થવા લાગી. વળી સૌ કહેવા લાગ્યા જે જેવી ભોરી તેવોજ ભદુઓ મળ્યો. અન્ય કન્યાઓનાં માબાપો પણ બહુજ રાજી થયાં.

એ રીતે લગ્ન સમારંગ સમાપ્ત થઇ રહ્યા પછી, અનેરા બાદશાહે પોતાના રાજ્યનો કુલ અખ્તિઆર ફૂલ ભદુઆને સોંપ્યો, ને કહ્યું જે મ્હારો તો જમાઇ પણ તું, અને દીકરો

પણ તૂં. સાતવીશે મહેલ ઉઘાડી આપ્યાં, ને તેમાં સૌને રાખ્યા. રાજનો કારભાર સર્વે ફૂલ ભદુઓ ચલાવે છે. ખાય પીએ ને આનંદમાં દિવસો નિર્ગમન કરે છે.

તે વાતને છ માસ વીતી ગયા. હવે એ ગામમાં ચાર કુટણીઓ રહે છે. તે ગામની દૂતીઓ કહેવાય, તે એવી છે જે કોઇની વહુ દીકરીઓને ફીટાવતાં વાર ન લગાડે. તેની ગામમાં હાંકલ[1] એવી જે ગામમાં જે કોઇ પહેલો પરણે તે એ ચારેને કાંઇક પણ ઇનામમાં આપે, તો તેનું ઘર મંડાય, નહિંતર તેઓ ધણીધણીયાણીને ભેળા થવા ન આપે. એઓએ વિચાર કર્યો, જે ભોરી જેવી કન્યા પરણી, પણ આપણને તો આખા વિવાહમાં કોઇએ સંભાર્યાજ નહિ, માટે આપણે ચાલો તો આજ ભોરી પાસે આંટો દેવા જઇએ, ને આપણી કરામત અજમાવીએ. એવું વિચારી ચારે જણીઓ ભોરી પાસે આવી. ભોરી પોતાના મહેલમાં બેઠી છે, તે ટાણે ફૂલ ભદુઓ શિકારે જાય છે. એટલે આ ચારે જણીઓએ મનમાં જાણ્યું જે, આ લાગ તો ભારે આવ્યો છે. એક જણી બોલી જે, ભોરીબાઇ તમે પરણ્યા તો ખરાં. ત્યારે બીજી બોલી, હા! પરણ્યા તો ખરાં, પણ ભોરીબાઇ પરણ્યા ન્હોતાં, ત્યારે તો ભોરીબાઇનું રૂપજ જૂદું હતું, ને આજે બીજું છે. ત્યારે ત્રીજી બોલી જે ભોરી જો આજ કદી મર્દાના કપડાં પહેરે, ને પછી આરીસામાં જોય તો ભોરીબાઇને માલમ પડે, જે આવો મર્દ રૂપાળો દેખાવડો હોય તોજ તે ભોરીની જોડ કહેવાય. ત્યારે ચોથી

---

૧. હાકલ-ધાક, બીક.

બોલી જે ભોરીબાઈએ તો ફૂલ ભદુઓજ દીઠો; પણ પોતેજ પોતાનું રૂપ મર્દાંગી પોશાક પહેરીને જુએ, તો ખાત્રી તુર્ત થાય. એટલે ભોરીએ જાણ્યું જે ફૂલ જેવો રૂપાળો સ્વરૂપવાન પુરૂષ તો મેં ક્યાંય દીઠો નથી. આ બાઈઓ તે શું કહેતી હશે, એવું જાણી ભોરી બોલી જે એમ છે, તો હું તમને મર્દાંગી પોશાક પહેરી દેખાડું, પણ મ્હારૂં રૂપ ફૂલ ભદુઆના રૂપ આગળ કાંઈ નથી. ત્યારે એ બાઈઓ કહેવા લગી, જે તું પોશાક પહેરીને આરીસામાં જોઈશ ત્યારે ખાત્રી થશે. પછી ભોરીએ ફૂલ ભદુઆનો મર્દાંગી પોશાક પહેર્યો. તુમાન[1] પહેરી, શિરત્રાણમાં કોઈ સોનેરી પટકાનો રેશમી સાફો મરોડદાર શિરપર બાંધ્યો. કમરપટો બાંધ્યો, ઢાલ હુમેલમાં[2] નાખી, અને હાથમાં ભાલો લીધો. એક તો ભોરી રૂપરૂપનો અવતાર, તેમાં વળી મરદાની પોશાકથી અધિક શોભે છે. તેને જોઈને પેલી સ્ત્રીઓ બોલી, જે હવે તું આરીસામાં જો પછી આપણે અગાશીમાં ઉપર જઈએ. ત્યાં પડછાયામાં પણ તને જણાશે. પછી સર્વે અગાશીમાં આવ્યા.

આ વખતે ફૂલ શિકારેથી પાછો વળ્યો છે, તેણે પોતાના મહેલ સામે નજર કરી તો પોતાની મેડી ઉપર કોઈ પુરૂષ ફરતો દીઠો. એટલે ફૂલે તો પોતાના સાગરદોને મૂકીને ઘોડો ચલાવ્યો, તે ભોરીએ દીઠો, જે ફૂલ એકલો દોડતે ઘોડે આવે છે, માટે તે આ ઘડીએ આવી ઉભો રહેશે. માટે પોતે મેડી ઉપરથી ઝટ ઉતરીને, મરદાની પોશાક ઉતારી પોતાનાં સોના

૧. તુમાન—તંગાઓ, લેંઘો. ૨. ઢાલ જેમા નાખે છે ને પટાને હુમેલ કહે છે.

લૂગડાં પહેરી, પોતાને ઠેકાણે આવીને બેઠી. એટલામાં તો ફૂલ આવી લાગ્યો, તે પાધરો મેડી ઉપર ચડી ગયો, તેણે ખુણાખાતરાં સર્વે જોયાં પણ કાંઈ દીઠું નહિ, એટલે બોલ્યો તો કાંઇ નહિ, પણ ભોરી સમજી ગઇ કે, તેને કાંઇક વહેમ પડયો ખરો પણ તે બોલશે ત્યારે વાત. ફૂલ તો કચેરીમાં ગયો, તે વાળુ ટાણે પાછો ઘેર આવ્યો. આ ચાર સ્ત્રીઓ તો બેસી રહી, તે જ્યારે રાત થઇ, ને સારી પેઠે અંધારૂં થયું, એટલે ઉઠવા લાગી ને એમ બોલી, જે આજ તો અંધારૂં રસ્તામાં થઇ રહ્યું છે, તે ઘર પહોંચવું મુશકેલ છે. ત્યારે ભોરી વિવેકની ખાતિર બોલી, જે ભલે આજની રાત અહિં રહી જાઓ સવારે ઘેર જજો. એમને તો ગમતું હતું ને વળી વૈદે કહ્યું, એટલે રાત વાસો કરવાનું કબૂલ કર્યું. ચારે જણીઓને વાળુ કરાવ્યું. વાળુ કરાવીને પછાણું[1] કઢાવી આપ્યાં. બહારલીકોર[2] ઓસરીમાં સૂતીઓ છે. હવે ફૂલ આવ્યો, તે વાળુ કરી મહેલમાં દાખલ થયો. ભોરી સાથે ખાધું પીધું, ને મોજ કીધી. ત્યાં મધ્ય-રાત્રિનો સમય થયો. ત્યારે બન્નેને ઉંઘ આવવા માંડી, એટલે પેલીઓ પોતપોતાનામાં વાતો કરવા લાગી, જે ભોરી જેવી કન્યા તેનાં ભાગ્યમાં જોગી લખ્યો હતો. ત્યારે બીજી બોલી જે ભોરી તો સતી છે, તેનું બિચારીએ (જોગીએ છોડાવ્યું. ત્યારે ત્રીજી બોલી જે ભોરીનું શીલ તો આપણાથી કાંઇ અછાનુ નથી. આપણે તો ભોરીને ન્હાની હતી તે વખતથી ઓળખીએ છીએ. ત્યાં ચોથી બોલી અરે!

---

૧. પછાણું–બીછાના. ૨. બહારલીકોર–બહાર.

એનું તો પારખું [1]પાધરૂં છે. જે ઓરત પોતાની બાં[2] ધણીને [3]સિરાણા હેઠે આપીને સૂએ, તે જો પોતાની બાં તાણી લે, તો જાણવું જે એ તો જરૂર ફીટેલ છે.[4] ને જો ગમે તેવી બાં દબાય, તો પણ પોતાની બાં તાણી ન લે, તો તેને જાણવી જે એ સતિ છે, એમ કહ્યું. એ સ્ત્રીઓની વાત ફૂલે સાંભળી. ભોરીને તો ઉંઘ આવી ગઇ છે, ને ભોરીની બાં તે ફૂલ ભદુઆના સિરાણા હેઠે છે, તેને ફૂલે દાબવા માંડી, એટલે ભોરીની આંખ તો ઉંઘડી ગઇ, પણ મનમાં વિચાર કરે છે, જે આજ ફૂલને તે શું થયું છે, જે મ્હારી બાં ઉપર એવડો ભાર મૂકે છે. એમ મનમાં સમજી બોલતી નથી, તેમ તેમ ફૂલ તો બાંને ખૂબ દાબતો જાય છે, તે ભોરીના હાથમાં ચુડલી પેહરી છે, તે ફૂલની [5]ભીંસથી ચુડલી ભાંગી, તે ભોરીના હાથમાં ખુંચી રહી, તે ભોરીને વસમું લાગ્યું.

ફૂલ પલંગ ઉપરથી ઉઠીને સામે ગોખ છે, તેમાં જઇ બેઠો. ત્યાં પોતાના ભેખના કપડાં પડયાં છે, તેમાંથી શીંગી[6] લઇને નાદ કર્યો. તેનો અવાજ સાતવીશોએ સાંભળ્યો, અને તેઓએ પણ જવાબમાં શિંગી ફૂંકીને પોતપોતાની ભેખની પોશાક પહેરી લીધી, ને ફૂલને ઘેર આવી લાગ્યા. તેટલામાં ફુલ પણ ભેખ પહેરીને હેઠળ આવી ઉભો. ત્યાંથી સર્વે ચાલ્યા તે મેરાણુસર તળાવ ઉપર આવ્યા. ત્યાં પોતાનો તંબૂ ખડો કર્યો, ને તેમાં સર્વે બેઠા.

---

૧. પાધરૂં–સીધું. ૨. બાં-હાથ. ૩. સીરાણા–માથું. ૪. ફીટેલ–બગડેલી. ૫. ભીંસ–ભાચડાય તે. ૬. શીંગી–શંખ.

ભોરી તો બાપડી જોઇ રહી છે, કે આતે શું થયું. એ ખબર બાદશાહને પડી, જે ફૂલ તો ભોરીના મહેલથી રીસાઇ ચાલી ગયો છે, પણ શા સારૂ રીસાઈ ગયો, તે કઈ માલમ પડતું નથી. એટલે બાદશાહ ભોરીને મહેલ આવીને પૂછે છે, જે દીકરા! ફૂલ શ્યા ઉપરથી રીસાઇ ગયો! ત્યારે ભોરીએ પેલી ચાર સ્ત્રીઓ આવી હતી, તે કાંઇ બોલી, તે ઉપરથી રીસાયો એમ કહ્યું. એટલે બાદશાહે તે સ્ત્રીઓને તેડાવીને કહ્યુ, જે તમે મારા ઘરમાં પણ [1]કધા નાખવા આવી છો, કેમ! તમને હું ઉંધે ગધેડે બેસાડી, બેઆબરૂ કરી ગામમાંથી કાઢી મૂકીશ. નહિં તો જેવા રીતે તમે ફૂલને રીસાવ્યો તેવી રીતે પાછો તેને મનાવી લાવો, ત્યારે તે સ્ત્રીઓ બોલી જે આપ તો પદશાહ છો, તે અમને જાણો છો. તમે ભોની બેનને પરણવ્યા, તેના વિવા ભલીભાતે કર્યો, તે વખતે અમને કોઇને સંભારી તો નહિ. અમારો તો વીઆવૃત[2] એમ ચાલે છે. ત્યારે બાદશાહ ગુસ્સે થઇ કહેવા લાગ્યો જે, ફૂલને મનાવી લાવો, નહિંતર સવારના તમારા ભૂંડા હવાલ કરાશ. તેઓ હાથ જોડીને કહેવા લાગી જે, માબાપ! અમે ફૂલને મનાવી લાવીએ, પછી તો અમારી તકસીર માફ કરશો! પાદશાહ કહે જે ફૂલને મનાવી આપશો તો ઇનામ આપીશ. તેઓ કહે અમને એક વાતની માફી આપો, જે અમે ગામમાં કંઇ અતડાઇ[3] કરીએ તો અમને તમારે માફ કરવી. બાદશાહ કહે જાઓ, કાલનો દહાડો તમને માફ છે. એટલે તે સ્ત્રીઓ ચાલી નિકળી. સવારનો પહોર થયો છે, તેમાંથી

૧. કધા—વિખવાદ કરવા. ૨. વીઆવૃત—વ્યાવૃત—ધંધો. ૩. અતડાઇ—છેડતી.

બેજણી ફૂલના ઉતારા પાસે બાગ છે, તેમાં આવી બેઠીઓ, ને બે જણી ગામમાં ગઇ, તે પોતાને ઘેરથી પાણીના બેડાં માથે લીધાં છે, અને કોઇની વછો[1] બે હાથમાં પાઢી[2] લઇને ચાલી નિકળી. રસ્તામાં છોકરાઓ રમતા હતા, તેને ખાવાની ચીજ આપીને, એકેક છોકરો કેડમાં તેડી લીધો. ને પછી પાણી ભરવા મેરાણુસર તળાવ ઉપર ચાલી, તે ફૂલગરના તંબૂ આગળ આવી પહોંચી. ત્યારે તેઓએ છોકરાને એક ચોંટીઓ લીધો, અને તે છોકરા રડવા લાગ્યા, તેમને કેડમાંથી નાખી દીધા. ને માથે બેડાં હતાં તે પછાડ્યાં. એટલે ફૂટી પડયાં, અને એક લાત છોકરાઓને મારી, ને [3]પાડીઓ છે, તેને પણ મારવા લાગી. આ બધું ફૂલ છેટેથી જોતો હતો. ફૂલે તો આખું રાજ્ય ચલાવ્યું છે, તેને આ જોઈ રીસ ચડી. તેણે માણસોને કહ્યું જે આ સ્ત્રીઓને પકડી લાવો. એટલે માણસો દોડ્યા ને તેમને પકડી લાવ્યા. તેમને ફૂલે કહ્યું જે "અરે! તમો છોકરાંને બેતરેથી[4] મારો છો, તે તમને કોઇ પૂછવાવાળું છે કે કેમ! તમારા મનમાં તમો શું સમજો છો?" ત્યારે તેઓ બોલી જે અમે તે જવાબ શું આપીએ! ફૂલ કહે જે તે વગર તમને રજા મળશે નહિં, ત્યારે તેઓએ અરજ કરી જે અમ્હારી તકસીર માફ કરો તો કહીએ. કારણ તમને કદાચ રીસ ચડે. ફૂલ બોલ્યો જે તમને માફ છે. એટલે તે સ્ત્રીઓ બોલી જે તૂં ભોરીને મૂકીને, આંહી આવી બેઠો તે તૂં લંગોટીઓ, કયાંનો

---

૧. વછો-વાછરડાં. ૨. પાઢી લઇ-હેરડાથી ચલાવતી. ૩. પાડીઓ-ભેંસનું વછેરૂં તેને પાડી કહે છે. ૪. બેતરેથી-બેપરવાઈથી.

ફરસ્તો આવ્યો, તને સારે નસીબે તો ભોરી મળી, ભોરી માટે તો કંઇક ફકીર સાધુ થઇ ગયા, તેને તો ન મળી, ને તને મળી, તેને તરછોડી, ત્યારે આ છોકરાઓના બાપ અમને પણ એવાજ ભલા થશે, એ વાત સાંભળીને ફૂલતો ચૂપ થઇ નીચું જોઈ રહ્યો. એટલામાં બે જણીઓ બાગમાં ગયેલી છે, તે બાગના માળીએ ફૂલની છાબ લઇને ફૂલ ભહુઆ આગળ જઇ મૂકી. ત્યારે ફૂલ માળીને પૂછવા લાગ્યો, જે તારો બાગ ક્યાં છે. ત્યારે માળી બોલ્યો જે તમારા ઉતારા પાસે આ રહ્યો. ત્યારે ફૂલ માળીને કહેવા લાગ્યો જે આજ તો તારો બાગ જોશું. માળી બોલ્યો જે સુખેથી પધારો. એટલે ફૂલ ઉઠીને માળી ભેગો ગયો. ત્યાં બાગની રોનક જોતો જોતો આગળ ચાલ્યો. ત્યાં પેલી સ્ત્રીઓમાંની એક બેઠી છે તે એક ચંદનના ઝાડને કાપે છે. તેના ઝરડાની વાડ લીમડાને કરે છે, તેને જોઇ ફૂલ બોલ્યો જે આ ચંદનનું ઝાડ કાપીને લીંબડા જેવા કડવા ઝાડને તેની વાડ કરે છે. તેમાંથી તારૂં શું વળશે?

હે બાદશાહ! તૂં એવો નગુણો છો જે ભોરી બીચારી શીલવતી છે, તેને બિન તકસીરે મૂકીને, અહીં આવ્યો તે વાત સાંભળી ફૂલે જાણ્યું કે એ વાત સાચી કરે છે. એટલું કહી આગળ જાય છે, તો બીજી બાયડી ધતુરાને પાણી પાઇ ને, તેની પાસે ફૂલનાં ઝાડ ઉગેલાં છે, તેને ઉખેડી નાખે છે. તેને ફૂલે કહ્યું જે "અરે! ઘેલી! ફૂલનાં ઝાડ ઉખેડી ધતુરાને પાણી પાય છે, તેનું કારણ શું." ત્યારે તે બોલી જે આ ગામમાં એવુંજ થાય છે. ત્યારે ફૂલ બોલ્યો જે "તે કેમ?"

ત્યારે તેણે જવાબ આપ્યો જે આ ધનુરાને પાણી પાઉં છું; જે મોટો થશે, ત્યારે એનાં ફળ થશે તે અમે ખાઇશું. ત્યારે ફૂલે કહ્યું જે એના ફળ થશે તે કોઇને કામ લાગશે નહિ. ત્યારે તે બોલી કે કામ આવે કે ન આવે પણ મ્હારો તો પ્રીત એથી બંધાણી છે, તે મૂકાતી નથી. એવો તૂં છે, કારણ જે ભોરી જેવી સ્ત્રી જેનું રૂવાળું[1] પણ કોઇએ દીઠું નથી. શીયળનો તો પુંજ[2] તેને વગર તકસીરે મૂકી રીસાઇ આવ્યો છે, તેમજ આ ધતુરો પણ મને ડેડા[3] દેખાડશે તે હું જાણું છું. પણ પ્રીત લાગી છે તે મૂકાતી નથી. તેં ભોરીને ડેડા દેખાડયા, તેમ ધતુરો પણ મને ડેડા દેખાડશે, પણ પ્રીત લાગી છે તે મૂકાતી નથી.

ફૂલે જાણ્યું જે તે વાત ખરી કહે છે, ને ભોરીને મેં નાહક મૂકી, તે મ્હારા જેવો મૂર્ખ પણ બીજો કોઇ નથી, જે સારૂં ઘર મૂકયું, માબાપને કચવાવ્યા, ભેખ પહેર્યો, ત્યારે તો ભોરીનું મ્હોં દીઠું, તેની કાંઇ તકસીર તો દીઠી નહિં, ને તેને છોડીને ચાલી નિકળ્યો, એ મેં સારૂં કીધું નહિ, એમ વિચારી બાગમાંથી પાછો ફર્યો તે પાધરો ઉતારે આવ્યો, તે સ્વામીઓને કહેવા લાગ્યો જે, ઉઠો ગામમાં જશું, એટલે સર્વે ઉઠયા, તે ગામમાં આવી પોતપોતાના મહેલમાં ગયા. ને ફૂલ ભટ્ટુઓ ભોરીના મહેલમાં ગયો. ભેખ ઉતારીને ભોરીને કહ્યું જે હવે આપણે, આપણે ઘેર જઇએ તો

---

૧ રૂવાળું-વાળના છીદ્ર. ૨. શીયળ વ્રતનો પુંજ એટલે રાશી અથવા ઢગલો. ૩. ડેડા-ફળ.

ઠીક. પછી કચેરીમાં ગયા. ત્યાં બાદશાહે પૂછયું જે તમે ક્યાં ગયા હતા, તો કહે જે એ વાત પૂછો માં, બાકી આ સ્ત્રીઓ તમારા ગામમાં રાખ્યા જેવી નથી. પછી એ સ્ત્રીઓને પાદશાહે તેડાવી ઇનામ આપી ને કહ્યું જે, હુવે મ્હારા રાજમાં રહેશો નહિ. પછી તે સ્ત્રીઓ ચાલી નિકળી, તે બાંભણુસરમાં આવી વસી. ત્યાં બાંભણુસર ગામ ફીટ્યું.

પછી ફૂલે પાદશાહ પાસથી રજા માગી, જે ગઢકાચ્છા મૂકે, (છોડે) ઘણો વખત થઇ ગયો છે. ત્યારે પાદશાહે ભોરીને રૂડી રીતે આપી સુખેથી બન્નેને રવાના કર્યા. તે પાછા જેસલમીર આવ્યા. ત્યાં રા'કેરે ચાર દહાડા રોકયા. ને અચ્છી મીજબાની કરાવી, તેની આગળ ઉજળકોટની બિના કહી સંભળાવી. પછી ત્યાંથી ફૂલ ચાલ્યો, તે ગઢકાચ્છા ગામ આવી પહોંચ્યો. તે પાધરો બાગમાં સોતાની દીકરીઓ આંતણુ માંડી બેઠી હતી, ત્યાં આવ્યો, ને કુમારીકાઓને કહ્યું જે તમે મ્હેણું માર્યું, તો મને આ ભોરી મળી. તેમણે મિજબાની કીધી, ખાઈ પીને ગામમાં જઈ ફૂલ, માબાપને પગે લાગ્યો.

પેલો ગડયો પેઅકે, પોય મથો નમાયો એમ,
ભલે પરણે આવીએ, તું ગઢકાછેજો રા[૧]

પછી શિરાજ ભટુઆને સો વર્ષ પૂરાં થયાં ને ગઢકાચ્છાનો રાજા ફૂલ ભટુઓ થયો, ભોરીથી ભોગ ભોગવ્યાં, ખાધાં પીધાં, ને રાજ કીધાં.

---

૧. પહેલો બાપને પગે લાગ્યો ને પછી માથું નમાવ્યું. બાપે કહ્યું તું ભલે પરણી આવ્યો. રા–રાજા.

# ભેરીઓ ગારૂડી.



ભૂપત વંશમાં એક પાખંડી ડેપાર નામે ભટ્ટી થયો, તે ગઢકાચ્છામાં રાજ કરે છે. તેનો દીકરો મોર થયો. તેને ભાયાતો સાથે કચવાણ થઈ તેમાં મોર મરાયો તેનો દુહોઃ—

સે ભગ્ગો ડોર ડેપારજો, તો પાણી. રખેપાણ
જે ગઢકાચ્છેમે ગારેઆ, ઘણા ખાન ખુરસાણ,

તેનો દીકરો ભદ્રસેન થયો, તે ગઢકાચ્છો મુકીને જેસલીમેર ગયો. તેના બે દીકરા. એક ભાણુ ને બીજો નોંઘો. ભાણુને બે દીકરા, એક સબરો ને બીજો મુરૂ.

ભાડ ભદ્રસણ નિંગેઓ, અચી જેસલમેર રેઓ
સમું સુરતાણે જીંઅ, અચી ભરી રાજ કીઓ.
ભદ્રસણ ભાણ જન્મેઓ, તેંકે નોઘો ભા
ઇ જેસલમેરની રાજીઆ, તીંઉં ગઢકાચ્છે રજા.
ભાણ ભત્રેરો તે થીઓ, જે ડાડો રોરાસ
તેંકે મંગણે અચી મંગેઆ, વડી કરે આસ.
ભાણજો સબરો થીઓ, બ્યો મુરરા
જિકી મંગણે મંગેઆ, સેડિને દાતાર.

તે સબરો નાની અવસ્થામાં ગુજર્યો, એટલે રાજનો ધણી મુરૂ થયો. તેને પેટે વીઆ નહિ, તે સાધુ સંત અતીતની સેવા ઘણી કરે, ત્યારે એક જોગીશ્વર આવ્યો. તેની આણે ટેલ કરી, ત્યારે તે પ્રસન્ન થયો ને કહ્યું જે બચ્ચા! માગ, ત્યારે

મુરૂએ કહ્યું જે મહારાજ! મારે પેટે વીઆ નથી તેની કૃપા કરો, એટલું હું માગુ છું. જોગી કહે તારા ભાગ્યમાં છોરૂં લખ્યું નથી. મુરૂ કહે મહારાજ તમે મહેરબાન થયા, ને મારી આશ પૂરી ન થાય, ત્યારે તો ભાગ્યની વાત. જોગીને દયા આવી, ને મુરૂરાને એક ચપટી ભરી ભભૂત આપીને કહ્યું જે, જા તને દીકરો તો આવશે, પણ તારા કામનો નહિ થાય. એ ગારૂડી થશે તેનો દુહોઃ—

સામી ડીની ચપટી, ભભૂતા ભરે,
પુત્ર ઇંદે મુરખા, કો ગારૂડી ઘરે.

મુરૂરાએ કહ્યું જે ગારૂડી થશે તો ભલે થાય, પણ મારી મુરાદ તો હાંસલ થશે. એવું કહીને બાવાને પગે પડયો. બાવાને વળી દયા આવી ને કહ્યું, જા હું કહું છું, તને બીજો દીકરો આવશે, તે તારી જગા સાચવશે. મુરૂરાએ ઘેર આવી પોતાની રાણીને ભભૂત આપી, તેથી રાણીને બે દીકરા થયા. કુંવર ભેરીઓ ને કેર, તેનો દુહોઃ—

મુરવે કુંઅર ભેરેઓ, બ્યો કેહર રા,
ઈ જેસરમીરજો રાજીઓ, અ વિંજી ગારોડી થીઓ,

એ રીતે બે કુંવર થયા. તેમાં ભેરીઓ તો ગારૂડી થયો, ને નાનો કેર રા જેને ફૂલ ભટુઓ ભેળો થયો હતો, તેણે જેસલમીરમાં રાજ કીધું. ભેરીઓ તો નાનપણથીજ પોતાના સોબતીઓ સાથે રમત કરે. જુવારના સાંઠા લઇ તેમાંથી ગર્ભ કાઢી નાંખી, તેની મોઅરો કરી, વગાડે ને ગારૂડીની પેઠે રમત કરે, તેનો દુહોઃ—

કાને મુરલી હથ કરે, તા વજાઇ વીર,
હજા અઇન નંઢડા, સાંખી પણું સુધીર.

રા મુરૂ મનમાં સમજ્યો જે જોગીએ કહ્યું છે તે સાધના એણે કરવા માંડી. એમ કરતાં પંદર સોળ વર્ષનો થયો, ત્યારે તેને પોતાના દિલમાં એવું થયું, જે મોરલીઓ સાચી હોય તો તે વગાડતાં શીખીયે એમ જાણી બાગના માળીને બોલાવી પૂછયું, જે તારા બાગમાં તારણી તુંબડીઓ છે? તે કહે આપણા બાગમાં તો નથી. પણ મારા ભાઇ પાસે તે તુંબડીનું બીજ છે. તે મંગાવી બાગમાં વવડાવ્યું, એટલે તારણી તુંબડી થઇ. તે જ્યારે પાકી, ત્યારે તે તુંબડીઓ કમાંગરોને આપી, તેણે તુંબડીઓને રંગ દઇને સરસ બનાવી. મોઅરો તૈયાર થઇ ત્યારે તે ઉપર માણેક મોતીનું નકસી કામ કરાવ્યું, ને પોતાના સોબતી માટે ઘેરદાર જામા સીવડાવ્યા, ને કલગીઓ બનાવી, ને રંગરંગના ફેંટા પટકા બનાવી તેમને તે પોશાક પહેરાવ્યો. પછી એક ગારૂડીને તેડાવી તે પાસેથી મોઅર વગાડતા શીખ્યા. બાગમાં એક મોટો ચોતરો બનાવ્યો. ત્યાં એક જુઆરનો ઢગલો કરી સર્વે ગારૂડીનો પોશાક પહેરીને મોઅરો વગાડે, ને રમત કરે, તેનો દુહો:—

ગડજી ગારૂડી થીઆ, જામા પેરીજીન
મીણી સંધામન મંથે મુરલીએ મેડઆ.

મુરૂરાને ખબર પડતાં પોતે બાગમાં જઇને જોય છે તો આ સર્વે મંડળી ગારૂડી બનીને રમે છે. મોઅરો વાગી રહી છે, એટલે મુરૂરાજા ભેરીયાને કહેવા લાગ્યો જે બાપુ! તું જેસલમેરનો ધણી. હવે તું મોટો થયો માટે આ ખેલ મૂકી રાજકારભાર કર. ત્યારે કહે જે મારૂં મન

તો મોરલીથી બંધાણું છે તેને તો હું મૂકું નહિ. ઘણાએ સમજાવ્યો પણ માન્યો નહિ. પણ જોગીના વચન ખાલી કેમ જાય. સુરૂસા કહે જે યા તો રમત મુક, નહિ તો તું મારો દીકરો નહિ, એટલું કહી ચાલતો થયો. ભેરીઓ પોતાના સોબતીઓને કહેવા લાગ્યો જે મને તો મારા બાપાએ રજા આપી, અને તમે તમારે ઘેર જાઓ, ત્યારે તેઓ કહે જ્યાં તૂં ત્યાં અમે. એમ સર્વે ત્યાંથી ચાલતા થયા. તેનો દુહોઃ—

પંથે પરિયાણે પિંઢમેં, હલી મુરે આટાણ
કેંકે ન કીયાક જાણ, ગારોડીએ ગસ કેઆઉં.

એ રીતે જેસલમેરથી ચાલ્યા, તે ચાલતાં ચાલતાં પછમાઇ ડુંગર ઉપર આવ્યા. ત્યાં છાંયડો જોઇ ઉતારો કર્યો. ભેરીઓ છીપર ઉપર બેઠો છે. તે હેઠળ એક ભોયરૂં હતું તેમાં અતીત રહેતો હતો તેનું નામ લખગુરૂ. તેને ત્રણ ચેલા છે, તે પણ ભેળા છે. તેને વિદ્યા શીખવે છે, તે ભેરીઓ સાંભળી પોતાના મનમાં યાદ કરી લે છે. ગુરૂએ ચેલાને પૂછયું જે તને મેં વિદ્યા શીખવાડી તે ધ્યાનમાં ઉતારી? ચેલા કહે જે અમે તો કાંઇ સમજ્યા પણ નથી અને યાદ પણ નથી. ગુરૂ કહે બહાર જઇને જુઓ કોઇ માણસ બહાર છે કે? ચેલાઓ બહાર આવીને જોય છે તો ભેરીયાને દીઠો. તે વાત ગુરૂને જઇને કહી. એવો ગુરૂએ ભેરીઆને બોલાવ્યો. ભેરીઓ ભોંયરામાં જઇ લખગુરૂ ગુંસાઇને પગે પડયો. ચેલાઓને શીખવાડેલી વિદ્યા તેના ધ્યાનમાં રહેલી જોઇ ગુરૂ બોલ્યા, બચ્ચા! તેં મારા વચનો સઇ કર્યાં છે. ભેરીઓ કહે મહારાજ! મહેરબાન થયા તો

પૂરેપૂરા થાઓ; એટલે બાવાએ પ્રસન્ન થઇ ભેરીઆને સર્વ વિદ્યા શીખવાડી ભેરીઆની પૂંઠ થાપડી. એ રીતે ભેરીઓ સર્વે વિદ્યા હાંસલ કરી હુશીયાર થયો.

અચી આસન તિન કેંઇ, જીત લખગુરૂ લાલૈં લાલ
ઇ પણ રચ્યો જીંય ગુલાલ, ગારોડી ગોઠ થીઓ.

એમ પોતે તો ત્યાં રહેવાનો મનસુબો કર્યો, ને પોતાના સાગ્રદોને બહાર ફરવા મોકલ્યા તેનો દુહોઃ—

ભિરેએ બેલીઅ વેંચેઆ, ટારે ટારે પંઝ
કલંગીઉ જેજે કિપારમેં કરમાણા સરજાહજ.

પાંચ પાંચને એક બાજુ ફરવા મોકલ્યા, ને કહ્યું તમે આ દીશાએ જઇ કોઇ મૂલક જોઇ આવો. તમે પાછા આવશો ત્યારે અહીંથી ઉઠીશ. એમ કહી બીજી દિશાએ સાતને મોકલ્યા તેનો દુહોઃ—

ભીરે બેલી વેંચીઆ, ટારે ટારે સત
ધારીએ કાજા ગામડા, અહીં ભોળી ખાજા ભત.

ત્રીજી દીશાએ આઠ આઠનું ટોળું રવાના કર્યું તેનો દુહોઃ—

ભીરે બેલી વેચ્યા, ટારે ટારે અઠ
પીંઢ વીઠો પચ્છમા તે, રતો મોર મંજઠ.

બાકી જણ ચાર રહ્યા. તેને હુકમ કર્યો તમે આટલામાંજ ફરતા રહેજો. સંધારોની વાંઢ પડી છે, ત્યાં તેઓ ગયા. મોરલીઓ વગાડવા માંડી. તે પોઠ આખી ઘેલી થઇ રહી છે, ને ગારૂડીની પાછળ પાછળ ફરે છે. તે ખબર સંધાઇ સંધારને પડી ત્યારે તેણે પોતાની ચાર સાહેલીને મોકલી ગારૂડીને તેડાવ્યા ને તેને પૂછે છે,

ભીરેએ બેલી વેચીયા, ટારે ટારે ચાર
તીની વાંસળીઉ વાયે કરે ઘધીઉ લાલ સંધાર.
કયો આંજો ગારૂડીઓ, કીયો દેહ સંધોયે
પુછે સંધે તેં પાયે, બાંગડે ખારેઓ નાંગરા.

તમારો ગુરૂ કોણ છે ને કયો દેશ છે. તો કહે,

ગુરૂ અસાંજો ભેરીયો, ડેય આએ જેસરમેર
ગુજર ખંડજા ગારૂડી પુછે ઉ સંધે પેર

ત્યારે સંઘૈ બોલી જે તમારો નાગ તો દેખાડો. ત્યારે હીરા નામના ગારૂડીએ મોરલી વગાડી પોતાનો કરંડીયો ખોલ્યો, તો કરંડીઆમાં નાગ તો ન નિકળ્યો પણ બીમોઇનું બચુ માંહે પડયું છે, ને કંડીયો ઢાંકી દીધો. બીજો કંડીયો ઉઘાડયો તેમાં પણ એમજ થયું. એમ ચારે જણાએ પોતાના કંડીયા ઉઘાડયા તો ચારેમાં નાગ નહોતા. નાગ સંઘૈએ તાણી લીધા, બાકી સર્વેના કરંડીયામાં બીમોઇનાં બચ્ચાં પડયાં છે.

સપ સંઘૈએ સોસેઆ ઠલા થીઆ કરંડ
હીરા ઇ નંઇ હંદ બિમૈ સંધા બચડાં.
નાગ વીઆ નીકરી, જીનીજે મથે મણી
બિમે સંધા બચડા, સે રીઆ કર ખણી.

ત્યારે સંઘૈ બોલી જે તમે તૂત કરીને આવ્યા છો, તે કાં તો નાગ દેખાડો નહી તો હું તમને લુટી લઇશ. ગારૂડી નાગ હોય તો દેખાડે, શું દેખાડે, એટલે સંઘૈએ ચારેના કપડાં ઉતારી લીધાં. ને બે જણને લોટ દળવા બેસાડ્યા, ને બે જણને કાઢી મૂકયા, ને કહ્યું કે જાઓ તમારા ગુરૂને ખબર આપો; એટલે આ બે

જણુ લંગોટ મારી ત્યાંથી ચાલ્યા. તેમને છેટેથી આવતા જાણી ભેરીઓ વિચાર કરે છે કે આ લંગોટીઆ તે કોણુ આવે છે. આવી લાગતાં તેમને ઓળખ્યા, ને પૂછ્યું:—

કકો ગડઆ કોટ બેટ, કકો સપ કે સીંહ
કિતે વીંજાયો કરંડીઉ. કિતે લાયાનીંઅ.

તેના જવાબમાં તેમણે કહ્યું જે અમને તો કોઇ કોટ, બેટ, શાપ કે સિંહ કોઇ મળ્યું નથી, પણ અમને તો સંઘૈ સંઘારે લુટી લીધા, ને બે જણુને તો હળવા બેસાડ્યા છે, તેનો દુહો:—

ન કો ગડયો કોટ, બેટ, ન કો સંપ કે સીંહ
સુઘડ ગિડીઉ સંઘૈ, જે ઝથે લંઘાયાનીંઅ.
બીંકે મોકલ ડીનઇ, બીઅં વેઆરાંઇ જંઘ
હાણે જાટ ઇંદ્ર, હાણુ કરંડીઉ ફી ન કંધા.
તું માંડડ કરંડીઉ, હાણુ ન કંધા સીંઅ
જીતે સુઘડ સંધાઇ, નિત ન રંધાસીઅ.

ત્યારે ભેરીઓ બોલ્યો જે ફીકર નહિ આપણે ચાર કરંડીયા પણુ કરશું ને સંઘૈને જીતી પણુ લેશું:—

ઉ માડંડં કરંડીઉ, વારે કંધાસાઅ
જિતે સુઘડ સંઘે, તિતે વેંધાસીઅ-

એટલામાં બીજી દિશામાં ગયેલા બીજા સાગરહો પણુ આવ્યા. તેમણે સંઘૈની વાત સાંભળી કહ્યું જે. હવે આ કસબ મૂકો. જેસલમીર જેવું રાજ મૂકીને ગારૂડી થયા તેમાંથી તો આ ફળ મળ્યું. તમે સંઘૈને શું જીતશો. અમારાથી કંઇ વધુ કરામત તો તમારામાં નથી. ત્યારે તેણે કહ્યું જે

તમારે કરામત જોવી હોય તો દેખાડું. એમ કહી પોતાનું વિકરાળ રૂપ ધારણ કરી દેખાડયું. આ તો સંધઇ અત્રે પણ આવી પૂગી એમ જાણી સર્વે બ્હીને નાસવા લાગ્યા! તેને ભેરીએ બૂમ મારી બોલાવ્યા પણ પાછું વળી કોઇ જોતું નથી. એટલે ભેરીએ પોતાના હાથ લાંબા કીધા, ને તેઓ નાસી જતા હતા તેને આડા ફરી વળ્યા, ને સર્વે બાથમાં આવી ગયા. પછી જાય ક્યાં, ભેરીઆએ કહ્યું જે કેમ મારી કરામત જોઇ. ત્યારે તેઓ કહે જે તું પાછો ભેરીઓ થા તો અમો જાણીએ. એટલે ભેરીઆએ અસલ રૂપ કરી દીધું, ત્યારે સર્વેને વિશ્વાસ આવ્યો ને કહેવા લાગ્યા જે હવે સુખેથી સંધઇ પાસે ચાલ. પછી ગુરૂની આશીષ લઇ ચાલ્યો. તે સંધારોની વાંઢા પડી છે તે પાસે ખુઅર છે, ત્યાં આવી પોતાનો તંબૂ ખડો કર્યો. ત્યાં સર્વને બેસાડી ભેરીઓ પોતાનું નાનું સ્વરૂપ બનાવી સંધાઇ કેવી સામર્થવાળી છે તે જોવા ગયો. તો સંધઇ તો ઉંચી બેઠકે બેઠી છે, ને ત્યાંથી જોય છે કે આ ડેરા તે કોના ખડા થયા છે. તો આ છોકરા પર નજર પડી. તેને જોઇને સાહેલીઓને કહેવા લાગી:—

છતો ડિઠમ છોકરો, હટ ગીનધો બોર
અલા કડે કરીએ, ઇન છતે જન્ન ડેર.

એણે પોતાની જોડલોને કહ્યું જે હાટમાં બોર લે છે તે છોકરાને જોઇ આવો જે કોણ છે. તેઓ જોઇ આવીને કહ્યું જે એ છોકરો તો કોઈ અજબ છે. તે હાથમાં તસ લઇને બોર લે છે ત્યારે સંધઇ બોલી દુહો:—

છતો ડિઠમ છોકરો, હથગિનધો તસ
અલા કડે કરીએ, ઇછે તેજીમા સસ.

એટલામાં તો આખી પોળમાં ખબર થઇકે ભેરીઓ ગારૂડી આવ્યો છે. ગારૂડી તો ઘણા દીઠા પણ આવો તો ક્યાંય દીઠો નથી. એ વાત સાંભળી સંઘઇએ પોતાની સાહેલીને કહ્યું જે ભેરીઆનો ઉતારો ખુઅર ઉપર છે, ત્યાં પાણીને મસે ચાલો. એમ વિચાર કરે છે તેટલામાં ભેરીઓ છોકરો પોતાની જગાએ ગયો ને પોતાના બેલીઓને હુકમ કર્યો જે તમે જઇને સંઘઇને કહો કે અમારા બે માણસને છોડી મુકો—નાહક હેરાન મ કરો. એ સંદેશો લઈ બે જણાએ સંઘઇ પાસે આવી કહ્યું, ત્યારે સંઘઇએ કહ્યું જે મારે નવસે નાગ માટે રોટલા કરવા છે, તે સારૂ લોટ જોઇએ છે તે દળી રહેશે પછી છોડી મૂકીશ. નહિં તો કાંઇ કરામત દેખાડો તો છોડી મૂંકુ. એ જવાબ લઇ પાછા વળ્યા ને ભેરીઆને કહ્યું. એટલામાં ભેરીઆને જોવા માટે સંઘઇ ત્રણ સાહેલીઓને લઈ પાણીનું મસકરી ખુઅર ઉપર આવી લાગી. તેને ભેરીઆએ તંબૂમાંથી દીઠી. પોતાના માણસોને પૂછયું જે આ ચાર જણી કોણ છે. ત્યારે તેઓએ કહ્યું જે આ વચમાં છે તે સંઘઇ છે, એટલે ભેરીઓ નાના છોકરાનું સ્વરૂપ ધરી પોટલીઓ ખભા ઉપર લઇને આવ્યો, ને ખુઅર ઉપર આવીને ઉભો. ત્યાં પેલી ચાર જણીઓ પણ આવી લાગી. સંઘઇ તો છેટે ઉભી છે, ને પેલી ત્રણ જણી ખુઅર ઉપર આવીને પોતાના ઘડા ખુઅરમાં સેતર્યાં. તેને ભેરીઆએ કહ્યું જેઃ—

નકી અગે, નકી પોઈ, વિચૈ વેણ સુણજ
ચાર ઘડા નામે કરે, મુજો પોટલીઓ ભરજ

ત્યારે તેણે કહ્યું જે અમે તૂંને પાણી નહિં આપીએ. તારે જોઇતું હોય તો ભરી લે. એટલે આ છોકરાએ પોટલીઓ ખુઅરમાં સેતરી. પછી આ ત્રણ જણી, પોતાના ઘડા કૂવામાંથી જોર કરી તાણે છે પણ તણાતા નથી. મહેનત કરી કરીને મરી ગઇ પણ તણાયા નહિં. ત્યારે બોલીઓ જે તૂં પોટલીઓ બહાર કાઢે તો અમે તને ભરી આપીએ. એટલે ભેરીઆએ પોટલીઓ બહાર કાઢી, ત્યારે તે સંઘઇએ છાનું કહ્યું જે એવી તદબીર કરજો જે એની પોટલીઓ ફાટી પડે ત્યારે આ ત્રણે જણીઓએ પાણીના ઘડા પોટલીમાં નાખવા માંડયા, પણ જે નાખે તે ચાલ્યા જાય ને પોટલીઓ તો ભરાયજ નહી. ત્યારે સંઘઇએ પૂછયું જે તું કોણ છો? તેણે કહ્યું હું ભેરીઆનો માણસ છું. સંઘઇએ પૂછયું જે તારા જેવા ભેરીઆ પાસે કેટલા ચેલા છે. ત્યારે તેણે કહ્યું જે હું તો ભેરીઆના જોડા ઉપાડનાર છું. બાકી ભેરીઆના બેલી તો બીજા ઘણા છે, એવું કહી છોકરો તો અલોપ થઇ ગયો. સંઘઇ બોલી જે ચાલો તો ખરા ભેરીઆને જરા જોઇ આવીએ. એમ કહી તેના તંબૂ પાસે આવી. ભેરીઆએ તો તુર્ત આવીને સુઈ ગયાનો ઢોંગ કર્યો. ચાર જણીઓ આવી પૂછે છે ભેરીઓ ક્યાં છે તો કહે સૂતો છે. તો કહે ઉઠાડો, તો કહે અમારાથી ઉઠાડાય નહિ, તમારે ઉઠાડવો હોય તો ભલે ઉઠાડો; ત્યારે સંઘઇએ એક જણીને કહ્યું જે મોઢા ઉપરથી લુગડું ઉતારી નાખ ને જો, કે સૂતો છે કે જાગે છે. એ રીતે સાહેલીએ લુગડું ખસેડી જોયું તો ગુહ્યસ્થાન

દીઠું, એટલે તુર્તજ લુગડું મોં પર ઢાંકી દીધું ને સંધઇને આવીને કહ્યું જે મેં તો કોઇ દીઠું નહિ. ત્યારે બીજીને મોકલી તેણે પણ છેડો ઉંચકયો તો તેણે પણ તેવુંજ દીઠું. ત્યારે સંધૈએ આવી ઉપરથી ચોફાળ આખો તાણી લીધો એટલે તો પલંગ ઉપર ચાર કાલીંગા દીઠા, પણ ભેરીઆને તો દીઠો નહિ.

ત્યારે સંધઇ બોલી જે એક એક કાળીંગુ ઉપાડીને ખાઈ જાઓ. ત્યારે ભેરીઆના માણસોએ કહ્યું જે તમે ખાશો તો ખરા પણ એ પેટમાં રહેશે નહિ; કારણ કે બીજ બીજમાં ભેરીઓ જાણજો. ત્યારે સંધઈ બોલી જે અમે તો ભેરીઆને જોવા આવ્યા છીએ, તે અમને દેખાડો. ત્યારે કહેજે કાળીંગા પલંગ ઉપર પાછા મૂકો તો અમે જગાડીએ. એટલે કાળીંગા પલંગ ઉપર પાછા મૂકયા ને પાછો ચોફાળ ઓઢાડયો, એટલે ભેરીઆના માણસો પગ દાબવા બેઠા, ને ભેરીઓ આળસ મરડી બેઠો થયો. તેવું સંધઇએ કામદેવ સરખું રૂપ દીઠું, ને મનમાં એમ જાણે છે જે આ વર મારા જોગ છે. ત્યારે ભેરીઓ બોલ્યો જે સંધઈ તૂં કયારે આવી; ભલે આવી, ત્યારે સંધઇ બોલી જે તમે સૂતા હતા. અમે તો તમને જોવા આવ્યા છીએ. ભેરીઓ કહે જે ભલે આવી. સંધાઈ કહે કે અમે તમને મીજબાનીનું નોતરૂં આપવા આવ્યા છીએ. ભેરીઓ કહે તૂં આવી એટલે મીજબાની પૂગી. બાકી જે મારા જેવા માણસ છે તેના પેટ તારાથી ભરાય નહિં. સંધઈ કહે ફીકર નહિ. સામાન ઘણો કરાવશું. પણ જમવાને પરમ દિવસે તેડશું. એવું કહી સંધઇ

પોતાને ઘેર ગઇ, ને જમવાની રસોઈ મીઠાઇ વિગેરે તૈયાર કરાવવા માંડી ને ખાવાનું એટલું તૈયાર કરાવ્યું જે હજારો માણુસ ખાય એટલો ખોરાક તૈયાર કરી ડેલા ભરી રાખ્યા. ને ત્રીજો દિવસ થયો ત્યારે ભેરીઆએ એક મોટું સ્વરૂપ કરીને જે ઠેકાણે સંઘઇએ રસોઇ તૈયાર કરાવી રાખી છે ત્યાં આવ્યો. ત્યાં એક વંડી છે તેની ડેલીમાં પેસાય નહિ, એટલે એક પગ તો ડેલી બહાર ને એક પગ ડેલીની અંદર મુકીને ડેલીમાં આવ્યો. ત્યારે ડેલીમાં જે માણુસ હતો તે તો એને જોઇને નાઠો. ત્યારે તેણે કહ્યું જે ન્હાસ નહિ. હું તો ભેરીઆનું માણુસ છું. તે ખબર લેવા આવ્યો છું, ને ખાવાને હજુ કેટલીવાર છે. અમને ભેરીઓ તો એટલી સુધી ચારવાર ખવરાવે. આજ તમારૂ નોતરૂં છે તે અમે ભૂખ્યા થીઆ છીએ. એ વાત સંઘઇએ જાણીને પોતે ત્યાં આવી જુએ તો એક દૂત ઉભો છે, તેને સંઘઇએ કહ્યું જે હજી થોડીવાર છે. તું ઉતારે જા. હું હમણાં માણુસ તેડવા મોકલું છું. ત્યારે એ બોલ્યો જે તું તો કયારે માણુસ મોકલીશ પણ હું તો ભુખ્યો છું. તે મુને કાંઇક નાસ્તો આપ, તો પાણી ઝલ કરૂં. ત્યારે સંઘઇએ હુકમ કર્યો જે આને નાસ્તો આપો; ત્યારે આણે તો એક કોઠી વાંકી પડેલી હતી તેનું મોઢું ઉતારીને તેની કુંડી કરીને બેઠો. ત્યારે સંઘઇ બોલી જે આને નાસ્તો આપો તે સુંડલાથી આપો, એટલે માણુસો સુંડલા ભરી ભરીને કોઠીમાં નાખતા આવે તેમ દૂત ખાતો આવે ને ઘણોખરો ખોરાક તો એક જણો ખાઇ ગયો. બાકી તો સો બસો માણુસ જમે એટલો

ખોરાક બાકી રહ્યો. ત્યારે સંધાઇએ જાણ્યું જે હવે તો ભેરીઆ પાસે જઇએ તો ઠીક પડે, નહિ તો લાજ પણ ગઇ ને માણસ પણ હસશે. એમ વિચારી તે ભેરીઆ પાસે ગઇ ને કહ્યું જે એવો તમારો એક માણસ આવ્યો તે ખોરાક તો સર્વે ખાઇ ગયો. ત્યારે ભેરીઓ કહે જે મેં તો તમને પહેલેથી કહ્યું હતું, જે મારા માણસોનું પેટ કોઇથી ભરાય નહિં. હવે પછવાડે કાંઇ છે કે સર્વે ખાઇ ગયો! ત્યારે સંધઇ કહે જે હવે તો સો બસો માણસ જમે એટલું ખાવાનું રહ્યું છે. ત્યારે ભેરીઓ કહે હવે ચાલો માણસ મારાં તો સો એક છે. તેને ઘણુંએ પુરૂ પડશે. એવું કહીને ભેરીઆએ પોતાના માણસોને સાદ કર્યો. એટલે સર્વે માણસો હાજર થયાં તે સર્વે સંધાઇ ભેળા આવ્યા. તેને સંધઇએ જમવા બેસાડયા ને પોતે પીરસવા ઉભી. સર્વે જમી રહ્યા એટલે મુખવાસ આવ્યા, ને સંધાઇને ભેરીઆની ચાર આંખ ભેળી થઇ. બેની એવી ઇચ્છા છે જે અમારો ઘરવાસ થાય, પણ કોઇ બોલતું નથી. ભેરીઓ બોલ્યો જે સંધઇ તું મને વર. ત્યારે સંધઇ બોલી જે મારૂં મન પણ એમજ છે જે તારા જેવો બીજો કોઇ નથી. પણ તું એક વાત કર તો મારે તને પરણવું. ત્યારે ભેરીઓ કહે, જેમ તું કહે તેમ કરૂં. ત્યારે સંધાઇ કહે જે મારી એક બેન છે જેનું નામ તંગઇ છે, તેને ઘેર જઇ વગર ભાડે ધાન ખાંડી આવ: ત્યારે ભેરીઓ તેજ વખતે પોતાને ઉતારે આવ્યો, ને બીજે દિને એક વેરાગી બનીને શેર જુવાર છેડે બાંધી તંગઇને ઘેર જઇ કહ્યું જે આટલા દાણા ખાંડવા આપ, ત્યારે તંગઇ બોલી જે આ પડી

ખાંડણીઓ તું ખાંડ પણ તેમાંથી અર્ધું મૂકીને બાકીનું અર્ધું લઇ જજે. ત્યારે તેણે કહ્યું જે હું તો વેરાગી છું. મારી પાસે એક શેર જાર છે તેમાંથી તુંને તે શું આપું ને હું શું લઇ જાઉં ત્યારે તે બોલી જે એનો તો મેં ઇજારો લીધો છે. તે ભાડું લીધા વગર ખાંડવા તો નહિ આપું, ત્યારે તે બોલ્યો દુહોઃ—

તાર તોજા તંગઇ, બીઓ ન બુજે કોઇ
જંધે ભાડા મું સુયા, નિં ધન ભાડો હોય.

તંગઇએ જવાબ આપ્યોઃ—

જંદ્રે ભાડા જલે, મું ધડાઓ તોક (ધરેણું.)
તેંકે જાણે સજો લોક, આઉં થીઆં સરનીએં સુ અણી

ભેરીઓ ઉભો છે ને તંગઇ શીરાંવા બેઠી છે, એટલે વેરાગીએ જુવાર છડવા માંડી. ત્યારે તંગઇએ જાણ્યું જે વેરાગી જુઆર તો છડે છે પણ જલદી શીરાવી લઉં ને એની પાસેથી ભાડું લઉં એમ કહી ઝટ ઉઠી. તેમ આ પણ ઝટ જુવારી છડીને છેડામાં બાંધીને ઉઠયો. ત્યાં તંગઇ વાંસે નિકળી તેણે આવીને લંગોટી ઝાલી, ત્યારે વેરાગી કહે હું તો ફકીર છું. મને મૂકી દે. તંગઈ કહે ભાડું લીધા વગર મૂકનાર નથી. મોટા પીર પાસેથી ભાડું લઉં તો તું તે વળી કોણ જે ભાડું ન આપે. એટલે વેરાગીએ બે દાણા જુવારના લઇ મંત્રીને તંગઇ ઉપર નાંખ્યા. તેથી તંગઇ ગધેડી થઇ રહી તેનો કાન ઝાલી તેના ઉપર ચઢી બેઠો, ને એક તુકા વાંસાં ઉપર માર્યા એટલે ચાલતી થઇ. તે ગામમાં સૌ જુએ છે જે આ ગધેડી તો જુઓ. તગંઇના ઘરેણા તોક વગેરે પહેર્યા છે ને

તેના પર વેરાગી ચડયો જાય છે. વેરાગી તો ગધેડી પોતાને ઉતારે લઇ આવ્યો ને બાંધી મૂકી, તેની ખબર સંધઇને પડી. તેણે એક દિવસ તો વાટ જોઇ જે ભેરીઆએ ગધેડી પોંચાડી નહી, ત્યારે બીજે દીને ભેરીઆ પાસે આવી. ભેરીઆએ કહ્યું જે સંધઇ અટાણે તું કેમ આવી. ત્યારે સંધઇ બોલી જે તંગઇના આ હાલ કીધા તે હું લેવા આવી છું. ભેરીઓ કહે જે મારા બે માણુસને લોટ દળવા બેસાડયા છે, તેને મુકી દે તો હું આને છોડું. નહીંતર તૂં આવી છો તો આ ગધેડી ઉભી છે તે લઇ જા. ત્યારે સંધઇ કહે ગધેડીને શું કરૂં. તંગઇ કરી આપ. ભેરીઓ કહે માણુસોને છોડે તો તંગઇ કરી આપું. એટલે સંધઇએ પોતાને ઘેરથી ભેરીઆના બે માણુસોને તેડાવી આપ્યા. ત્યારે ભેરોઆએ તેને ગધેડીમાંથી તંગઈ બનાવી. તંગઇને જોઇને સંધઇ કહેવા લાગી જે, હવે તો હું તને વરૂ.

પણ તું એક વાત બીજી પણ કર. સંધઇ કહે આ ગામમાં એક કલાલણ છે, તેની પાસે તું વગર દામે મદ્ય પી આવ તો હું તને વરૂ. એટલું કહી સંધઈ તંગઇને લઇ પોતાને ઘેર ગઇ. પછી ભેરોઆએ વળી વેરાગીનો વેશ લઇ ફરતો ફરતો કલાલણને ઘેર આવીને ઉભો ને કહેવા લાગો જે મુને મદ્ય પા. ત્યારે તેણે કહ્યું જે મારા મદ્યના પ્યાલા ઉપર તો બે રૂપીઆ પડે છે, તે આપે તો તને મદ્ય પાઉં. ભેરીઓ કહે જે અમે તો ફકીર રહ્યા, તે રૂપીઆ કયાંથી કાઢી આપીએ. તું ભલી થઇ, મને મદ્ય પીવાનું મન થયું છે તે તારે ઘેર ભીખ માગવા આવ્યો છું. ત્યારે મદ્યવાળીનો છોકરો બેઠો હતો તેણે માને કહ્યું જે ફકીર છે, તો તેને મદ્ય આપ.

ત્યારે તે ઉઠીને મઘના પ્યાલામાં પાણી નાંખીને પ્યાલો લાવી વેરાગીના હાથમાં આપ્યો. તે જોઇને વેરાગી બોલ્યો દુહોઃ—

મું મંગ્યો મધ, તુ ભરી આવી અઇએ પાણી
વેરાગીએ સે જાણી; કુડ કો. કમાઇએ.

પણ હવે જઇને તારૂં ઘર તપાસ. કલાલણુ ઘરમાં જઇને જુએ છે તો બાર માટલા દારૂના ભર્યા હતા તે સર્વે ઠાલાં પડ્યા છે. તે જોઇ માથુ પીટતી બહાર આવી જોય છે, તો વેરાગી તો અલોપ થઇ ગયો. એટલે માથું કુટતી સંઘઇ પાસે આવી. તે કહેવા લાગી જે તારો એક વેરાગી આવ્યો તે મારા ઘરનો દારૂ સોસી ગયો. સંઘઇ કહે એ વેરાગી તો મેં ઓળખ્યો પણ ફકીર સાથે આવું કરવું જોઇએ નહીં.

ભેરીએ વીચાર્યું જે હમણાં રોટલા ટાણું છે, તો ગામમાં લોકોએ રાંધ્યું છે, તે ભેરીઆએ સર્વ હરી લીધું, એટલે તે સર્વે સંઘાઇ પાસે આવી કહેવા લાગ્યા જે આજ તો એક અચરત થયું. ઘરમાં ખાવા રાંધ્યા હતા તે સર્વે હાંડલા ખાલી પડયા છે, ને ખાવાનું જરા પણ રહ્યું નથી. ત્યારે સંઘાઇએ જાણ્યું કે એ પણ વેરાગીનું કામ છે. તેટલામાં ભેરીઓ સંઘઇ પાસે કહેવા લાગ્યો જે તેં મઘનું કહ્યું હતું તે હું મઘ પી આવ્યો. તે સાથે આખા ગામનું ખાણું પણ ખાઇ આવ્યો. હવે તું મને વર. સંઘઇ કહે ભેરીઆ તું ભલે આવ્યો. મારો ભરથાર તો તું. પણ હજુ એક કામ રહ્યું તે તું કરે તો તને પરણું. સંઘઇ કહે મેં નવસો નાગ પુર્યા છે તે તું નાથી આપ તો

ભરૂસો પડે. જે તારાથી બીજો કોઇ પુરૂષ કરામતવાળો નથી. ત્યારે ભેરીઓ તે નાગોને નાથવા મંડયો. તે બધા નાગને નાથ્યા. પણ એક નાગ નથાય તેવો ન હતો. તે નાઠો એટલે ભેરીઓ તેની પાછળ દોડયો. નાગની એવી સામરથ છે કે, તે પૃથ્વીમાંથી ચાલ્યો જાય છે. ત્યારે ભેરીઓ ખેચરી વિદ્યાએ તે ઉપર ચાલ્યો આવે છે. જ્યાં નાગ માથું કાઢે ત્યાં તો ભેરીઆને ઉપર જુએ. એટલે નાગ પાછો જમીનમાં પેસી જાય. એમ કરતાં કરતાં નાગ કોટ કનોજ આવ્યો. ત્યાં ચંચ રાઠોડ કલીને પરણીને આવેલ છે. તેજ દા'ડે મહેલમાંથી બહાર નીકળ્યો છે. તે પોતાના જરબાગ છે ત્યાં આવ્યો. ત્યાં નાગ તો બ્રાહ્મણનું રૂપ ધરીને ચંચ રાઠોડને કહેવા લાગ્યો. તું રાઠોડ છો હું તારી શરણે આવ્યો છું માટે તું મને સંતાડ. ત્યારે ચંચ બોલ્યો જે તારે સંતાવાનું કારણ શું? તેના જવાબમાં કહ્યું જે મારો દુશ્મન એવો છે જે તું મને જોવા રહીશ તો એ મને લઇ જશે, ત્યારે તારૂં કાંઇ પણ ચાલશે નહિ. વળી કહે કે હું બ્રાહ્મણ નથી પણ નાગ છું. ને મારી પાછળ જેસલમેરનો ધણી ભેરીઓ જે ગારૂડી થયો છે, તે મને માર્યા વગર રહેશે નહિ, ને પછી તને ધોખો થશે. માટે મને વાર લગાડ નહિં. ચંચ રાઠોડે જાણ્યું જે જીવતદાન જેવું કોઈ પુન નથી. માટે તેવા હેતુથી નાગને પુછયું જે તને હું કયાં સંતાડું. બ્રાહ્મણ કહે મને સંતાડતો તારા પેટમાં સંતાડ તોજ હું બચું ને બીજે ઠેકાણે સંતાડે તો ભેરીઓ મને મારી નાખે. રાઠોડ કહે તું મારા પેટમાં કઈ રીતે પેસીશ. બ્રાહ્મણ

કહે હું ઝીણો થઇ પવનરૂપે તારા પેટમાં પેસી જઇશ. ત્યારે ચંચ કહે તૂં પાછો મારા પેટમાંથી કયારે નિકળીશ. ત્યારે તે કહે જે હું ત્રીજે દિવસે નિકળીશ. તેટલામાં ભેરીઓ ચાલી નિકળશે. ચંચ રાઠોડે જાણ્યું જે, છે તો નાગ પણ બ્રાહ્મણ થઇને આવ્યો છે, ને મને યાચે છે માટે એને શરણ આપવું; એમ જાણી કહ્યું જે, તૂં મારા પેટમાં સુખેથી પેશ. ત્યારે બ્રાહ્મણ કહે તમે જરા સૂઇ જાઓ તો હું તમારા પેટમાં પેસું. પછી ચંચ સૂનો, એટલે બ્રાહ્મણ પોતાનું રૂપ ઝીણું કરીને ચંચના પેટમાં પેસી ગયો. પછી ચંચ ખરચુ ગયો, ત્યાં તો ભેરીઓ આવી પૂગ્યો ને કહેવા લાગ્યો જે મારો ચોર તૂં પાસે આવ્યો છે, માટે કાઢી આપ. તો ચંચ કહે તારો ચોર મારી પાસે નથી. ભેરીઓ કહે નથી તે કેમ. મારો ચોર તારા પેટમાં છે. ચંચ કહે એમ હોય તો ભલે પેટમાંથી કાઢી લે. ભેરીઓ કહે મને કાઢતાં વાર નહિ લાગે, પણ તેમાં તારૂં શરીર રહેશે નહિ. તૂં હમણાં કલિને પરણી આવ્યો છું. તેની મને દયા આવે છે જે તં વિના તે પણ રહી શકશે નહિં. ત્યારે ચંચ બોલ્યો જે ભૂંડા તૂં જેસલમીરનો ધણી, તે રાજપાટ મૂકીને ગારૂડીનો કસબ લઇને ફરે છે, તે સારૂં લાગતું નથી. માટે આ કામ મૂકી દે. ત્યારે ભેરીઓ કહે જે તૂં કેમ રાજપાટ મૂકીને કલિને પરણવા ગયો હતો, તેમ મારે પણ પરણવું છે, તે સારૂ ગારૂડી થયો છું. ત્યારે ચંચ બોલ્યો જેને સારૂ તૂં ગારૂડી થયો છે, તે કેવીક છે. મેં કલિ સારૂ જે હાખડો કર્યો તે કલિ ચાલ તને

દેખાડું; એટલે બે જણા કલિને મહેલે આવ્યા, ને ચંચે કલિને દેખાડી, એટલે ભેરીઓ બોલ્યો જે કલિ તારી તૂંને અરભંગી હોજો. પણ જે સારૂં હું પરણવા ચાહું છું, તે કન્યા કલિથી ચાર ચંદા ચડે એમ છે, અને તૂં મારા ચોરને રાખીશ તો તેમાંથી તને નુકશાન થશે. ત્યારે ચંચ કહે એ ત્રીજે દિવસે મારા પેટમાંથી નિકળશે. એટલે મારી શરણાંગત ચૂકયા પછી તૂં જાણે ને એ જાણે. એ સાંભળી ભેરીઓ તો ચાલી નિકળ્યો. ત્રીજો દિવસ થયો એટલે સર્પ વચનથી બંધાએલો હતો, તેથી પલંગ ઉપર ચંચ સૂતો હતો, તે વખતે પેટમાંથી નિકળીને પલંગ ઉપર પડયો છે. તે વખતે કલિની આંખ ખુલી થઇ ગઇ. તેણે સાપને જોઇને ચંચને જગાડયો. ચંચ ઉઠયો ને સાપને દીઠો, ને કલિને કહેવા લાગ્યો. જે એ સરપથી બ્હીશ નહિ. એ મારા પેટમાં હતો તે બહાર નિકળ્યો છે. ત્યારે કલિ સર્પને પોતાના ખોળામાં લઇને ચંચને કહેવા લાગી. જે એ તારા પેટમાંથી નિકળ્યો, તે મારો દીકરો થયો, માટે એ સારૂ મને એક પારણું લાવી આપો. ત્યારે ચંચ કહે સાપલા કે ન બાપલા, રાજા કે ન મિત્ર, માટે એને તૂં છોડી દે. એમાંથી કોઇ દિવસ નુકશાન ઉપજશે. પણ કલિએ માન્યું નહિ, એટલે ચંચે પારણું કરાવી આપ્યું. તેમાં સાપને બેસાડયો. ભેરીઓ તો ગામથી બહાર ફરે છે, ને વિચાર કરે છે જે એ સાપ બહાર નિકળે તો એને પકડું. આઘો જતો નથી. હવે ઇશ્વરને કરવું તે એક દિવસ ચંચ ને કલિ એક આખી રાત મજામાં જાગ્યા છે, ને ચંચ સવારમાં શિકાર કરવા ગયો છે, ને પાછળ મહેલમાં




રાણી કલીને નાગનું કરડવું.

કલિ એકલી છે, ને સાપને બેઠા બેઠા હીંચકા નાખે છે. તે વખતે કલિને ઝોકાં આવે છે, ત્યારે કલિનું માથું સાંપની ફેણુ ઉપર લાગે છે, તેથી સાપ જાણે કે કલી મને મારે છે એમ એક, બે, ને ત્રણુ વાર જ્યારે લાગ્યું, ત્યારે તો સાપે ફૂંફાડો માર્યો, તેથી કલિનો દમ નિકળી ગયો. કલિ તો પડી છે, ને નાગ તો ત્યાંથી ચાલી નિકળ્યો. છોડી આવીને જુએ છે તો કલિ મરેલી દીઠી. તેણે દરબારમાં ખબર આપી. ખબર મળ્યા કે ચંચ શિકારેથી જલદી ઘેર આવ્યો. દિલગીર થયો. પછી કલિને અગ્નિ સંસ્કાર કર્યો.

હવે નાગ જેવો નાઠો તેવો તેની પાછળ ભેરીઓ પણુ ચાલ્યો. તે નાગના બંદર આવી માથું કાઢયું. ત્યાં ભેરીઓ પણુ આવી ઉપર બેઠો. નાગ તો બ્રાહ્મણુનો વેશ લઇ ગામમાં ગયો. તેણે ભેરીઆ સાથે ચોવટ કરાવી, જે ભેરીઆને ધન જોઇએ તેટલું હું આપું, પણુ મારો કેડો મૂકી દે. ત્યારે એ ગામના માણુસોએ ભેરીઆને ઘણાએ સમજાવ્યો. પણુ ભેરીઆએ માન્યું નહિં. એટલે એ ઠેકાણે ભેરીઆની કળા તો ઘટતી થઇ, ત્યારે નાગ તો સમુદ્રમાં ચાલ્યો. એટલે ભેરીઓ પણુ ખેચરી વિદ્યાએ ચાલ્યો, તે માધાપર આવ્યો.

ત્યાં બ્રાહ્મણોની કુંવારી કન્યાઓ આંતણુ માંડી બેઠી છે. ને નાગ તો બ્રાહ્મણુ થઇને સન્મુખ આવી ઉભો, ને કન્યાઓને કહ્યું જે આ ગારૂડી મારા પાછળ ચાલ્યો આવે છે, તેને કહો જે મારો સગડ મૂકી દે, ને તમો નીઆણીનું કહ્યું માને, એટલું તેની પાસેથી માગી લ્યો. એટલું કહી બ્રાહ્મણુ અલોપ થઈ

ગયો. કન્યાઓની વાત પણ ભેરીએ માની નહિ. એમ પાંચ વાર નવી નવી કન્યાઓ આવી, તેનું પણ કહ્યું ભેરીઆએ માન્યું નહિં, ને નાગ પાછળ ચાલ્યો. એ ઠેકાણે પણ ભેરીઆની કળા વધારે હતી તે ઘટી ગઇ, એટલે નાગે જાણ્યું જે હવે કંઇ ચિંતા નથી, એવું જાણી નાગ ભૂજીઆના ડુંગર ઉપર આવ્યો, એટલે નાગે પોતાની માસીને કહ્યું જે આ ભેરીઓ આવે છે તેના પગમાં તું ચટકો લેજે, તો મારી ઉપરથી તેની નજર ઉતરે તો હું તેને પોચું. એ રીતે સર્પની માસીએ ભેરીઆ પાસે આવીને તેના પગમાં ચટકો લીધો. એટલે ભેરીએ પોતાના પગ સામું જોયું, ત્યાં તો નાગે ફૂંફાડો માર્યો, તેથી ભેરીઆનો દમ તેજ ટાણે નિકળી ગયો.

ભેરીઓ ભુયંગ બારીઆ, ખાએ કેંઇ ઈસ ખાક,
સંધી મણીધર હાક, ગારૂડી કે ગારેઓ.

ભેરીઆ ભેળા તેના ચેલા પણ તેની પાછળ ચાલતા આવતા હતા. તેમાંથી એક ચેલો આવી પૂગેલો તેને ભેરીએ મરતી વખતે કહ્યું જે હું તો મૂઓ, પણ તમે મને રાંધી ખાશો તો સર્વે મારા જેવા થશો. ત્યારે તેના શરીરના કટકા કર્યા. તેટલામાં બીજા ચેલા આવ્યા તેણે પૂછયું જે ભેરીઓ ક્યાં ! તો કહે કે ભેરીઓ તો મૂઓ, પણ મરતી વખતે તેને રાંધી ખાવાથી મારા જેવા થશો એમ કહ્યું છે. પછી એક જણો ગામમાં જઇ પેણો લઇ આવ્યો. તેમાં ભેરીઆને નાખી ચૂલે ચડાવ્યો. ત્યારે નાગે વિચાર્યું જે એ ભેરીઆને તો હું માંડ માંડ પોચ્યો, પણ સો ભેરીઆ થશે તેને મુંથી કેમ

પોચાશે. ત્યારે નાગ બ્રાહ્મણનો વેશ કરીને ભેરીઆના ચેલા પાસે આવ્યો, ને કહ્યું જે આ તમે શું કરો છો? પોતાનો ગુરૂ તેને રાંધીને ખાવા લાગો છો તે નહીં કરો. તમે રજપૂત છો, માટે તમે એવું કરશો તો તમારૂં પણ મોત એ પ્રમાણે થશે. નાગને ખાધેલ છે તે એના ગોસ્તમાં પણ ઝેર ચડી ગયું છે, માટે એમ કરશો નહિં. ચેલો બોલ્યો, ભેરીઆએ મને મોઢામોઢ મરતાં કહ્યું છે, માટે આ બ્રાહ્મણની વાત માનતા નહિં. બ્રાહ્મણ કહે જે ભેરીઓ તો તેજ ટાણે ખાખનો ઢગલો થઇ રહ્યો, ને અવાજ પણ એ નાગે કર્યો છે માટે હું તમને ચેતાવવા આવ્યો છું. પછી તમારી મરજી. ત્યારે તે નવાણું જણાને બ્રાહ્મણની વાત ગળે બેઠી, ને બ્રાહ્મણને કહેવા લાગ્યા જે ત્યારે અમે હવે આને શું કરીએ. બ્રાહ્મણ કહે જે એ પેણાને બંધ કરીને દરીયામાં તરતો મૂકી દ્યો. તો એનું પણ કલ્યાણ થાય, ને તમને દોષ પણ ન લાગે, ને તમે જીવતા પણ રહો. ત્યારે ચેલો બોલ્યો જે એ બ્રાહ્મણ નથી. એ પોતેજ નાગ છે માટે તમે એનું કહ્યું ન માનો. પણ તે એકલો, તેને બીજા કોણ માને–પછી પેણામાંથી એક આંગળી ભરીને જેણે ચાટી તે પાસે થોડીક વિદ્યા રહી. બાકી નવાણું જણા પેણો લઈ તેને બંધ કરી દરીયામાં તરતો મૂકી દીધો. તે પેણો તરતો તરતો કામરૂ દેશમાં ગયો. ત્યાં સિંહલદ્વીપમાં એ પેણો ઓરતોને હાથ આવ્યો. તેણે ઉખેડીને જોયું ત્યાં કપૂર તેમણે ભરેલું દીઠું. તે તેમણે વાપર્યું. મૂલ વિદ્યા તો હતી તેમાં વળી વધારે કરામતી વિદ્યા તેઓએ

મેળવી. ભેરીઓ પડયાની વાત સંધાર સંધઇના જાણુમાં વિદ્યાને બળે આવી. તે પણ વિદ્યાવાળી છે તેણે વિચાર્યું જે મેં મારે મોઢે ભેરીઆને ખાવિંદ કર્યો પણ મારા ભાગ્યમાં એવું લખ્યું હશે. માટે મારે પણ હવે એના ભેળું મરવું, એવું ધારીને ત્યાંથી સંધઇ ભૂજીઆ પાસે આવી. ત્યાં ભેરીઆનું માથું હાડકાં પડયા છે, તે ભેળા કરી અગ્નિપ્રવેશ કર્યો ને બે જણા બળ્યા. એ વાત પૂર્ણ થઇ. એટલી ભૂપતના વંશવાળાની ખ્યાત હતી.



# સમો રાજા નરપત અને સાંચો સંધારો.



અબુશામના ચાર પુત્રોમાંથી ત્રીજો પુત્ર નરપત જ્યારે પોતાના ભાઇઓથી જાદો પડયો, ત્યારે ઓસમના ડુંગરમાંથી ચાલ્યો. તે વખતે પોતાની સાથે બીજા બે માણસ લીધા, એમ કુલ્લે ત્રણ જણા ભેળા નિકળ્યા. એક નરપત, બીજો માણુ મંગણેહાર,[1] તથા ત્રીજો સામુલ તુમેર[2] ચારણ. એ સર્વે કાબૂલ ગયા. ત્યાં એક ગામમાં આવી લાગ્યા, અને ગામ બહાર એક બગીચામાં તેમણે ઉતારો કર્યો. ગામના લોકો નરપતને જોવા લાગ્યા કે આ કોઇ પરદેશી માણસ બગીચામાં આવી ઉતર્યો છે. નરપતની પ્રભાવશાળી આકૃતિ, સુંદર ચહેરો, અને કદાવર શરીરથી, સર્વે કોઇ તેને જોઇને પ્રસન્ન થતા. દુહો—

> નરપત સભઇ નીંગેઓ, આયો કાબુલ કાય,
> તાં સમુ સુહાંયે, જેવટ મીડી માણું આવેઆ.[3]

જેમ દિવસ જતા ગયા તેમ નરપત પાસે રોજ માણુસો આવવા લાગ્યાં, ને તેની વાત ગામમાં અતી ફેલાઇ. ગામના મોટા મોટા અમીર ઉમરાવો તથા હકીમોને પણ ખબર પડી,

---

૧ મંગણેહાર–માગણની જાત. ૨ તુમેર–જાત છે. ૩ ભાવાર્થ–નરપત બધાને લઇ નિકળ્યો તે કાબૂલ આવ્યો. તેની પાસે બધા મળવા આવતા.

જે મીસરશામથી અબુશામનો ફરજન્દ આવેલ છે. તે પોતે ઘણો લાયક અને હુશીયાર છે, એવું સાંભળતાં તેમણે પણ તેની મુલાકાત લીધી. ગામનો હાકેમ સ્વારીએ નિકળ્યો તે બાગ આગળ આવ્યો, ને તેને બોલાવી કહ્યું જે, તમે ગામ બહાર શ્યા સારૂ ઉતર્યા છો, ગામમાં ચાલો. એમ કહી તે હાકેમ નરપત વગેરેને ગામમાં તેડી જઇ, તેમને રહેવા માટે ખાસ ઉતારો આપ્યો. ત્યાં તેઓ ત્રણે જણા રહ્યા છે.

હવે મકા[1] શરીફમાં. સંધારો[2] રહ્યા છે. તેને નબી પયેગંબરે કહેવરાવ્યું જે તમે કલમો[3] ભરો. ખુદાતાલાનું ફરમાન આવ્યું છે, અને તેને તમે કબૂલ કરો. તે તેમણે કરવા ના પાડવાથી નબીએ કહ્યું જે અમારા મુલકમાંથી નિકળી જાઓ. ત્યારે તેઓ પોતાનો સામાન તથા કબીલો લઇને ઉંટોપર ભાર ભરી, કબીલાને કજાવામાં[4] બેસાડી ચાલતા થયા તેનો દુહો:—

જોયા મધીને લડયા, ડી ઇ મેં હેકે અંગ,
હાડાલ ધઉં સાકરા, થીઓ મથે રણસંગ.

તેઓ વિચાર કરવા લાગ્યા જે હવે આપણે કયાં જવું. બધાએ સંધાર છે ને પથરમાં[5] મૂખ્ય છે. તેમણે વિચાર્યું જે આપણે મીસરશામના અબુશામ પાસે જઇએ તો ત્યાં આપણે ઉતરવાની જગા છે. ત્યારે એ તેર પથરવાળાઓએ

---

૧ મકામદીના ગામ છે. ૨ સંધારો રજપૂતની જાત છે. ૩ નબીને ખુદા તરીકે માનવા તે. ૪ કજાવો-પાલખી ૫ પથર-એક રજપૂતની જાત છે. તે તેર ભાઇઓ છે.

કબૂલ કર્યું કે એ વાત ઠીક છે. એમ ધારી અબુશામની રૂમશામની રાજધાનીમાં આવ્યા. પણ ત્યાં તો સાંભળ્યું કે અબુશામ તો ગુજરી ગયા છે, ત્યારે તપાસ કરી કે એમને કુંવર હતો તે ક્યાં છે? તો જવાબ મળ્યો કે નબી સાહેબની બ્હીકથી એ ચારે ભાઇઓ ચાલી નિકળ્યા. કયાં ગયા તેના ઉત્તરમાં કાબૂલ તરફ ગયા એમ જણાવ્યું. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે જે એ સર્વેમાં નરપત પાણીવાળો છે, એમ અબુશામ પણ કહેતા હતા, જે આ નરપત ઘણા માણસોને વેંઢારશે.[1] માટે આપણે નરપતને ગોતી કાઢીએ તો આપણો ટકાવ થાય. એવું જાણી નરપત કાબૂલ ગયો હતો, માટે તેઓ ત્યાં ગયા ને જ્યાં નરપતનો ઉતારો હતો તેજ બાગમાં આવી ઉતર્યા. ત્યાં માળીને પૂછયું કે રૂમશામથી નરપત નામનો કોઇ નર આવ્યો છે? ત્યારે તેણે કહ્યું જે 'હા' એ શખ્સ પણ અહીં ઉતર્યો હતો, તે હમણાં ગામના હાકેમની મહેરબાની થઈ છે, તેથી તેને માટે તેણે ગામમાં ખાસ ઉતારો આપ્યો છે. તેનો દુહો—

મધીને તું નીંગમા, સંભુરી સંધાર,
આયા કાબુલજી કંધીએ, કીયું નરપતજી[2] નીહાર.

એ રીતે માળી પાસેથી સમાચાર સાંભળી રાજી થયા ને તેરે પથરને બાગમાં ઉતારો આપ્યો. તેમનો મુખી સાંચો સંધાર ગામમાં પચીસ માણસને લઇને ગયો. તે પૂછતો પૂછતો

---

૧ વેંઢારશે-પાળશે. ૨ ભાવાર્થ-મદીનાથી નિકળી બધાં સંધારો કાબૂલ કંધાર આવ્યા ને નરપતની શોધ કરવા લાગ્યા.

જ્યાં નરપત છે ત્યાં ગયો. માણુ મંગણેહાર તેને જોઇને બહાર નિકળ્યો ને પૂછયું જે તમે કોણ છો ને કયાંથી આવ્યા છો? ત્યારે તેણે કહ્યું જે અમે સંધાર છીએ અને નરપતને મળવા આવ્યા છીએ, અને મકાનમાંથી નિકળવાનું કારણ બતાવ્યું. માણે મેડી ઉપર જઇને નરપતને ખબર કર્યા જે સંધારના તેર પથર તમારો પગ[1] લેતા આંહી આવ્યા છે. તેમાંથી થોડા હેઠળ ઉભા છે. ત્યારે નરપતે માણુને કહ્યું જે આવ્યા તો ભલે આવ્યા, પણ આપણો વખત કેવો ખરાબ છે. આપણાથી હાલ કેમ રખાય? ખાવાનું તો સૌને દેવું જોઇએ, અને આપણું તો ઠેકાણું નથી, તે તો તં જાણે છે. ત્યારે માણુ અને સામુલ કહે જે એ લોકો તમ પાસે ચાહીને આવ્યા છે, તો તેમને નાઉમેદ તો કરવા નહીં માટે તેમને કાંઇક દિલાસો આપો. ત્યારે નરપત કહે ભલે તેમને બોલાવો. એટલે સાંચા સંધારને ઉપર બોલાવ્યો. દુહો—

સંભઇ સમેવટ આવીઆ, પેરે વીધાઉં હય.
આંઇ જે આયા મુ ઘરે, ત આંઇ અયો અસાં સથ. ૨

એ રીતે સાંચાને નરપતે દિલાસો આપ્યો. પણ પોતાના દિલમાં ખોટું લાગ્યું જે આપણી પાસે એક ટંક પણ તેમને ખાવાનું ઠેકાણું નથી. પછી સાંચો સંધાર તો ઉઠીને પોતાને ઉતારે ગયો. પછી નરપતે માણુ તથા સામુલને કહ્યું જે આ લોકો આપણો આધાર જોઇને આવ્યા છે, જે આપણાથી તો

૧ પગ લેતા–શોધતા. ૨ ભાવાર્થ—સામાને ત્યાં સામા આવ્યા, તમે જે મારે ઘેર આવ્યા તે તમે અમારી સાથ છો.

જમવાનું પણ અપાતું નથી. ત્યારે માણુ સામુલ કહે જે આપવું તો જોઇએ. નરપત કહે બીજું તો મારી પાસે કંઇ નથી. ફક્ત આ કબાણુ[1] છે, તે કોઇ વાણીઆને હાટે રાખીને તેઓને જમાડવાનો સામાન લઇ આવો. એ કબાણુ બહુ કીમતી હતું. તેના પર રત્નજડિત કારીગરી કરેલી છે. બહુ ભારી ભારી નંગ જડેલાં છે. તે લઇ માણુ તથા સામુલ બજારમાં ગયા. ત્યાં સાંચો સંધાર પણ સીધું સામાન લે છે, તેણે માણુ તથા સામુલને દીઠા ને બુમ મારી તેમને પૂછ્યું, જે તમે ક્યાં જાઓ છો? તેમણે કહ્યું જે અમે કામે જઇએ છીએ. સાંચો કહે શું કામે જાઓ છો તે કહો તો ખરા. ત્યારે તે બે જણુ બોલ્યા જે અમારે તમને મીજમાની આપવી છે તે સારૂ સામાનની તજવીજ કરવા જઇએ છીએ. ત્યારે તેણે કહ્યું જે મીજબાનીનું કંઇ કારણ નથી, આપણે ભેળા થયા એ બસ છે. નરપત અમારો ધણી છે. તે ઘણું આપશે ને ઘણું ખાશું. ત્યારે તેઓએ કહ્યું કે એમ તે કંઈ ચાલે. સાંચો કહે હમણાં નહીં. એમ રકજક કરતા કબાણુ જે બગલમાં લૂગડે ઢાંકેલું હતું, તેના પર સાંચાની નજર પડી, તે કપડું તેણે ઉંચું કરી જોયું તો કબાણુ દીઠું. તે જોઇ સાંચાએ કહ્યું જે આ ચીજ તમે લઈ નિકળ્યા છો તે એટલા સારૂજ હશે, હવે હું સમજ્યો. ત્યારે માણુ સામુલ કહે કે અમારે કાંઇક તો કરવું જોઇએ. ત્યારે સાંચે કહ્યું જે એમ ન થાય. ચાલો અમે નરપત પાસે આવીએ છીએ. પછી સર્વે નરપત પાસે આવ્યા. સાંચે

---

૧ કબાણુ—હીરા જડીત ઘરેણું સોનાનું.

નરપતને કહ્યું જે તમે કોઇ વાતનો સંકોચ રાખશો નહીં. અમે તમારા ચાકર છીએ. અમે બાર મહીના સૂધી ગાંઠની ખરચી ખાઇ તમારી ચાકરી કરશું, અને હવે આપણે કાંઇક એવું ઠેકાણું કરીએ જેથી સર્વેનો નિભાવ થાય. દુહો:—

નરપતકો નીહાર મુલકજો મામલો,
જાંપ કાવે ખગધાર ત પીંઠ મેં પણા પછાડીયું.

નરપતે કહ્યું ઠીક છે. સાંચાએ કહ્યું જે અમે લડવામાં કંઇ કસર રાખશું નહીં. નરપતે સાંચાને સાબાશી આપી જે તૂં જુનોવટ[1] જાણીને અમારી પાસે શોધતો આવ્યો માટે તૂં ખરો છે. પછી સાંચો સામાન લઇ પોતાને ઉતારે ગયો. અને માણુ ને સામુલ બહાર ફરવા નિકળ્યા છે, તે વખતે એ ગામને પાદરેથી ગિજનીના વેપારીઓ માલની સાંગો[2] ભરી જાય છે. તેને આ બે જણાએ પૂછયું જે તમે કયાંના વેપારી છો, ત્યારે તેમણે કહ્યું જે અમે ગિજનીના વેપારી છીએ; સામુલે પૂછયું કે ગિજની તે કેવીક હશે! તેના જવાબમાં દુહો કહયો:—

ડી'ઉગે ડી'આથમે તો કાણ ઉપડે રોજ,
પર ડખણુજી ભોગવે રાજ કરે પીરોજ. [3]

પછી ઘેર જઇ તેમણે ગિજનીના વેપારીની વાત નરપતને કરી, જે ગિજનીના બાદશાહને માણસોનો ખપ છે તે કલમકર[4] ચાકરો રાખે છે, ને સીરબંધીનું[5] માન પણ

૧ જુનોવટ-નેક. ૨ પોઠો. ૩ ભાવાર્થ-દિવસ ઉગે ને આથમે. દક્ષીણની જમીન છે ત્યાં પીરોજ રાજ કરે છે. ૪ કલમકર-સરતથી ૫ હાથ તળેનું લશ્કર.

એવું છે, જે કોઇથી ખૂન થાય તો પણ પાદશાહ બોલે નહીં. નરપત કહે એમ હોય તો આપણે ગિજની જઇએ. એમ નિશ્ચય કરી સાંચા સંધારને તેડાવ્યો. સાંચાને તો એ વાત બહુ ગમી, ને કહેવા બેઠો, જે ગિજનીનો બાદશાહ પીરોજ સીરબંધી રાખે છે, તો આપણે ત્યાં જવું, અને તેની ચાકરીમાં જરૂર રહેવું. એટલુંજ નહીં પણ જો કદાચ લાગ આવે તો આપણે ગિજની કાં ન લઇએ ? એવો મનસૂબો કરી નરપતે કાબૂલના સૂબા પાસે જઇ કહ્યું, જે તમે અમને ખૂબ રાખ્યા, અને અમારી ખાતિરદારી ખૂબ કીધી. હવે અમારી પાછળ જે માણસો હતા તે આવી પૂગ્યા છે, અને હવે અમે ગિજની જશું, ત્યાં બાદશાહની ચાકરીમાં રહેશું, માટે હવે અમને રજા આપો. સૂબાએ ખુશીથી રજા આપી અને તેઓ રવાના થયા, તે ગિજની આવી પૂગ્યા, તે સમાનો દુહોઃ—

કીડ બધાં ઇ કબાણ, બેલીઅ સંભાએ,
આયાતીત કાય જીત, પીરોજ પાદશાહ [૧]

ત્યાં ગામના સીરબંધીના સરદારો સાથે મુલાકાત થતાં, તેમના પર સારી છાપ બેસાડી, અને તેમણે બાદશાહ આગળ બાત કરી જે પરદેશી માણસો આવ્યા છે, તેઓ ચાકરીના ઉમેદવાર છે, અને રાખવા લાયક છે. બાદશાહે તે ઉપરથી કચેરી ભરવાનો હુકમ કર્યો. તિથી તેરસની હતી. બાદશાહે ચોપદારને તેડવા મોકલ્યો. નરપતે સાંચા સંધારને કહ્યું જે

૧ ભાવાર્થ—બધા બેલીએએ તૈયારી કરી જ્યાં પીરોજ છે ત્યાં આવ્યા.

બાદશાહનું તેડું આવ્યું છે માટે ચાલો; તો કહે બહુ સારૂં. પછી સાંયાએ પોતાનાં માણુસોને તયાર કર્યા. માણુસ હજાર બારસોની કમરબંધી[1] કરાવી ભેળા લીધા, તે સર્વે પાછળ હારબંધ ચાલ્યા આવે છે. નરપત, સાંયો, માણુ ને સામુલ હથીઆરબંધ સજ્જ થઇને આગળ ચાલ્યા આવે છે, તે સર્વે આવીને દરબારની ચોકમાં ઉભા. તેની ખબર ચોપદારે બાદશાહને કહી તેનો દુહો:—

સમું આયો સલામતે, તીથ તેરસ જે ડીંખ.
નાંયે મીંઝા નીંઅ, પુછાયો પાદશાહ[2]

બાદશાહે તેમને ઉપર લઇ આવવાનો હુકમ કરતાં ચોપદાર તેમને તેડી લાવ્યો. નરપતને જોઇ બાદશાહ પૂછે છે. દુહો:—

કીંઆ અચો સાથીઆ, કીયો સંગોયા ડેહ,
અચી કચેરી વેઅ, જા પુછી લભો પેચરો.[3]

તમો કયા દેશથી આવો છો, આવો કચેરીમાં આવી બેસો—દુહો:—

ગડો જોરે પાણ, વીઠો વાઘ વાચમેં,
સમેજી રીઆણ, સે હલી ચૂકો ચોટસે.[4]

નરપતની સુરત જોઇ પાદશાહ ભારે પ્રસન્ન થયો, ને તેના આટલા બધા માણુસોને જોઇ રાજી થયો. નરપતે તેને પૂછેલા જવાબમાં કહ્યું. દુહો:—

---

૧ તૈયાર કરાવી. ૨ ભાવાર્થ-તિથી તેરસને દિને સમો રજપૂત સલામે આવ્યો તેને પાદશાહે બોલાવી માન આપ્યું. ૩ ભાવ-ભલે તમે આવ્યા. આવો કચેરીમાં બેસો, તમે કયા દેશથી આવ્યા.

અસી' ફલમભા ઉલથા, સમા મીસરસમા,
નરપત મુહીંજો નામ, તું વરેઓ પૂછે પાદશાહ.[1]

પાદશાહ તો નરપત સામું જોઇ રહ્યો છે, ને ઘડી ઘડી પૂછે ત્યારે માણુ તથા સામુલે નરપત સામું જોયું, ને નરપતે સાંચા સંધાર સામું જોયું, ને ઇસારેથી વાત કરી કે તરત ઉભા થયા ને પાદશાહના માથામાં ઝમઝમ કર્યો,[2] એટલે જંભીયો માર્યો તે એકજ ઘાએ પાદશાહનું કામ પુરૂં કરી નાખ્યું. એ રીતે બાદશાહ મરાણો કે તરત સાંચા સંધારના માણુસો જે જે કચેરીમાં બેઠા હતા તે તુરત ઉઠયા. તેમણે સર્વેને મારી હઠાવ્યા. દુહો—

પહેલી પીરોજ પાદશાહ કે, કરંહે કડકાઇ,
બીઇ સંધાર સાથે, તે સારે સેના કપાઇ.[3]

એ રીતે આખી કચેરી મારી લીધી ને સાંચા સંધારે પાદશાહના તખ્ત ઉપર નરપતને બેસાડયો તેનો દુહો :—

કપેકું કચારીએ કે, રો રખ કયોં રત.
ગજનીજે તખત, સમુ સીરદાર થીઓ.[4]

પછી થોડા માણુસો નરપત પાસે મૂકી, સાંચો બહાર નિકળ્યો, ને કિલ્લો કબજે કરી લીધો. જે સામા થયા તેને મારી નાખ્યા, ને જેણે મોઢામાં [5]તરણાં લીધાં તેને મૂકી

---

૧ ભાવ-અમે મીસરશામના સમા રજપુત છીએ. તે વટના માયા ગાડાં જોડી નિકળી પડયા છીએ. પોતે વાઘ જેવા વચમાં બેઠા છે. મારૂં નામ નરપત છે. ૨ ઝમબમ કરયો-જંભીયો માર્યો. ૩ ભાવ-પહેલાં પીરોજ પાદશાહને માર્યો પછી સંધારે બધી સેના કાપી ૪ કચેરી કાપીને લોહીની નદી વહેવડાવી. ગિજનીના તખ્ત ઉપર સમો સરદાર થયો ૫ એકદમ તાબે થઇ ગયા.

દીધા, ને તેમને રોજગાર કરી આપ્યા. કિલ્લા ઉપર પોતાના માણસોને બેસાડ્યા, ને બરાબર જાપ્તો કરી બાર મુલક છે તેમાં થાણાં[1] બેસાડી દીધાં દુહો—

થાણા થાપે છડયાઇ, સારે બીજ સીપાઇ,
કોટ ગીનણ વાઇ, કાં નરપત કે ન થીયે.[2]

એ રીતે નરપતે સર્વ મુલક હાથ કરી લીધો. હવે પીરોજશા પાદશાહનો સુલતાન શાહ શાહજાદો શિકારે ગયો હતો, તેને સમાચાર મળ્યા જે ગિજની તો લેવાણી ને પીરોજશા મરાણો, એ સાંભળી મનમાં વિચાર્યું કે, હવે આપણે આ નવાઇમાં[3] રહેવું જોખમ ભરેલું છે, એમ જાણી ત્યાંથી પરબારો ચાલી નિકળ્યો, તે રૂમ બાદશાહ પાસે ગયો.

હવે નરપત ગિજની લઇ મુલકનો ધણી થયો. ત્યારે ત્રણ વર્ષ સૂધી ખેડુતોને ભોગ માફ કર્યા. દાણા ખપે એટલા લીધા ને ખાધા. નોકરોને પણ સારી પેઠે સંતોષ્યા. પછી નરપત હજુ સૂધી પરણ્યો નથી, તેનું સગપણ કરવા માણ તથા સામુલને ભલામણ કરી તેનો દુહો—

સાંમાયાં સા મુલકે, માણ મંગણે હાર,
વીજી કો નેહાર, સગપણ સોડે સાખમેં.[4]

એમ ભલામણ કરી સાથે એકસો સંધારને લઇને તેઓ ચાલ્યા તેનો દુહો—

---

૧ થાણા–પોલીસ સ્ટેશન ૨ ભાવ–કોટ લઇ બધે ઠેકાણે પોલીસનાં થાણાં બેસાડયાં. ૩ નવાઇ–હદ. ૪ ભાવ–માણ સામુલને સોઢાની શાખના રજપૂતની કન્યા લાવવા સગપણ શોધવા મોકલ્યા.

[1]સો ગીડ સંધાર કીઓ પંથ પરીઆણુ,
મંગણુ નીંગ્યો માણુ સામુલ હલ્યો સંઘઇ.

નરપત પોતે ઘણોજ રૂપાળો છે, અને તેણે પોતાની તસવીર ચીત્રાવીને સાથે આપીને તેને કહ્યું કે, જે કન્યા લાવો તે આવી જોઈને રૂપાળી હોય તે લેજો. પછી ચાલતાં ચાલતાં જ્યાં જાય ત્યાં નરપતના જોડની કન્યા દીઠામાં આવતી નથી. એમ ફરતાં ફરતાં જગદે સોઢા શાખે સુરતાણુ, તેની વાંઢમાં[2] આવી ઉતર્યા. ત્યાં સગપણુની તપાસ કરી, તે સમયનો દુહો—

ડારે ડારે હેઠ અચી વીઠો વાંઢમેં,
સોઢે પરકા સેહ કાં સુજે કુંવરી કુરમે.

જગદે સોઢાના ઘરમાં કન્યા છે એમ માલમ થયું. કન્યા રૂપાળી છે, ને તેનું નામ ચાંદાબા છે. જગદે સોઢાને માણુ તથા સામુલે તસવીર દેખાડી, ને આની જોડ હોય તો સગપણુનો મેળ આવે. ત્યારે તેના માણુસોએ કહ્યું, જે એ તસવીર તો જોઇ, પણુ બાઇ રૂપે ચાર ચંદા વધુ છે, પણુ તમે જેનું માગું કરવા આવ્યા છો તે કોણુ છે. તેના જવાબમાં દુહો કહ્યો–

[3]સમું મીસર સામનો, અડસંગ અટારો,
સમેનું સારો નકો, દાતાર દેહમેં.

અને વળી કહ્યું જે તે આજે તો ગિજનીનો ધણી છે. હવે આથી તે વધુ જગદે સોઢા કોને જોશે. માણુસોએ પણુ

૧ માણુ, તથા સામુલ સાથે સંધાર પણુ ચાલ્યો. ૨ વાંઢ-ઢોર વગેરે જમીન હોય તેને વાંઢ કહે છે. ૩ ભાવ-મીસર સામનો જબરો સમો રજપૂત છે, તે મોટો દાતાર છે.

સોઢાને કહ્યું જે, આ લોકો આપણી કન્યા મોટી થઈ તેના સગપણ માટે આવ્યા છે. સગપણ સારૂં ને કર્યા જેવું છે. ત્યારે સોઢે સામુલ તથા માણુને બોલાવી પૂછ્યું, તેનો દુહો—

[1]પરમાર કોઠે પુછએો, માણુ મંગણેહાર,
સમુ અય સરદાર, અસાં મથે તે મંજ્યો.

સોઢો કહે અત્રે તમારા કહ્યા ઉપર ભરોસો રાખી કહીએ છીએ, બાકી અમે તેને તો ઓળખતા નથી. અમારી દીકરી સુખી થાય એમ હોવું જોઇએ. દુહો–

[2]અંગે કો ન વીઆ, સમે સોંઢે પાણમેં,
ચાંદા તીત ડીઆં, જીતે થીએ સોહાગણી.

માણુ કહે જે સગપણ તો થયું, પણ લગ્ન સોંઢતા જઇએ તો ઠીક, એમ સામુલને કહ્યું–દુહો–

[3]સાંઢે ઉપને સાંખમે, સોંઢે ઘર સુધીર,
વીરે સમો વડવીર, દીઠો દાતાર દેહમેં,

પછી જગદે સોંઢો રાજી થઇ બોલ્યો, જે તમે મ્હારી આબરૂ વધારી તો તમે મ્હારા ગજા પ્રમાણે માગો તે હું આપું. તમારો ધણી તો ગિજનીનો રાજા છે. તે તો મ્હોટા સામર્થ્ય-વાળો છે, હું તો ગરીબ માણુસ છું, પણ માગો. ત્યારે માણુ સામુલ કહે, તમે અમને ઘણુંએ આપ્યું છે, અમારે કાંઇ જોઇતું નથી. ફક્ત એટલું કરી આપો, જે લગ્ન સોંઢાડી આપો તો

---

૧ માણુને પૂછ્યું જે તમારા સમા સરદારને અમે કબૂલ કર્યા છે. ૨ અમારા સોઢામાં બીજું કોઇ છોકરૂં નથી, માટે જ્યાં ચાંદા સોહાગણી સારી રહે ત્યાં આપીએ. ૩ સોઢાને ઘેર સુધીર વીર દેશમાં મોટો દાતાર જગદે થયો છે.

અમને પાછો ફેરો ન પડે. ત્યારે જગદે સોઢાએ લગન જોવડાવી લગન સોંઢયા, ને એમની પાસથી પડલું માગ્યું, ત્યારે તેમણે પડલું આપ્યું-દુહો—

[1]માણુ માણેક મોતીએ, મ્હોરૂં વી હજાર,
વીઆજે કરાર, ડીનાઉ જગદે હથમેં.

પછી સોઢાએ લગન લખાવી માણુ સામુલને ખોળામાં આપ્યું, તેનો દુહો—

[2]મહા મહીનો ડી દશમ, અચજા સાથીઆ સંભાએ.
વીઆ જી આયે, વડી ઉમેદ અંગમે.

પછી રજા આપતી વખતે માણુ સામુલને સોઢાએ પોશાગો આપી નવાજેશ કર્યો, તે પહેરી તેઓ ચાલતા થયા, ને ગિજની આવ્યા. સગપણુ કેવું કરી આવ્યા તેના જવાબમાં તેમણે કહ્યું જે નરપતીની આબાદ જોડ કરી આવ્યા છીએ.

[3]સગપણ સોઢે સાખમેં. માણક આય અમૂલ,
હાથ ડીંઇ કોલ, અચી વીઠા કચેરી વીચમેં.

નરપતને કહ્યું જે બાવા! સગપણુ કરી આવ્યા છીએ, તે ભેળા લગ્ન પણુ સોંઢાડી આવ્યા છીએ, ને ત્યાં સમુરતાં કીધાં છે, ને આંહી આપણે પણુ સમુરતાં કરો, ને તમે માળા પહેરો. તસવીરનું પૂછતાં તેમણે કહ્યું જે, જોડ તો એવી સરસ છે, કે તેનાથી ચાર ચંદા ચડે એમ છે, ઉતરે તેમ નથી. એમ

---

૧ જગદેએ પોતાના વીઆ માટે માણેક મોતી અને વીશ હજાર સોનામોહોર આપી. ૨ મહા મહિનાની દશમને દિને બધા એ સાથે આવજો, અમને વીઆની મોટી ઉમેદ છે. ૩ સોઢામાં સગપણ કર્યું. અમૂલ્ય રતન છે. હાથમાં કોલ આપી કચેરી વચમાં બેઠા.

ત્યાંની સર્વે વાતો કહી સંભળાવી, પછી સમુરતાં કરી, માળા પહેરાવી, આણું તૈયાર કર્યું, ને માણુને સામુલની ભેળા એકસો સંધાર આપ્યા, ને પોશાકો આપી રવાના કર્યા, તે જગદે સોઢાની વાંઢે આવી પુગા. જગદે સોઢાએ ચાંદબાને વળાવ્યાં તે ટાણે પોતાના ગજા પ્રમાણે દાયજો આપ્યો, ને આણું રવાને થયું તે વાજતે ગાજતે ગિજની આવી પુગ્યા. ત્યારે નરપત ચંદાબા સામસામાં બેઠાં છે. ગામમાં આવ્યા. ચોરી ફેરા ફર્યા. ને પરણી ઉતર્યા. વિવા ઉપર ઘણા માણુસો આવ્યા છે, માગણ વર્ગ પણ તેટલુંજ આવ્યું છે. સર્વેને પોશાકો, ખાન, પાન, દાન, માન સારી રીતે સર્વેને આપી સંતોષ્યા.

[1]થીયું મીઠાઇયું મોક, વડીઉં વાપરીઉં વીઆમેં,
પાબડીઉં ને પોત, સારે ડીનાઉં સંધારે.

એ રીતે ખર્ચ કરી પોશાગો આપી, વળતે દિવસે માગણોને દાન આપ્યાં—દુહો.

[2]ડીંસીજા મંગણે હાર, સંભઇ સમેવટ આવ્યો,
તીની પર હે પ્રીતસે, દાને અંત ન પાર.

એ રીતે માગણ વર્ગને દાન આપી સર્વેને રાજી કર્યા. બીજે દિન નરપત કચેરીમાં આવી તખ્ત પર બેઠા. ત્યાં સર્વે પોતપોતાની [3]મીસલ પ્રમાણે બેઠા છે, તે સમે માણુ ને સામુલ આવ્યા, તે કચેરી વચ્ચે સામા આવી બેઠા—દુહો.

---

૧ ભાવ—ખુબ મીઠાઇ થઇ, સેવ વડી વાપરી. પાપડી પોત પહેરામણીમાં આપ્યાં. સંધાર ને માણુને પણ આપ્યું, ૨ ને દાનનો તો અંત નહોતો. ૩ મીસલ—હોદ્દો.

[1]સમુ તે સામુલ, મંગણુ વીઠો માણુ,
ઇ સમે સપરીમાણુ, અચી પીઢીઅ વીઠો પાદશાહ.

ત્યારે નરપતે સંધારને પૂછયું, જે સર્વેને આપ્યું, પણ માણુ સામુલને શું આપવું. સંધારે કહ્યું જે એને તે એવું આપવું જોઇએ કે વંશપરંપરા ચાલે. એટલે નરપતે એ બે જણુને પોશાકો આપીને લાગા કરી આપ્યા. સામુલને [2]વીર મુઠ કરી આપી, ને માણુને [3]તોરણુ ઘોડો કરી આપ્યો, તથા પટોરો એવી રીતે વંશપરંપરાના લાગા કરી આપ્યા, ને રાણી પરણ્યાની [4]મડ પણુ આપી—દુહો.

[5]ડીને કોલ કરાર, પરીયા વડું પારીઉં,
અસાંહી ઓલાદ, વીઆરે આંકે વીચમેં.

માણુને પ્રથમ મંગણેહાર કહેતા, તેને નરપતે મીર કહીને બોલાવ્યો, જે માણુ તું અમારો માગણુ હતો, તે હવે તું અમારો મીર છો, તે દહાડેથી તેને મીરનો ખીતાબ આપ્યો, ને સામુલને [6]દશોંદીયે રાખ્યો, અને કહ્યું જે આ લાગા અમારા વંશવારસો પાળશે. અમે બાદશાહ હશું ત્યાં સૂધી અમારા ઉપર તમારા ઘણા હક છે પણ [7]વારાઢારા છે, તેનો દુહો—

[8]અસીંજા પેઢીઅ પાનસા, આંઇ મંગણે હારે દાદ,
નકાં અસાંહી ઓલાદ, સહી નીભાયે નેહસે.

---

૧ સામુલને માણુ, સમા કુટુંબમાં પાદશાહ પાસે આવી બેઠા. ને.વંશપરંપરાના કોલ કરાર આપ્યા. ૨ વીર મુઠ-સૂરવીરની તલવારનો રાજ્યમાં લાગો. ૩ વીર પરણે ત્યારે તોરણુ ઘોડાનો લાગો. ૪ મડ-લુગડા લતા. ૫ ડીને કોલ વગેરે. ૬ દશોંદી-બારોટ. ૭ વારાઢારા-આસમાની સુલતાની. ૮ પાદશાહની પેઢીના અમે માગણુ છીએ. અમારી ઓલાદ તમને નીભાવશે

પછી સાંયો સંધાર કહેવા બેઠો જે લાગા તો તમે કરી આપ્યા પણ હાથમાં કંઇ તમારી પરીયાની *વાઘ હોય તો આગળ વંશવાળા તેને આધારે અમને નીભાવ્યા જાય, ત્યારે માણુને પરીઆગતી ઠરાવ્યો, ને જશનો કહેનાર સામુલને હથોંદી ઠરાવ્યો–દુહો—

[1]હથ ડીનાઇ હથમેં ખીલી ડીનાઇ કોલ,
સહી પારબો બોલ માણુ મંગણુહારસે.

માણુ કહે તમે મને પરીઆગતી આપી, ત્યારે હું પણ એ પરીયાને કીનરીમાં ગાઇશ અને સામુલ દુવા કહેવા લાગ્યો કે–દુહો—

[2]ફુલે વીંધાઇ કીનરો ખએં પરીએજી પાર,
હું દુહે ચોહણ હાર હુંન પેઢીક ખઇઉં પાણુસે.

હવે નરપતને પરણે બાર માસ થયા, ત્યારે રાણી ચાંદાબા સોઢીને દીકરો અવતર્યો, તેનું નામ સાંપત પાડયું. તે પહેલું માણે પાડયું, ને ઘણું દાન અપાયું, ને સામુલે દુહો કહ્યો—

[3]નરપત ઘર જનમ્યો સમુ સાંપત,
ઘર ઘર વધાઇઉં અત ઘણી સીજ સમોવડ દીત.

માણુ સામુલને પણ ઘણું દાન આપ્યું. એમ ગિજનીમાં રાજ કરતાં પંદર વર્ષ થયાં, ત્યારે સાંપતનો વિવા ભલી ભાતે કરી પરણાવ્યો. ખૂબ ખર્ચ્યું, વાવર્યું, ને રાજ કરે છે.

---

* વાઘના મ્હોરની છાપ. ૧ હાથમાં હાથ આપી હસીને, કોલ આપ્યો. માણુ સાથે પોતાનો બોલ પાળ્યો. ૨ માણે વંશને ફૂલથી વધાવી ગાવા બેઠો. સામુલ કહે હું દુહામાં ગાઉં છું. ૩ નરપત ઘેર સાંપત જન્મ્યો, ઘેર ઘેર વધામણી થઇ.

આ વાત આટલેથી રહી. હવે પીરોજ પાદશાહનો દીકરો સુલતાન શાહ શિકારે ગયો હતો, તે પીરોજના મૃત્યુની ખબર સાંભળી ત્યાંથી ચાલી નિકળ્યો, તે રૂમ આવ્યો. ત્યાં પાદશાહની મુલાકાત માટે મોટા મોટા અમીરોને પણ મુલાકાત કોઇ પણ પ્રકારે થાય નહી. એમ કરતાં એક દિવસ બાદશાહ જુમા મસ્જીદમાં નિમાજ ગુજારવા આવ્યો. ત્યારે રસ્તામાં સુલતાનશાહે મોટેથી ફરીયાદ! ફરીયાદ! કરી પોકાર કર્યો. પાદશાહને કાને તે અવાજ પડતાં પૂછ્યું કે એ ફરીયાદી કોણ છે, તેને મારી પાસે તેડી લાવો. તેનો વજીર હતો, તે ફરીયાદીને પૂછી પાદશાહ પાસે તેડી ગયો. ત્યાં તેણે પોતાનો સર્વ હેવાલ કહી સંભળાવ્યો. દુહો—

[1]રૂમ ધણીય કે રાવ અચી સુરતાણ સુણાઇ,
મારે' પીરોજ પાદશાહ, ગજણી ગમાઈ.

એટલું કહીને રોવા લાગ્યો. ત્યારે પાદશાહે પૂછ્યું કે ગિજની કોણે લીધી તેની વાત કર. દુહો—

[2]કીન મુલકજો રાજીઓ' કીન મુલક સુલતાન,
રાજીઓ મીસર શામજો નરપત ઉનજો નામ.

એ સાંભળતાંજ બાદશાહે ત્રીસ હજારનું લશ્કર તૈયાર કરવાનો હુકમ આપ્યો, ને પોતે પણ તૈયાર થયો છે. દુહો—

---

૧ રૂમના શાહને સુરતાણે ફરીયાદ કરી કે મારા બાપ પીરોજશાને માર્યો ને ગિજની ગુમાવી.

૨ ક્યા મુલકનો રાજા કે સુલતાન. જવાબમાં કહ્યું કે મીસરસામનો રાજા ને નરપત તેનું નામ.

[1]નારી નેં'બાહુ જં'બુરા ઘોડે ત્રીસ હજાર,
કાટે ગીનુસ કીપાર હલા નીરપત નીહારીઉ.

એમ તૈયારી કરી સુલતાનશાહુને ભેળો લીધો, સુલતાનશાહે કહ્યું જે તમારી ત્રીસ હજારની ફોજ પણ પહોંચે તેમ નથી. એણે ગિજની લીધી તે એક ઘડીમાં લીધી, ને હવે આપ પોતે ચડો છો તો ફોજનો જાપ્તો પૂરો કરી ચડજો. એટલે પાદશાહે બીજી ફોજ તૈયાર કરાવી, ને કુચ દર કુચ કરત ગિજની આવી લાગ્યા. દુહો—

[2]ફોજું' ગીજની ફર્યો ઘોડે અ'ત ન પાર,
કોપ્યો રૂમજો રાજીઓ, અચી ળ્યો પધર કે બાર.

એમ ફોજે આવી ગામને પાદરે મૂકામ કર્યો. તે જોઈ નરપતવાળાઓએ કહ્યું કે આપણે લડવું તો ખરૂં, પછી પરમેશ્વર કરે તે ખરૂં. એમ નક્કી કરી બે હજાર એક ને બત્રીશો બીજા એમ બે કટકે સંધારો તૈયાર કર્યા, ને કેસરીઆ કરી બહાર નિકળ્યા ને ફોજમાં પડયા તેનો દુહો—

[3]બે હજાર ને બત્રીસો; રાવડ રાવડયા.
સચે મન સ'ધાર, પ'ઢીત મે' પછસ્યા.

બે ફોજ ભેળી થઇ, ને તરવારો ચાલી તે સમયનો દુહો-

[4]જુધ મ'ડાણું ઠીક થઇ, રત ખડકયો રોર,
પ્યો સમેસે પોર, અચી મ'ડાણો મામલો.

---

૧ ત્રીસહજાર ઘોડેસ્વાર હથીયારબ'ધ લઇ નરપત સામે ચાલ્યો છે.

૨ ગીજનીપર ફોજ લઈ ચડયો. ઘોડાનો પાર ન મળે એમ રૂમન રાજાએ કોપાયમાન થઇ આવી મેલાણુ કર્યું'.

૩ બેહજાર એક અને બત્રીસો બીજા સ'ધારો તૈયાર થઇ નિકળ્યા

૪ લડાઇ થઇ, ઝપાઝપી થઈ, લોહી રેડાયા, સમાઓ પડયા, એવો મામલો થયો

સંધારો સર્વે મરાણા, ને બાદશાહની ફોજનો પણ ઘાણ વળી ગયો. નરપતને ખબર પડતાં, પોતે બીજા સોળસો સંધારો લઇ ચડયો. ને ફોજમાં ચાહોમ થઇને લડયો પણ છેવટ પડયો. દુહો—

[1]કેસરીઆં કરે, સમુ સંઘઇ નીંગેઓ,
ઘણા ગોઠ ગારે, વીજી પુગો પાતશા.

એ રીતે ફોજને મારતાં મારતાં પાદશાહ સૂધી નરપત જઇ પહોંચ્યો. નરપતના અંગમાં પણ સારી પેઠે જખમો થયા છે, ને પાદશાહ પાસે ગયો ત્યારે પોતે પડયો. દુહો—

[2]ઘા ગીડે પટમેં, સમે હીન સરદાર,
સોરેસો સંધારે પીઆ, હુન અંત ન પાર.

એ રીતે પોતાની ફોજનો ઘાણ વાળ્યો, નરપત પોતે પણ દેવલોક પામ્યો, તે સાથે માણ મીર ને સામુલ પણ મરાયા. દુહો—

[3]મારે લોક હજાર, પાણ પણ પ્રાણ છોડયા,
સમે હીન સરદાર, ઘણા સાત સંઘેડયા.

પણ રૂમનો પાદશાહ પોતાનું લશ્કર સમાલે છે. લશ્કર તો ઘણું ખરૂં કપાઇ ગયું, બાકી તો જુજ માણસો રહ્યા છે. પોતે નિરાશ થઇ બેઠો. ગામમાં પણ ખબર થઇ કે નરપત મરાયો, સંધાર મરાયા, ને [4]માથારા લડવૈયા હતા તે પણ

---

૧ કેસરીઆં કરી સમા બધા નિકળ્યા. ઘણા માણસોને કાપતો નરપત—પાદશાહ પાસે જઇ પૂગો ૨ અંગમાં ઘા પડયા, ૧૬૦૦ સંધાર પડયા તેનો પાર નથી. ૩ હજારો લોક મારીને પોતાના પ્રાણ પણ સરદારે છોડયા.
૪ જબરા.

સરાયા બાકી હવે તો છોકરા રહ્યા છે, માટે હવે ગિજની છોડી જઇએ તેમાં સાર છે, એમ જાણી સર્વે ભેગા થઇ પીર ફકીરને તેડાવી કહ્યું જે, તમે પાદશાહને જઇને કહો જે, અમે તમને ગઢ સોંપીએ છીએ, અને અમે જતા રહીએ છીએ; એટલે પીર ફકીરો બદશાહની ફોજ તરફ ચાલ્યા. રણક્ષેત્રમાં કચરઘાણ વળ્યો છે, તે ચગદતા ખુંદતા બાદશાહ પાસે ગયા. તેની આવ્યાની ખબર પાદશાહને માણુસોએ પહોંચાડી, જે ગઢમાંથી માણુસો આવ્યા છે. બાદશાહ બ્હીનો જે વળી આ બીજી ફોજ આવી. એમ ધારી તપાસ કરવા કહ્યું, અને પોતાના માણુસો જે મરતાં બચ્યાં છે, તેને તૈયાર થવા કહ્યું. માણુસોએ જઈ તેમના આવ્યાનું કારણ પૂછતાં કહ્યું કે, અમે [1]ચોવટે આવ્યા છીએ. તે વાત બાદશાહને આવીને કહી, એટલે બાદશાહના ખોળીઆમાં જીવ આવ્યો, ને કહ્યું જે તેમને ઝટ તેડી આવો. તેઓ પાદશાહ પાસે આવી કહેવા લાગ્યા જે સમા હવે ગિજનીનો કિલ્લો છોડી જાય છે, ને પોતાની બાં કબીલો સુધ્ધાં નિકળી જાય છે, તેની બાંહેધરી આપો-દુહો—

[2]કોઠે પીર પુછંઈ, કેઇ પંચોથી પાણ,
ગઢ છડીધાં હાણ, કર્યો બાંહેધરીઉં બાંહેજી.

એ સાંભળી બાદશાહ સુલતાનશાહને એક બાજુ લઇ જઇ કહેવા લાગ્યો જે, આપણું પણ લશ્કર ખપી ગયું છે. ભલું થયું

---

૧ ચોવટ-પતાવટ. ૨ પીરોએ કહ્યું જે અમે ગઢ છોડશું માટે બાંહેધરી આપો-બાંહેધરી એટલે કોઇ હેરાન ન કરે તેની સલામતી માટે બંદોબસ્ત કરી આપવો તે.

જે ચોવટ આવી. હવે આપણામાં પણ લડાઈનું સામર્થ્ય નથી માટે તૂં જઈ તારૂં રાજ સંભાળી લે–દુહો—

[1]પુત્ર પાદશાહ પીરોજ્જા સુણ અરજ સુરતાણ,
હાણે રખકોમાણ થી પીડી જો બાદશાહ.

સુલતાન કહે જેમ આપની નજરમાં આવે તેમ. તમે મને મારૂં ગયેલું રાજ અપાવો છો તે હું [2]ગનીમત માનું છું. બાદશાહ કહે જે એ ઠીક છે, માટે ભીનું સંકેલ્યા જેવું છે, એમ કહી તેમને બાંહેધરી આપીને કહ્યું જે સમા ભલે પોતાનો સરસામાન સરંજામ લઇને સુખેથી કિલ્લો ખાલી કરી જાય. ચોવટે ગામમાં આવીને કહ્યું બાદશાહની બાંહેધરી લઇ આવ્યા છીએ. પછી સાંપત પોતાની માલ મીલકત ઉંટ ગાડાં ભરી લઇ નિકળ્યા. વાંસે ગઢ ને ઘરબાર રહ્યાં. પછી જ્યારે શહેર ખાલી થયું ત્યારે ગિજનીમાં આવી સુલતાનને તખ્ત ઉપર બેસાડીને, બચેલા ફોજના માણસોને સાથે લઇ પાદશાહ પોતાને ગામ રૂમશામ ગયો.

નરપતનો દીકરો સાંપત સર્વે સંધારો તેર પથરોને લઇને ત્યાંથી નિકળ્યો તે હીંગળાજ તરફ ચાલ્યો–દુહો—

[3]મીલકત માયા સાથે, સંભુડો સામંત,
હલ્યો હીંગળાજ સામું, નરપત જો સામંત.

---

૧ પીરોજ પાદશાહના પુત્ર સુરતાણ તું મારૂં સાંભળ, ને તારૂં ગામ લઇ પાદશાહ થઇ જા. ૨ ગનીમત–ઉપકાર.

૩ મીલકત માયા લઇ સર્વે સામંત સાથે નરપતનો દીકરો સાંપત હીંગળાજ તરફ ગયો.

ચાલતાં ચાલતાં કીંજરઢંઢ ઉપર આવી મેલાણ કર્યું, ને ત્યાં રહ્યા. ત્યાં સાંપતની સ્રીને ગર્ભ હતો, તેને પ્રસવ થયો ને કુંવર અવતર્યો, તેનું નામ જેહો નાખ્યું.

[1]આયા કીંજર ઢંઢતે, પથર સંભેઇ,
સાંપત ઘર જેહો જનમ્યો, સમુ સાગેઇ.

એ જેહાની જ્યારે સત્તર વરસની ઉમર થઇ ત્યારે, તેનો ભલી ભાતે વીવા કરી પરણાવ્યો, ને સાંપત દેવલોક પામ્યો.

[2]સતરે વરે જેહો, સાંપત થીઓ જમદુત,
કીંજર પાસે જાકુત, સાંપત સરગી થીઓ.

સાંપતનો દહાડોપાણી રૂડી રીતે કર્યો. હવે સંધારોના નાના નાના છોકરાઓ હતા તે પણ હવે જુવાન થયા છે, તે જેહોને કહેવા લાગ્યા જે સાંપતને તો માતાજીનાં દર્શન કરવાની ઇચ્છા હતી, પણ તે તો આંહી દેવલોક પામ્યા. જેહો કહે આપણે માતાજીનાં દર્શન જરૂર કરશું, ને માનતા કરૂં છું જે મ્હારે ઘેર દીકરો આવે તો, તે દીકરાને હું સોના ભારોભાર તોળીને માતાનાં દર્શન કરૂં. પછી કૂચ કરતા માતાને દર્શન ચાલ્યો. ત્યાં પહોંચ્યા કે સાંપતની સ્રીને પ્રસવ થયો ને દીકરો આવ્યો.

[3]જેહો ગીની નીંગેઓ, પથર સંભાયો,
આયા જે કાય, અચી વીઠા દાડે જે વીચમે.

---

૧ ત્યાં સર્વે પથર રજપુતો કીંજરઢંઢ ઉપર આવ્યા ત્યાં સાંપતને ઘેર જેહો જનમ્યો. ૨ તે સત્તર વરસનો થયો ત્યારે સાંપત ગુજરી ગયો. ૩ બધા પત્થરોને લઇને જેહો નિકળ્યો તે દિવસના આવી પુગ્યો.

જે દહાડે આવ્યા તેજ દિને દીકરો અવતર્યો, તેને લઈને માતાજીને કપાટે આવ્યા, ત્યાં કુંવરને સોના ભારોભાર તુલા કરીને સોનું સર્વે અતીતોની જમાતો, જે માતા પરસવા આવી હતી, તેઓને વહેંચી આપ્યું. ત્યાં ભંડારો કર્યો, ને ભેખ જમાડી, તેથી જેહાનું નામ "જેજેકાર" થઇ રહ્યું, તે દિવસથી તે "જેજેકાર" નામથી પ્રસિદ્ધ થયો, અને કુંવરની તુલા માતા સંન્નિધ કરી, સોના ભારોભાર જોખ્યો. માટે તે કુંવરનું નામ જોખીઓ ઠરાવ્યું, તે સમયનો—

[1]સ્વામીએ ને સન્યાસીએ, દીને વડા ધામ,
થીઓ જે જે કાર નામ, પીઓ સીનાસી મુખમેં.

માતાજી પણ પ્રસન્ન થયાં, ને સ્વપ્નામાં આવી કહ્યું જે તેં તારા દીકરાને મ્હારા [2]કપાટે તુલા કરી લીધો માટે એ દીકરો તો મ્હારી સેવામાં આંહી રહેશે, ને તેને બદલે તને બીજો દીકરો આવશે, માટે તું જા ને ત્હારી ફતેહ થશે. એટલે જેહો ત્યાંથી ચાલ્યો, ને લીભાના રાજ્યમાં આવ્યો. ત્યાં એની પાસે [3]આથ ઘણી હોવાથી લીભા બોલ્યો જે તમારી આથને ચરવા આપશું નહિ. ત્યારે જેજેકારે કહ્યું જે આથ તો ચરશે, કાંઈ ભૂખે મરશે નહિ. અમે તો વટેમાર્ગુ છીએ તે ચાલ્યા જશું. લીભાએ એ વાત માની નહી, ને જેજેકાર સાથે લડાઇ થઇ તેમાં લીભો [4]શીકસ્ત પામ્યો. એટલે તેની માલ મીલ્કત જેજે-

---

૧ સ્વામી સન્યાસીઓને બહુ દાન આપી. તેઓ તેને જેજેકારને નામે બોલાવવા લાગ્યા. ૨ કપાટ–મંદિર. ૩ આથ–ઢોરઢાંખરનાં ટોળાં. ૪ શીકસ્ત–હાર.

ક્યારે સર્વ લુંટી લીધી, ને તેને કાઢી મુકી પોતાનું રાજ્ય જમાવી બેઠો તે સમયનો દુહો—

[1]નાની પરસેંઇ નેહસે, સુફરે થીઓ સકાજ,
લીભે સનધો રાજ, સે ઝટ ગીંડ જોરસે.

એ રીતે લીભાનું રાજ્ય લઇ સુખેથી જેજેકાર ત્યાં રહ્યો છે. તેવામાં તેને બીજો દીકરો અવતર્યો.

[2]જેજેકાર ઘર જન્મ્યો, શુક તીથી સારે,
તેજો નાં વીચાંક નેતો, સે બાંભણે નીહારે.

તેનું નામ નેતો પાડયું. તેની ઉમર ૧૬-૧૭ વર્ષની થઈ ત્યારે જેજેકારને બીમારી થઇ એટલે પોતાના બન્ને દીકરા જોખીઓ અને નેતાને પોતા પાસે તેડાવો જોખીઆને કહ્યું, જે તું માતાજીનો છો, માટે માતા નજીકમાં જે ગામો છે તે હું તને આપું છું, બાકી રાજ્યનો સર્વે અખ્તિઆર નેતાને સોંપ્યો ને પોતે દેવલોક પામ્યો.

[3]પથર પેઓ પાણ, હુઇ રજા રત્નજી,
રાજ કોઠાએ સાણ, ડીનેતો હથમેં.

પાછળ જેજેકારનો દહાડોપાણી રૂડી રીતે કર્યો.

[4]છના બચા નીમ, વડા ચસુ અચડાયા,
જેજેકારને નામ, ઘણા જોગી જીમાડેંઇ.

---

૧ માતા પરસી પોતાનું સફળ કામ કીધું, ને લીભાનું રાજ લીધું.

૨ જેજેકારને ઘેર શુક્રવારની સારી તીથીએ કુંવર અવતર્યો તેનું નામ નેતો પાડ્યું. ૩ ભગવાનની આજ્ઞાથી જેહો દેવલોક પામ્યો તે વખતે રાજ નેતાના હાથમાં આવ્યું. ૪ બધા નામ તથા મોટમોટા રજપૂતોને બોલાવ્યા, ને જેજેકારની પાછળ ઘણા જોગી જમાડયા.

એમની પોતાની આથ ઘણી, ને વળી લીભાની પણ આથ આવી, તેમાંથી અર્ધી તો જોખીઆને આપી, ને બાકી સર્વે તેના પાસે રહી, તે એટલી મોટી જે લીભાના રાજ્યમાં ચારોપાણી પુરો પડતો નથી, ત્યારે સર્વે ભેગા થઇ વિચાર કર્યો, જે આગળ જ્યાં ચારોપાણી હોય ત્યાં જઇએ તો નિભાવ થાય. એમ ઠરાવ કરી નેતો વાંઢ કરીને ચાલ્યો. નેતાને લીભાનું રાજ્ય પોતાના [1]કર્મ ગરાસનું મળેલું પણ નેતાએ તે જોખીઆને હવાલે કર્યું. જે અમે તો વાંઢે જઇએ છીએ ને અમારી પાછળ અમારા ગરાસની વારફેર પણ તૂંજ રાખજે. એટલું કહી પોતાના પથર ભાઇઓને લઇને ચાલ્યા તે બંધમાં આવ્યા ત્યાં પૌવરોનું રાજ્ય છે.

[2]સમા સમે નીંગ્યા, કુંઢીડું સથે કાયે,
હેથ ટહુલાયે, અચીંવ્યાં બંધડી પત્રરે.

એ રીતે બંધડી ઉપર આવ્યા. ત્યારે પૌવરે વિચાર્યું જે આ સમા રૂમશામથી આવેલ છે. વળી ગિજની પણ તેમણે લીધી હતી, ને હમણાં લીભાનું રાજ્ય પણ તેમણે લીધું છે, માટે એમને આપણે જઇને કહીએ, જે તમે અમારી નવાઇમાં રહેશો નહીં. એમ ધારી દશ વીશ પૌવરો ભેળા થઇ નેતા પાસે ગયા, ને તેમની નવાઇમાંથી નિકળી જવા કહ્યું. ત્યારે નેતો કહે જે અમે તો વટેમાર્ગુ છીએ તે ચાલ્યા જશું. ત્યારે-

---

૧ કરમગરાસ-તેના નસીબનું ગરાસ એટલે ગામ વગેરે. ૨ બન્ને સમા નિકળ્યા ને બંધને પાદરે આવ્યા. એ તરફ મોટી નદી છે ત્યાં બંધ ઉપર ગામનું નામ બંધ અથવા બંધડી કહે છે.

પૌવરો કહે જે, અમે તમને એક ઘડી પણ રહેવા દેશું નહિ, તમને અમે સારી પેઠે ઓળખીએ છીએ.

[1]ધગાદાર મીસરની, સમા સંસેઇ,
લડયો હી આઇ, ચ્યો પંવરે પરમે.

એટલું કહી પૌવરો ગામમાં ગયા, પાછળ એમણે વિચાર કર્યો જે પૌવરો તો આપણને આજેજ કાઢવા માગે છે, અને આવો ચારોપાણી બીજે ક્યાંય મળશે નહિ, માટે પહેલાં આપણે એને પહોંચી વળીએ તો ઠીક. એમ મનસૂબો કરી રાત પાછલી પોહોર રહી, ત્યારે પોતાના બેલીઓને તયાર કર્યા, કમર બાંધી ઘોડેસ્વાર થયા, તે સામા બંધ ઉપર ચાલ્યા. પાયદળ હતું તેણે ગામમાં જઇ આગ લગાડી, ને બીજા માણસો જામગ્રીની [2]કળો ચડાવી તૈયાર રહ્યા છે. તે વખતે આગનો ભભુકો એકાએક બહાર નિકળ્યો, એટલે પૌવર સર્વે ગભરાઇને બહાર નિકળ્યા ત્યાં આ લોકો સામે તૈયાર ઉભા હતા, તેણે કળો દબાવીને બંદૂકો છોડી તેથી બસે ચારસેં માણસો પડ્યા, ને બીજા હતા તે નાઠા, એટલે આ લોકોએ હલ્લો કરી ગામ લીધું.

[3]જરદા જંબુ પલાણેઆ, પારે અંત ન પાર
મારે પવર હજાર, બંધી કીંઆઇ પીંઢજી

એવી રીતે બંધનો કબજો લીધો, ત્યારે જે પૌવરો બચ્યા હતા તેમણે નેતા પાસે જઇ અરજ કરી જે ગામના ધણી

---

૧ તમે બધા મીસરના સમા દગાદાર છો, ને જ્યાં ત્યાં લડાઇ કરો છો એમ પોવરે કહ્યું. ૨ બંદૂકોના ઘોડાને કળ કહે છે, તે ઉઘાડીને દારૂ સળગાવવા સુતરના જેવી દોરી દારૂની બનાવે છે તેને જામગ્રી કહે છે. ૩ હજારો પોવરને મારીને બંધડી પોતાની કીધી.

હતા તે તો મરાણા. અમે તો તેની પણ ચાકરી કરતા અને તમારી પણ કરશું, માટે અમને પડ્યા રહેવા દો. નેતાએ જાણ્યું કે એ વાત ઠીક છે, આપણે એમાં સગપણ કરશું, એમ કહી પૌવરોને [1]બુટો આપીને રાખ્યા.

[2]બંધી બાઉ આવીઆ, પવર સભ પઉ,
તેં કે સમે સંભેઇ, સારે સોગા રખેઆ.

એમ પાવરોને રાખ્યા. પોતાનો મોટો ભાઇ જોખીઓ જે લીભાના રાજ્યમાં હતો તેને કહેવડાવ્યું, જે અમે તો બંધ લીધો, ને લીંભાનો મુલક તમને આપ્યો, અને પોતાનો કુટુંબ કબીલો સામાન વગેરે હતો તે સર્વે બંધ મંગાવી લીધો, ને નેતાએ ત્યાં પોતાનું રાજ જમાવ્યું, ને રાજધાનીનું નામ નોત એવું રાખ્યું, ને માગણોને દાન આપ્યું.

[3]બંધ ઉપાએ વીધઇ નાઠે રાયા ઇ નોત,
મંગણહારે પોત ઘણા પાત્ર પરેઇ.

એમ નોતમાં રાજ કરે છે, સંધારોના પથર ભેળા છે, તેમને પણ [4]જરજીવાઇનો બંદોબસ્ત કરી આપ્યો.

[5]વીરા ભરજે પથરે, તો સારે સંભારે,
નોતમે રાજ કરે નેતા જેજેકારજો.

પછી તેને ઘેર કુંવર અવતર્યો તેનું નામ નોતીઆર પાડ્યું. તે વખત માગણોને ઘણું દાન આપ્યું. દુહો—

૧ બુટો—અણખેડાઉ ગોખરૂવાળી જગા કે ખેતરો. ૨ બંધમાં પૌવર બધા પડ્યા તેમાં જે સામાન થયા તેને રાખ્યા. ૩ બંધ ઉપરથી પછી લશ્કર ઉઠાવી લીધું. માગણોને દાન આપ્યાં. ૪ જરજીવાઈ—વાર્ષીક આવક. ૫ શુરવીર પથરોથી ગામ ભરી, જેજેકારનો નેતો નોતમાં રાજ કરે છે.

[1]નેતે ઘર નોતીઆર સમુ સુરજ જેહડો,
વીંજી મંગણે બાર ડીનીઉં વધાઇ ડેહમેં.

એ રીતે નોતીઆરનો જન્મ થયો, તે મોટો થયો ને નેતાને સો વર્ષ પૂરાં થયાં.

[1]નેતે રજા રબજી સમે કેંઇ સરદાર,
ભા ભત્રીજા ભેનરૂ રૂએ મીંજ દરબાર.

નેતાના દેવલોક પછી નોતીઆરે તેનું કારજ રૂડી રીતે કીધું.–દુહો—

[1]પથર કોઠે પુછાંઇ કીંયાઇ કાજજી સાંભાઇ,
સમે ઘર વાઇ તો ઢોલ ધ્રસુકે ધરસમેં.

એ રીતે મ્હોટું કારજ કીધું. [2]આખેડપાખેડના માણુસો દહાડા ઉપર આવ્યા છે. તેણે નરનજરાણાં નોતીઆરને કર્યાં, ને નોતીઆર જામ થયો, તેનો દુહો—

[3]મીઠી પથર આવીઆ, છના, બધાઇંઓધાર,
સમુ થીઓ સીરધાર, નોતીઆર જામ નેતેજો.



---

૧ નેતાને ઘેર સૂરજ જેવો નોતીઆર અવતર્યો. માગણોને દાન આપ્યું, ને દેશમાં વધાઇ આપી. ભગવાનની આજ્ઞાથી સમાનો સરદાર દેવલોક પામ્યો, તેથી ભત્રિજા ને બહેનો દરબારમાં રડે છે. પાછળ તેનું મોટું કારજ કીધું ને ધામધૂમ કરી. ૨ આખેડપાખેડ–આજુબાજુ. ૩ બધા પથર રજપૂતો આવ્યા. નેતાનો નોતીઆર જામ સમાનો સરદાર થયો.

# જામ નોતીઆર



જામ નેતાના નોતીઆર જામ થયા. તેને સામુલ વંશવાળા સલામ કરવા આવ્યા. તેને તેણે ગામ આપ્યા તેનો દુહોઃ—

ડીને તાણી જામ, મંગણે અચી મંગેઓ,
તિની ગંજાએ ગામ, ખણીપધર પસા કીંઇ.
નોતીઆર નોતમેં વારી વર્તાહે જામ,
ધારીએ ગંજા ગામ, સથે સલામી સમેજા.

એ રીતે નોતીઆર જામે નોતનું રાજ જમાવ્યું, તેને સામુલ વંશવાળાઓએ દુહો કહ્યોઃ—

નરતપજો સાંપત, તેંજો જેજેકાર
જેજેકારજો નેત થીઓ, ને તેંજો નોતીઆર.

પછી નોતીઆરને ઘેર કુંવર જન્મ્યો, તેનું નામ ઉઢાર નાખ્યું. તે ઉઢાર ભડ કહેવાયો તેનો દુહોઃ—

નોતીઆરજો ઉઢાર ભડ, જાઓ આદીતવાર,
મંજી મથે ગમર, તેંજા લખણ ચાર.

તે ઉઢાર ભડ મોટો પ્રતાપી થયો, તે આજાનબાહુ હતો. તેણે પોતાના જુના માણસોને પોતાની પાંખમાં લીધા તેનો દુહોઃ—

લમીએ વાંયે જનમજે, ઉંઅડ લંગથીએ અટાર,
ત્રિયો સૂરો સફરો, ચોથો ડેડેજો દાતાર;
પસી બાંમણ બોલીયા, પંસી લખણ ચાર.

એ રીતે ઉઢાર ભડ મોટો થયો. તેને પરણાવ્યો. તેની જ્યારે અઠ્ઠાવીસ વર્ષની ઉમર થઇ, ત્યારે ઉઢાર ભડને ઘેર કુંવર અવતર્યો તેનું નામ ઉઢો પાડયું, તેનો દુહોઃ—

અઠાઇ વરે અવસ્થા, પરેઆં વિસ પુતર,
ઉઢાર ઘર ઉઢો જનમેઓ, જિકો સંતાઇઓ સામંત,

ઉઢો દિવસે દિવસે મોટો થતાં સોળ સત્તર વરસનો થયો, ત્યારે નોત પ્રગણામાં કાળ પડયો, ત્યારે પથર સર્વેએ ઉઢા પાસે આવી કહ્યું.

પ્રાણ છડે વીઓ ડેહમેં, ભેરા મીડેમા ભાર,
ઉઢારકો નિહાર જીઅણ ઓભા આથજો.

ખડપાણીની તંગાસને લીધે આહીં આથનો નિભાવ થાય નહિ, એટલે નોતીઆર તથા ઉઢારભડ અને ઉઢો સર્વે વાંઢ તૈયાર કરી, નોતમાં થાણું રાખી, પોતે ત્યાંથી પથર લઇને ચાલ્યા તેનો દુહોઃ—

સમા-સભઇ-સંભેઆ હલંઆ ડડ હે થાટ,
કર શ્રાવણ થાટ, સમા સંભઇ નીંગેઆ.

એવી રીતે નોતથી નિકળ્યા તે ચાલ્યા આવે છે. વાટમાં જ્યાં મેલાણ કરે છે ત્યાં ઢોલ વાગે છે, રમત થાય છે દારૂ પીવાય છે, ને ચરૂ ચઢતા આવે છે તે દુહોઃ—

ઢોલ ઢુસકે વાંઢમેં, તો મધ પીએ મહંત,
ઘેટેજા ગરટ, તાવડા અસૂય ચડાજે.

એમ ચાલતાં અણુવલવાડાની સીમમાં આવી મેલાણ કર્યું. ત્યાં ભુંગર સુમરાનું રાજ છે તેને ખબર પડી જે નોત-

વાળા સમા વાંઢ લઈને આપણી સીમમાં આવી પડયા છે. તે જોરાવર છે, ને આપણી હદમાં રાખવા જેવા નથી, તેનો દુહોઃ—

અણવલવાડે અચીકલથા પેઆ પધરજે બાર,
તે કંઈ સુમરે પચાર જે સમે વાંઢીઆ વેઉં.

એટલે સુમરા સર્વેએ સમાઓને કહ્યું જે તમે અમારી નવાઈ મૂકી બીજે જાઓ.

સંભેઇ સુમરા આવીઆ, ચડી ફીઆઉં ચોવટ,
વિંજી ચરો બિઇવટ, ન કાં હેડો થીંહો જીકસે.

તેનો સુમરાઓએ જવાબ આપ્યો કે અમે તમારો મુલક લેતા નથી. બાકી ખડપાણી તો ચરશું ને પીશું. તે કરતાં તમને ઝઘડો કરવો હોય તો ભલે.

સમા મિસર સામળ, અડભંગ અટાર,
પો પધર કે બહાર, જાં રાવતરારો કરીઇં.

એમ ઉઠે જવાબ આપ્યો. ત્યારે ભુંગરે સર્વે સુમરાને તયાર કરી કટક કરીને સમાની વાંઢ પાસે આવ્યા.

સંભે સુમરા આવેઆ મતારા મહેમંત,
અચિ પેઆ નિત, જિત સમેં વાંઢીઉ.

સુમરાને સમાનો મુકાબલો થયો તેનો દુહોઃ—

સંભા સભેઇ ચડયા, વિંજી અંબર લગીખે,
મારીંધાસી ડેહ, જિત ભીઆણીં ભુગરવસે,
પછરેંઆ પરભાતમેં, સમા સભેઇ,
સુમરે સભેઇ અચી, હઇ ઉતરારીઉં તકડીઉં.

સવાપોર સુધી તરવાર ચાલી, તેમાં બે તરફ માણસો મરાયા તેનો દુહોઃ—

સંતવીહ ને સતસો, સમા સત મરન,
નોતીઆરને ઉઢાર ભડ, સે પણ કમ અચન
તેરાસોને ત્રે જણા, સુમરા તરશિઆ,
ભુંગરજા મોઆ, પાણ પણ પ્રાણ છડેઇ.

સાતવીસો ને સાતસો સંધાર માર્યા ગયા, ને સાત સમા મરાણા, તેમાં નોતીઆરને ઉઢાર ભડ કામ આવ્યા. (મૂવા) એ રીતે સંગ્રામ થયું, ત્યારે ઉઢાએ હુકમ કર્યો જે બાકી છે તેને મારી લ્યો એટલે સુમરા જે બાકી બચ્યા હતા તેણે જાણ્યું જે ધણી મરાણો, અને આપણે નાહક માર્યા જઈશું. એમ જાણી સર્વે સુમરાએ દાંતે તરણાં લઈ, બાંહ્ય બાંધીને ઉઢા પાસે આવીને કહ્યું તે દુહો:—

બાંધી બાહ આવીઆ, સુણ ઉઢા તું જામ,
તો મારે કયાં મુકામ, હાણ રાજ પર તે તું ઇ કે.

ઉઢારભડ નોતીઆરનો થયો, ઉઢા જામ ઉઢારભડનો થયો તેણે અણુવલવાડો, ભુંગર સુમરાને મારી સર કર્યો. તેમને ચાકર પસાયતા કરી રાખ્યા, ને સર્વેએ ઉઢા જામને પાઘડી બંધાવી તે દુહો:—

પથરેમેં તો પુછજે અડસંગ થીઓ અટાર,
પાઘ બંધાયાઇ ઉઢેકે, થીઓ સમેજો સરદાર.

હવે અણુવલવાડાના આખેડ પાખેડના સલામી હતા તેને કબજામાં લીધા, એટલે નોતીઆર તથા ઉઢારભડના દહાડાપાણી ભલીભાતે કીધા. માગણોને દાન આપ્યા. ઉઢા જામ પણ પ્રતાપી થયો તેનો દુહો:—

નોતીઆર ને ઉઢારભડ, તો મલાયા મુછાર,
વિંજી મંગણેયાર, કીંઉ કીરતી કોડસે.

એ રીતે અણુવલવાડામાં રાજ કરતાં એક દહાડે જામ ઉઢે વિચાર્યું જે, અણુવલવાડો સર કર્યો તેમાં તો નોતીઆરને ઉઢારભડ કામ આવ્યા. દાખડો તો તેમનો છે. મારે પણ કોઈ મુલક લેવો. પછી સેવાણનું રાજ મોટું છે. તે વળી મુગલનું છે. તે જો આપણને હાથ આવે, તો તેમાં સર્વેનું ગુજરાન સારી રીતે ચાલે, તેનો દુહો:–

ભેરા કરે ભાર, ઉઢે જામ પુછીઓ,
ગઢ સેઆણજો પાલટીઉં, તસ માસયો સિદાર.

એવી રીતે ભાઈઓને તથા સંધારોને પુછયું, ત્યારે એમણે કહ્યું જે અમે તો જેમ તમે કહો તેમ કરીએ. ત્યારે ઉઢા જામે કહ્યું જે આ મુલકની લાવણી આબાદીમાં આપણે વાકેફ નથી, માટે આપણે આંહી થાણું રાખીને કારભાર સુમરાઓને સોંપીએ તો આબાદી સારી થાય; ને આપણે સુમરાઓને જેમ બાંધી આપીએ તે આપણા થાણાવાળા લે, ને આપણને પોંચાડે, તો આપણે શેઆણ પણ લઇએ. ત્યારે તે સલાહ સૌને ગમી, એટલે અણુવલવાડો સુમરાઓને સોંપ્યો, ને જમેનો આંકડો લીધો, ને પોતે ત્યાંથી નિકળ્યો તેનો દુહો:—

અણુવલ ડીનાઇ સુમરે, સારે સંભારે,
જોઆણ ઝુગી નીંગેઆ, સેઆણ કુસારે.

એ રીતે આથ લઇને વાંઢીઆર થઇને ચાલ્યા જાય છે તેનો દુહો:—

નગારા ને નોબતું, થીઓ સીનાઇ ચેંચાટ,
સંભા સંભેઇ નીંગેઆ, કર શ્રાવણ ધાર.

એ રીતે ચાલતાં સેઆણુની સીમમાં આવ્યા. ત્યાં એક તલાવડી છે, તેનું નામ રણુ તલાવડી છે. ત્યાં આવી મેલાણુ કર્યું ને ઘોડા બાંધ્યા. પોતપોતાના ઉતારા કર્યા. ત્યારે ઉઢા જામ દારૂની બહક પોતે લઇને સર્વેને ઉતારે પાય છે, ને તેમને દિલાસો આપે છે. જે આ મુલક પાણીની મિસાલે પી જાશું. હીંમત રાખો. એનો દુહો:—

રણુતરાઇ અચી ઉલથા, પીઆઇ ઉં સરો,
સત ઝલની સામતો, મુગલ છાબરો ચં.

એ રીતે ઉઢા સર્વેને દારૂ પાઇને દિલાસો આપે છે. જે વાંઢ પાછી થાય તે ગામમાં વેચવા જાય. તેનું દાણુ શીઆણુનો હાકેમ માગવા બેઠો. તે દાણુ તો આપ્યું ને ગામનો હેવાલ પણ જોઇ આવ્યો. સર્વે આવ્યા ને ઉઢાને કહ્યું જે ગામની રીતભાત આ ડોલની છે, ને અહિંના હાકેમ આપણા ઘીનું દાણુ પણ લે છે. એટલે ઉઢા પોતાની સાથે દસ પંદર માણસ લઇને શેઆણુ જઇને હાકેમને મળ્યો, ને કહ્યું જે અમારા મુલકમાં ચારા પાણીની તાણુ હોવાથી વાંઢ લઇ તમારા સીમમાં આવ્યા, ને ઘીનું દાણુ લો છો તે ઘટે નહિં એટલે હાકેમે દાણુ માફ કર્યું. ઉઢાએ કહ્યું જે દાણુ તો માફ કરાવી આવ્યો છું, હવે સુખેથી તમારૂં ઘી વેચવા જજો. આમની આથ જબરી છે. ઘી ઘણું ઉતરે છે. પછી એક દિવસ વાંઢીઆર ઘી લઇને ગામમાં ગયા ત્યારે ઘી તો

ઘણું હતું, તે હાણીએ દીઠું, અને હાકેમને કહ્યું કે, ઘી ઉઢાની વાંઢનું ઘણું આવવા માંડયું. માટે હવે તો હાણુ મૂકાય તેમ નથી. હું દોકડા બાંધી બેઠો છું. તે દોકડા હું તમને કયાંથી ભરૂં, અને ઉઢાની વાંઢ, પછી બીજા દેશોનું ઘી કોઇ લાવતું નથી. ત્યારે હાકેમે કહ્યું જે હવેથી તારૂં હાણુ તું સંભાળી લેજે, એટલે હાણીએ તે દિવસથી હાણુ લેવા માંડયું, તે વાત વાંઢીઆરોએ આવીને ઉઢાને કહી જે, હાણુ તો પાછું લીધું, માટે હવે કેટલા દિવસ પડી રહેવું. તેનો દુહોઃ—

બજ સેઆણુજે કોટમે, તાં વરેઓ વાણુ વંઠન,
મોહો વસે મનમે, ત મુગલ મારે ગિન.

એવું વાઢીઆરે આવી કહ્યું, ત્યારે ભાયાતો તથા સંધારોને ભેળા કરી પૂછયું જે હવે કેમ કરવું, તેનો દુહોઃ—

કઢે કચેરી વિચમેં, સુરે હીન સુકન,
જિકા પથરે પથેઓ, અર્સાંગ ઇ મન.

એ રીતે ઉઢાએ કહ્યું જે, તમે ગામમાં શું જોઇ આવ્યા છો. તેમણે કહ્યું જે મુગલો તો રાંડના ઘરમાં પડયા છે, તે પોર સવાપોર દિવસ ચડે છે, ત્યારે રાંડોના ઘરમાંથી નિકળે છે. બાકી દરવાજા તો રાત ઘડી બે ઘડી હોય તે ટાણે ઉઘડે. ત્યારે ઉઢાજામ બોલ્યો જે સવારે આપણે હલ્લા કરીશું. એમ નક્કી કરી રાત ઘડી ચાર છ લઇને સર્વે તૈયાર થઈ, દરવાજે દરવાજે જઇ ઉભા રહ્યા. દરવાજા ઉઘડયા, ને જે માણુસો ગામમાં પેઠા તેને કતલ કરવા માંડયા. તેમ કરતાં સવાપોર દિવસ ચઢયો, ત્યાં તો મુગલોને મારી લીધા, ને કીલો કાયમ કર્યોઃ—

પિરો ફુટી પરભાત થઇ, સૂણ સૂણ વજેઓ ફ્રક,
મુગલ સએમે મન, સમે સંભે સંધારેઆ.

એ રીતે મુગલોને મારી સેઆણુનો મુલક કબજે કર્યો, એટલે સેઆણુના સલામી હતા તે ઉઢાની સલામે આવ્યા, તેનો દુહોઃ—

કટે મુગલ કઢેઆ, મારેચ માટે,
અચી ઉઢે કે નમેઆ, એસીસો કોઢે.

એ તો મોટા એકસો એંસી ગઢપતિએ આવી ઉઢાને સલામ કરી, ત્યારે બીજા જીણા જમીનદાર પણ આવીને તેને નમ્યા. એ રીતે સેઆણુ પ્રગણું સુદ્ધાંત કાબૂમાં આવ્યું.

ઉઢા એક ધણી થઈ રાજનો કારભાર ચલાવે, તે ગામ ઝાંપે પોતાના ચોકમાં ખરખરી રમત શરૂ થાય, તેનો દુહોઃ—

આણે ઉઢે ખોડઇ, મથે સર સેઆણુ,
મુંય પલેસીય પધરી, સંધી સમેજી આણુ.

એવી રીતે જેણે ઉઢા જામનો હુકમ ન માન્યો તેને મારીને જેર કીધા, ને જેણે હુકમ માન્યો તેને તાબેદાર કરી રાખ્યા. પોતાના પથરમાં મોટા મોટા માણસો હતા તે પાસે અસલની ચાલની સલાહ પૂછી તેમણે કહ્યું જે, આપણા પરિઆગતી માણના વંસમાંથી વાંધાઉ મંગણહાર આપણી ભેળો છે તેની પાસે સર્વે જુની વાતો લખેલી છે તેને પૂછીએ.

ત્યારે વાંધાઉને તેડાવીને પૂછયું, એટલે સર્વે પરીઆની વાત વાંચી સંભળાવી. ત્યારે ઉઢા જામ ઘણો રાજી થયો, ને તેને ઘણું દાન આપ્યું. ત્યારે તે વાંધાઉએ દુહો કહ્યોઃ—

નોતીઆરજો ઉઢાર ભડ, તેંજો ઉઢો જામ,
જીણે હણે સિંધમે, મથે મીસર સામ.

એ રીતે ઉઢા જામે નરપતની વાત સાંભળી, તેમાં નરપતે માણુ તથા સામુલને કોલ આપ્યો છે, જે અમારા વંશવારસો તમને માનશે તે હું પણ માનું છું. ને તેનો કોલ આપું છું. દુહોઃ—

અંગે નરપત કોલ. માણુને સામુલસે,
બીઓ ઉઢે જો બોલ, આયે મીર વાયાઉસે.

તે પછી ઉઢાજામને ઘેર કુંવર અવતર્યો, તેના વધામણા દેશ દેશાવરમાં મોકલ્યા ને કુંવરનું નામ રાઉ પાડયું તેનો દુહોઃ-

તીથ તેરસ વાર દીન મહીનો કતી માસ,
ઉઢે ઘર રાઉ જનમીઓ, સધર હયસે ઘાસ.

દશ વર્ષનો તે કુંવર થયો ત્યારે તે મોટો પ્રતાપી આજાનબાહુ થયો. એવો પ્રતાપી થયો. તેણે માગણોને દાન આપી પોતાની કીર્તિ વધારી. ત્યારે ઉઢાજામે મંગણ વાંધાઉને પૂછયું જે કુંવર રાઉ હવે મોટા થયા, તેનું સગપણ કયાંક પણ કરવું જોઇએ, ત્યારે વાંધાઉ બોલ્યો જે તમે જુની ચાલે ચાલો છો, તો આપણે સોઢામાં સગપણ થાય તો ઠીક. તમે તો હમણા પવરો ઝાલા વાઘેલા મકવાણા રાઠોડમાં સગપણ કરો છો, પણ આપણા સગા સોઢા શાખના સુરતાણી છે. એટલે તે સોઢામાં સગપણ કીધું:—

સમે પુછી સંગ કીયો, સોઢે સુરતાણે,
મોજું ડીને મંગણે, ઉને તે ટાણે.

સુરતાણી સોઢા જગદેના વંશવાળા સોઢા રામસંગ થરનોટાના રહેનારની કુંવરી વેરે રાહુજામનું સગપણ કર્યું. દુહોઃ-

સોઢે રામસંગ ધી અઢી, ઉઢે પર રાઉજામ,
થરનોટે ગામ હી સેઆણુ જો રાજીઓ.

થોડા દિવસ પછી રાહુને પરણાવ્યાના સમૂરતાં કીધાં, બે તરફ વિવાહ સોંઢયા. ઢોલ છાપી રમત થાય છે. આજુ બાજુના જમીનદારો સર્વે સેઆણુ આવ્યા. તેમને ખાવા પીવાની સારી રીતે ઉઢા જામે મુદારત કરી. વિવાહમાં ઘણા માગણો આવ્યા છે. આનંદ મંગળ વર્તી રહ્યા છે. લગ્નનો દિવસ આવ્યો ત્યારે ચોરી લીધી, ને કુંવર રાઉને પરણાવ્યો તે સમેનો દુહો:—

ધુરે નગારા નોબતું, તો પર મંગળ ગવાય,
મોજુદીને મંગણે, પુતર પરણાય.

એ રીતે રાહુને પરણાવી જેવા માણસ તેવા પોસાગો આપીને, માગણોને તથા સામુલ વંશવાળાઓને સારી પેઠે દાનમાન આપી પોતા પાસે રાખ્યા. એ રીતે ઉઢા જામ સેઆણુમાં હુકમથી રાજ્ય કરે છે એ વાત એટલે રહી.

હવે સેઆણુ તે પ્રથમ સીપીઆની હતી, તે પાસેથી ભાદ્રામા આજી પુનરોજીએ સોલ સીપીઆને મારી લીધી, તે સેઆણુ પાછી કાબૂલના પાદશાહ પાસે આજી ભદુઆએ જઇ સેઆણુ નજર કરી, તે પરથી પાદશાહે મુગલોનું થાણું સેઆણુ મોકલ્યું, તેમાં જે મુખ્ય સીપીઓ હતો તેને સેઆણુમાં મુગલોએ પોતાના હાથ નીચે રાખ્યો. તેના વંશમાં એક ભાદલો નામનો સીપીઓ હતો. તે પ્રગણાનો વાકેફગાર જાણી, તે ઉઢા જામે પોતા પાસે રાખ્યો. કેટલાક દિવસ પછી

તે બાહલા સીપીઆને ઉઢાએ બરતરફ કર્યો. એટલે તે ઇરાનના પાદશાહ પાસે ફરીયાદ કરવા ગયો, તેનો દુહો:—

જુમાને દિવસે અમીરોથી મળી, પાદશાને તેણે ફરિયાદ કરી

સીપીઓ બાદલો રાજમેં, સતાઇઓ સામન,
ડિની ફરીયાદી પાતશા, બિજી મતારે મેહમંત.

જે પાદશાનું મુગલોનું થાણું સમાઓએ મારીને, સેઆણુંનું રાજ ઉઢોજામ લઇ બેઠો છે તેનો દુહો:—

અજ સેઆણજે કોટમેં, થીઓ ઉઢો રાજ કરે,
મુગલ સયે મારે, તો આણુ રીરાયે પિંઢજી.

બાહલાએ પાદશાહને કહ્યું ,જે, કોઇ નેકી બદી કરે તેને અલબતા તમારે નસીઅત પોંચાડવી જોઇએ તેનો દુહો:—

ચયે સીપીઓ બાદલો. સુણ સામી સરદાર,
મારે લોક હજાર, ગઢ સેઆણજો સ પેઓ.

એ પરથી પાદશાહને બહુ ગુસ્સો લાગ્યો. તેણે વળી કહ્યું જે ઉઢો જામ ઘણો બલુકો છે. ઘણાના રાજ મારી લીધા છે. પાદશાહ કહે ફકર નહિ. આપણે તેને મારી લેશું—

ફોજું ફરેરા કરી, એઠો સુરતાણ વાર,
મારે હેમર હથીઆ, કઢાં સેઆણા બાર.

એટલું કહી જલદી ફોજ તૈયાર કરવાનો હુકમ કરી દીધો. એટલે નોબત ડંકો વાગ્યો, ને ભેરી વાગી, ભેળા સવાલાખ ઘોડા તૈયાર થયા, ને પાદશાહ પોતે પણ તૈયાર થયો, તે ગઢથી બહાર ડેરાતંબુ ખડા કરી મેલાણુ કરી પડયા, તેનો દુહો:—

સંભે સુરતાણ ચડેઆ, અચીંગ્યો પધરકે બાર.
લખ ઘોડે ઘેરેઓ, પારે અંત ન પાર.

એ રીતે ફોજ કૂચ દર કૂચ ચાલતી. સેઆણુથી સાત ગાઉ પર આવી મેલાણુ કીધું; તેની ખબર ઉઢાને પડી, ઉઢાએ પોતાના ભાઇ તથા લશ્કર સીરબંધી તથા પત્થરોને તેડાવી સલાહ કરી ત્યારે સર્વે લશ્કર સીરબંધીએ કહ્યું કે તમે કહો તેમ કરવા તૈયાર છીએ; એટલે જામ ઉઢાએ કહ્યું જે, આપણે પાદશાહની સામે ચઢી જવું તેમાં આપણી જુમા મસ્દી કહેવાય.

ઉઢે જામ કોઢેઆ, ભેરા કીઆ ભાર,
હીકડા જુધે કરી જોરસે. બીઆ સંભારી બાર.

એ રીતે શેઆણુગઢની ભલામણુ સઉને આપી કહ્યું જે, અમે સર્વે ફોજ સામા જઇએ છીએ, ને પાછું આવવું તે માયાના હાથમાં છે, એમ કહી શેઆણુની પાઘડી બંધાવીને પોતે તૈયાર થઇ, પત્થરના માણુસોને કહ્યું જે, જેને મરવું હોય તે તૈયાર થાઓ. પછી જેઓ તૈયાર થયા તેની ભલામણુ રાહુ જામને કરી જે આ લોકોની પછવાડે ભલામણુ તમને છે, તેનો દુહો રાહુએ કહ્યોઃ—

હીકડી પારત રાજજી. બીઆ બારપ સંભારેજ,
થીજ કરમી કુરમે; પરીએ પરૂ પારેજ.
સંભૈ સૂરો ચડયો, ભેરા કરી ભાર,
ડીની પારત રાહુકે, સમે હીન સરદાર.
પંજે કોયે પટ, અચી ઉલથા ધરડે,
સૂરાને સામંત, જિન્હે કીધા જોરસે.

એ રીતે ચડયાને પાંચ ગાઉ પર ગઢડા આગળ મેલાણુ કર્યું. ઉઢાજામે કહ્યું જે, આપણે સર્વે આવ્યા છીએ, કારણુ સામે પાદશાહનું લશ્કર છે, તેને કોઇક નુખ્તો બતાવીએ તો ઠીક.

એમ વિચારી પાદશાહને કહેણુ મોકલ્યું જે, અમે તારી સામા પાંચ ગાઉ આવ્યા છીએ. તું પણ એટલું અમારી સામે ચાલી આવ, એવો સંદેશો લઈ બે માણસોને મોકલ્યા. તે સંદેશો પાદશાહને કહ્યોઃ—

સંભે સુરતાન હલેયા, વેગ મકર તું વર,
અસી નિંઢા તુ વડો, અધઉં હેંકડી બાર.

ત્યારે પાદશાહ કહે જે ઉઢાજામ એવો બહુકો છે જે આપણને ચઢી આવવાનું કહે છે. ને તમે ને અમે એક છીએ. એ તો હિન્દુ છે અને અમે તો મુસલમાન છીએ ત્યારે બે માણસ બોલ્યાઃ—

તુ એરાની પાતશા, અસી સમાચાઇઉ જામ,
જિકો તોજી હામ, સાપાણે થીંધી પધરી.

એ વચન સાંભળી પાદશાહને રીસ ચઢી, ને લશ્કર જલદી તૈયાર કરાવ્યું. ચોપદારે બક્ષીઓને હુકમ કર્યો. નોબત શરૂ થઇ. લશ્કર સર્વ તૈયાર થયું. પાદશાહ પોતે ચઢયો. સેના ચાલી. તે ગઢડાથી થોડેક દુર આવ્યા. ત્યાં મેલાણ કર્યું, ને ઉઢાને કહેવડાવ્યું કે, અમે આવ્યા છીએ, ને તમે લઢવા તૈયાર થાવ, નહિ તો તમારા કબીલા માલ અસબાબ લઈ રવાના થઇ સેઆણુ મુકી ચાલતા થાવ. ઉઢા કહે અમે એવા નામરદ નથી જે અમે સેઆણુ મુકી દઇ જતા રહીએ. પણ લડવા તૈયાર છીએ, તે માણસોએ આવી પાદશાહને કહ્યું, તેનો દુહોઃ—

ઉઢેને સુરતાણજો અચીંગ્યો પૂર,
કંધા કોર કલૂર, સમાઈ સૂર સામજા

એ સાંભળી પાદશા ઘણો ગુસ્સે થયો. જેમ સિંહ ગર્જના કરે તેમ બૂમ મારી. જુમાનો દિવસ મુકરર કર્યો. તેનો દુહો:-

અચી ખાન ખોંસેઆ, જાગી જુમેરાત,
વિહાણી પરભાત, વાય વલટેઆ પાણમેં.

એ રીતે ફોજમાં નાળો જંબુરા તથા બંદુકના અવાજ થાય છે, ને તરવારની ઝડ મચી રહી છે. બંને તરફ કંઈ કસર રહી નથી, તે સમે સીંધુ રાગ થઇ રહ્યો છે, ને લોહીની નીક ચાલી, ને સામ સામા દ્વંદ્વ યુદ્ધ કરી રહ્યા છે તેનો દુહો:-

અડૂ વીંઝી અટકીયા, સૂરાને સામંત,
રણમેં ઢોલ વજેઆ, રોરખર કયોરત.

એ રીતે મરજાુધ ચાલી રહ્યું છે ત્યારે પાદશાહે કહ્યું જે માણસો ઘણા મરાણા છે, માટે હમણા લડાઇ મોકુફ રાખો. એટલે દુતરફા ફોજ પોતપોતાના મકાન ઉપર આવી. જે પાદશાહે ખબર કઢાવી જે કેટલા આપણા ને કેટલા સમાના માણસો જખમી થયા છે તેનો દુહો:—

તેરાસો સમે મરે; તુરકે ત્રે હજાર;
મલ્યો સમુ મુછાર; ઉઢો જામ ઉઢારજો.

એ સાંળળી પાદશાહે કહ્યું જે જામના લશ્કરમાં કંઇ ઘટ નથી. કારણ એના તેરસો અને આપણા ત્રણ હજાર માણસો મૂવા છે. હવે એક બે દિવસમાં લડાઇ થાય તેમ નથી. માટે જામને કહી મુકો કે આપણે પાછા જુમાને દિને લડાઈ કરશું. એ રીતે પાછો જુમાનો દિવસ આવ્યો, અને ફોજ ચડી.

હિકડો પગર લાથાઇ; બીઓ પણ વિંધાંઇ ઘેડમેં
નોંસા મારા આઈ; પ્રાણ પણ પ્રાણ છડેઆઇ.

એ રીતે મોટું યુદ્ધ થયું, ને જામ ઉઢો પણ મરાણો,
। નવસો માણુસો મરાણા, હવે જે મરતાં બચ્યા, તે થોડા
હ્યા; તે પોતપોતામાં વિચાર કરવા લાગ્યા, જે હવે કેમ
રવું. પછી આ ખબર બે માણસ સાથે રાહુ જામને
ાચાડી, તેનો દુહોઃ—

રાઠીડો દર રાવરે, તો અચી રાવ કરે,
મુલઇ સુણ તું ગાલડી, રાહુ જામ ગરે.

એ બે માણુસોને આવેલા જોઈ રાહુએ પૂછયું. દુહોઃ—

ક ઉઢો મારેઓ, ક ખટે આસીં માલ,
કોઢે રાઠેડો પુછઆંઇ. કર કા સચી ગાલ.

ત્યારે સંધારે કહ્યું જે ઉઢો મરાણો, ને સંધાર પણ સર્વે
મરાયા. ને પાદશાહ સુરતાણ હજુ જોરમાં છે, માટે પાદશાહથી
ુલાહ થાય તો ઠીક, કેમ જે આપણા માણુસો થોડા છે
ેનો દુહોઃ—

ઉઢો ઉને મારેઓ; ચાકરડા ચોધાર;
સેઆણજા સિલદાર; કર કો સલા સુરતાણસે.

રાહુ કહે એ શું બોલે છે. મને કાચી સલાહ કેમ આપે
છે. જેણે મારા બાપને માર્યો તેને કેમ જવા દઉં. બાપનું વેર
લઉં. મારી મરવું છે. એમ કહી પોતાના કારભારી સલાહકારોને
બોલાવી કહ્યું કે, હવે આપણે અત્રે પાણી પીવું ઘટિત નથી,
એમ કહી લશ્કર તૈયાર કર્યું. પોતાના કુંવર અબડાને તેડાવી
પાઘડી બંધાવી. સેઆણુરાજની ભલામણ કરી સાઠ હજાર
માણુસનું લશ્કર તૈયાર કર્યું, તેનો દુહોઃ—

પાય બંધાઇ અબડે, પાણ સબુડો જામ;
જિની બાવો મારેઓ તિની કંદા પાણ.

એ રીતે અબડાને ભલામણ કરી, લશ્કરના પાછળ બાલ-બચ્ચાંઓની ભલામણ કરી, રાહુ જામ પાદશાહ સામે ચડયો.

સંભે પરના તો અબડા, બેઆ હે ગંજાએ ગામ,
સતે હજારે સભેઓ, મળ્યો રાહુ જામ.

રસ્તામાં રાહુ લશ્કરને પાણી ચડાવતો બોલે છે. તે દુહોઃ—

પાતશાઇ પુરજા કરીઆં, મારે કરીઆં મુકામ,
અચી હલયો ગઢડે, આયો રાહુ જામ.

એ રીતે લશ્કર લઇ ગઢડે આવી મુકામ કર્યું. ખાવાની દેગો ચડાવી, સર્વેને ખાવા ખવરાવ્યાં. પછી પાદશાના લશ્કરમાં બે જાસુસ છૂપા મુકયા, તે ખબર કાઢી પાછા આવ્યા. રાહુને કહ્યું જે પાદશાના માણસો ઘણા મરાણા, પણ હજી ફોજને જરાપણ જફા નથી આવી, ને હજી સામર્થ ઘણી છે. તેના વીશ હજાર માણસ મારશું તો પણ તેની ફોજમાં લાખ માણસ છે. માટે લડાઇ કરીને પણ સેઆણ રહે તેમ લાગતું નથી. એટલે રાહુએ કહ્યું કે સલાહ કરવી ઠીક છે. પછી માણના વંશનો એક શોણ મંગણહાર હતો તેણે કહ્યું કે, મારી અરજ સાંભળો. તે કહે છે કે હું પાદશાને સમજાવી આપનું પદ રાખી આવું. એટલે તેને રાહુ જામે રજા આપીને, તેની સાથે બીજો સામુલ ચારણ વંશનો વાર નામનો હતો, તેને પણ સાથે દીધો, ને કહાવ્યું કે અમે પાદશાહના દબાવ્યા દબાઇએ તેમ નથી. તારા ભાઇઓ છીએ બીજા કોઇ નથી. તેનો દુહોઃ—

વિંજસાણુ સુરતાણુ ચો, બેઓ હલાઇઆ વાર
જે સું પરીઆ પુછે, ત અસી તુંઇ ભાર.

એ રીતે સાણુ તથા વાર દશવીશ માણુસ લઈ પાદશાહ પાસે આવ્યા, તમે કોણુ છો તેના જવાબમાં કહ્યું જે અમે તમારા વડિલોના માગણુ છીએ. આજે તમે પાદશાહ છો, તેના મદથી અમને ઓળખતા નથી. પણુ તમે જે ઉપર ચડી આવ્યા છો, તે પણુ તમારા ભાઇઓ છે, પણુ તમને ખબર નથી. દુહો:—

ચડી ચોવટ આવેઆ સુણુ સમે સિરદાર,
અસી મંગણુ તોઇજા ઉ તોઈજા ભાર

પાદશાહ કહે તમે અમારા માગણુ કઈ રીતે, ને રાહુ અમારો ભાઇ કઇ રીતે, ત્યારે તેમણે કહ્યું જે, આ અમારા ચોપડા જુઓ જે, તમે અને સમા જામ રાહુ તે આઠ પેઢીએ એક બાપના દીકરા છો કે નહિ. તે પાદશાહે ચોપડા વાંચી ખાત્રી કરી. પછી પાદશાહે કહ્યું કે ત્યારે તમો કહો તેમ કરીએ. એટલે તેમણે કહ્યું કે રાહુ જામ માર્યો મરે તેમ નથી. એ તો તમારી આખી ફોજને ગરત કરશે. એવો બલુકો છે. તેનો દુહો:—

બેલી કને દુઃખીઆ, બેઆ મરાઇને ભાર,
અજકા રાહુ ભાર, સાએ સબ રસમેંજી

તમે પાદશાહીથી મદ મસ્ત છો પણુ રાહુ જામ જેટલો વિવેક નથી, કારણુ તે તો જુના માણુસોને પૂછી પોતાના વડિલોના પરાક્રમોથી ઘણો વાકેફ છે. તેનો દુહો:—

જેતું પરીઆ પુછે તકા પએ અલ,
હું રાહુ જામ સુભલ જે પુછી હેઆ પેચરા.

ત્યારે પાદશાહે તેમની સલાહ પૂછી કે, હવે કેમ કરવું, તો માગણે કહ્યું જે તમે ઉઢા જામને માર્યો તેનું વેર રાહુ જામ મુકશે નહિ. પાદશાહ કહે રાહુ જેમ રાજી થાય તેમ કરો, ને તમે અમારા માગણ પણ ખરા, માટે રાહુ સાથે સલાહ કરાવી આપો. દુહોઃ—

અસલ ઉ સંભા ઉલથા, મુજા મંગણે હાર,
કાં બધો આઇ પાર જા લાવરે ભેરાથીઉ.

એમ કરી પાદશાહ કહે રાહુ જામને મારી પાસે તેડી આવો. તો ભેળા થઇ કસૂંબા પીએ. ત્યારે સાણુવાણુ કહે રાહુ તો સેઆણુથી ગઢડા સૂધી ચાલી આવ્યો, તો ગઢડા હવે થોડેક દૂર છે, ત્યાં સૂધી તમે ચાલી આવો તેમાં તમને ખોટ નથી, તેનો દુહોઃ—

રાહુ આયો ગઢડે પુરો પેર ભરે,
તુ પણ તિન કરે પાણું ન ચડે પાતશાહ.

પાદશાહ કહે બહુ સારૂ, મારે પણ એ વાત કબૂલ છે, ને તમે પણ આગળ જઇ રાહુ જામને ખબર કહો જે પાદશાહ આવે છે. એટલે શાણુવાણુ જશ ગાઇ ઉઠ્યા ને ગઢ આવી રાહુ જામની સલામ કરી કચેરીમાં બેઠા તેનો દુહોઃ—

ભલે વાર તુ આવેઓ, ભલે આવે શાણુ,
કર્યો રાહુ જાણુ, જે સુરતાણુ અચેઓ સંભેઓ.

એ રીતે સર્વે હકીકત બાદશાહની રાહુ જામને કહી સંભળાવી જે, બાદશાહ આવે છે તેનાથી તમારે તાણુ કરવી નહિ, પણ ઉલટુ હેત દેખાડવું. રાહુ કહે તમે જેમ કર્યું તે

મારે મંજૂર છે. શાણુવાણુ કહે તમે પણુ ગઢડાથી બહાર ચાલી મેદાનમાં કચેરી કરો, એટલે રાહુ જામના ફરમાનથી મેદાનમાં ઉમદા બીછાના કચેરીમાં નખાવ્યા, ને રાહુ જામ પોતે પણુ કચેરીમાં આવી બેઠા છે. બાદશાહ પોતાના મકાનથી ચડયો આવે છે તે સમેનો દુહોઃ—

સંભૈ સુરતાણુ ચડયો, ઘોડે ગિનીધમટ,
સમા હલી સામુઆ, અચી વીઠાતે પટ.

બાદશાહ આવ્યો. રાહુ જામ સાથે બગલગીરી થઇ, ને પોતા પાસે તખ્ત ઉપર બેસાડયો. ઉઢો જામ મરી ગયો તેનો ઘણો ધોખો કીધો, ને કહ્યું જે તમારો બાપ તે મારા પણુ માવિત્ર થાય, તેનું પ્રયોજન હું પોતે કરીશ. રાહુ કહે જે મારા પિતાનું પ્રયોજન તમારા પ્રતાપથી અમેજ કરશું. પાદશાહ કહે તમારે જુદો મમત્વ રાખવો નહિ. એટલે રાહુના અમીરોએ કહ્યું જે પાદશાહ કહે તેમ આપણે કરવું જોઇએ. એટલે રાહુએ કબૂલ કર્યું, તેનો દુહોઃ—

બએ પરચ્યા પાણમે, રાહુને સુરતાણુ,
ઉઢો જામ ઉજારીઉ, પરીછ બધું પાણ.

એ રીતે બાદશાહ અને જામ મેળાપ કરી ઉઠયા. જામનો દહાડો કરવાનો આદર કર્યો, ને દેશાવરમાં ઉંટીઓ મોકલ્યા. દેશાવરના માણુસો તથા પથરના માણુસો સર્વે આવ્યા. લાખો માણુસો ભેગા થયા. જગન આદર્યો—મોટું કારજ કીધું તેનો દુહોઃ—

વિઠા વાઘ વિચમેં, સમુ જામ સુરતાણુ,
ચરૂ ચડાવ્યા ચોસરા, પરીછ બધાઉ પાણુ.

એ રીતે પરોજણુ કરી જામને પાદશાહે પોશાક આપી. પ્રગણાના જમાદારો તથા પીરવાળા માણસોએ રાહુને નજરાણું કર્યાં, તેનો દુહોઃ—

પથર કોઠે આવેઆ, સમા સંભાયૈ,
રાહુ પાગ બધાએ, વારે ગાદી વેઆરેઆ.

એ રીતે રાહુને પાઘડી બંધાવી તખ્તે બેસાડયા, ને જેઓ પરોજણુ ઉપર આવ્યા હુતા તેમને રજા આપી. પછી બાદશાહે કહ્યું જે તમારા માગણ સોણુ તથા વારના દીકરા બબે છે તેમાંથી એક છોકરો અમને આપો, તો અમારા પરીઆગતી કરીએ, એથી અમને વંશાવળીની ખબર પડે; તેનો દુહોઃ—

ચગદે મનરા થીઓ કુર કથા પરભાત.
ડે રાઉ તું ડાત, સુરતાણે ધર મગણું.

રાહુ કહે એ વાત તમે કહી તે ઠીક, એ માગણો અમારા વડિલોના માનેલા છે અને એમને અમારા વંશની બધી ખબર છે, ને આપણા વંશપરંપરાના માગણ છે, ને તેના મુખમાંથી કાંઇ કાચી સલાહ ન નિકળે.

પછી રાહુએ શાણુ વારને બોલાવી કહ્યું કે પાદશાહ તમારા એકેકા દીકરાને પરીઆગતી કરવા માગે છે તે આપો. તે તેમણે કબૂલ કર્યું.

રાહુજામે બન્ને છોકરાઓની ઘણી ભલામણ કરી, પાદશાહને સોંપ્યા. તેણે કહ્યું કે અમારા બાળબચ્ચાં પ્રમાણે તેને રાખશું; પછી પાદશાહે કહ્યું કે અમે તમારૂં બધું માન રાખ્યું છે, તો અમારૂં એક વચન રાખો. રાહુ કહે તે શું છે. ત્યારે

પાદશાહે કહ્યું જે સેઆણનું રાજ તમે છોડી દો, અને હું તમને તેના બદલામાં કારીકચ્છીનું રાજ તાંબા પત્ર પર લખી આપું, જે રાહુ જામે કબૂલ કર્યું, તેનો દુહો:—

પાગ બંધાઇ પાતશા, થ્યો સમેજો સરદાર,
વિજી રાહૂ નીહાર, થી કચ્છીજો રાજીઓ.

એ રીતે રાહુને કારીકચ્છીની પાઘડી બંધાવીને રાજ્ય સોંપ્યું. રાહુએ કહ્યું કે હવે તમે મારૂં વચન રાખો, તે એકે સેઆણ ગામ અઢી દહાડાનું માગણોને હું દાન આપું, તે પાદશાહે કબૂલ કર્યું. પછી રાહુએ સેઆણ તાબેના ૧૨૫ ગામો માગણોને દાનમાં દીધાં. તેનો પાદશાહે લેખ લખી આપ્યો. એ રીતે રાહુજામના જશ માગણોએ ગાયા, ને તેની કીર્તિ મુલકોમાં વિખ્યાત કરી, દુહો:—

મિડે પાત્ર પરહે, ડિને પધર દાન,
રાહુ જામ પરભાત, મોં તો ડિસે મરમંગણા.

પોતાને કારીકાછીનો પટો મળ્યો, તે લઇને રાહુ કારીકાચ્છી ચાલી નિકળ્યો. બાદશાહ પોતાનું થાણું સેઆણમાં બેસાડી ઇરાન તરફ રવાના થયો, ને રાહુએ પોતાના બાલ કબીલા લશ્કર સહિત શેઆણ બહાર આવી, તંબૂ ખડા કરી મુકામ કર્યો, તેનો દુહો :—

નગાર ને નોબતું, અચી ઝંડા છુટા બાર,
માયા મિલકત માલ, સચે સાંભા આંઇ પાણસે.

એ રીતે સેઆણથી ચાલતા કુચ દરકુચ કરી કારીકાછી નજીક આવ્યા. કારીકાછીમાં હલુરા પાદશાહ તરફથી થાણું

બેસાડેલ છે. તેમાં દફેદાર થાવર નામનો છે. તે ત્રીસ ચાલીશ માણુસ લઇને શિકારે ગયેલો હતો, તેણે રાહુજામના ઘોડા તથા માણુસોનું મેલાણુ જોઈ મનમાં વિચાર કર્યો, કે આ કોઇ જબરો છે અને આપણી પાસે માણુસોનું જોર નથી. પછી મેલાણુ કૂચ કરી કારીકાછીને પાદરે આવ્યું ને પછી ગામમાં પેઠું. થાણુદાર થાવરે જાણ્યું જે હું કારીકાછીમાં જઇશ તો ખચ્ચિત એ લશ્કરવાળા મને મારી નાખશે. બે માણુસ કારીકાછીમાં મોકલ્યા, જે ખબર ચુપકીથી કાઢે કે એ કોનું લશ્કર છે. તે તપાસ કરી આવી, થાવરને કહેવા લાગ્યા જે એ તો સમાનું લશ્કર છે, ને ગામની વચમાં બેઠો, તેનો દુહો:—

સમા સભે આવેઆ, અચી વિઠા કચ્છીયજે વિચ,
થાવર થરે નિહારીઓ, તાં મનમે બરએ સમચ.

પછી પોતે દલુરા પાદશાહ પાસે બામણાસર ગયો. તેને સલામ કરીને કહ્યું કે, સમાનું લશ્કર આવી રાજ લઇ બેઠું છે, તેનું કેમ કરવું, તેનો દુહો:—

સુણ દલુરા પાદશાહ, હીકડો ફુકટ,
અચે સાણુ ઉલટેઆ કર, માટીઅ મથે મટ.

બાદશાહ કહે એ સમાનો શું ભાર છે, તું અહીંથી પાંચશો સ્વાર તથા એક તોપ તથા પાયદળ લઈ એ સમાઓને કારીકાછીમાંથી બાર નિકળવાનું કહે. જે નિકળે તો ઠીક ને કદાચ ન નિકળે તો લડાઇ કરી મારી હઠાવજે, ને કારીકાછીમાં થાણું બેસાડજે, ને લશ્કર પાછું મોકલી દેજો. દુહો:—

થાવર ચઢી તુવો, કઢે ન કછીઆ બાર,
જા પંજસો ઘોડા પેજ કરીઆં, પારે અંત ન પાર.

ખાવિંદ! થાવર કહે તૈયાર થઇ જાઉં છું. પણ આગળ ફોજ જોરાવર છે, જેણે પારકા ઘણા મુલકો લઇ લીધા છે. તેને આ પાંચસો ઘોડા ચટણી બરાબર છે, ને વળી હમણાં એમ પણ સાંભળ્યું, જે ઇરાનના બાદશાહની ફોજ તો સેઆણમાં સમા ઉપર ચડી આવી. તેની સાથે ઝગડો થયો. તે એને પાંચસો ઘોડા તે શું કરે! આ વાત એટલે રહી.

રાહુ જામ પોતાના માણસો સાથે કારીકાછીમાં પેઠો, ને થાણદાર કર્યો છે તેની તપાસ કરાવી, તો માલમ પડયું જે બે દિવસ થયાં શિકારે ગયો છે. તે તમારૂં આવવાનું સાંભળી આંભણાસર દલુરા બાદશાહ પાસે ગયેલ છે. ત્યારે વિચાર્યું કે દલુરા બાદશાહને ખબર નથી કે તાંબાના પત્રાંપર પાદશાહે કારીકાછી પ્રગણું લખી આપ્યું છે; માટે હું બે ચારસો ઘોડા સ્વાર લઇ તેની પાસે જઇ ખબર કરૂં. દુહોઃ—

ઘોડો ગડે નીંગેઓ, ચારેસો ગોઢ અમલ,
અચી ગડેઓ દલુરા, સમુ ઇ સૂલભ

એ રીતે દલુરા બાદશાહ પાસે જઇ પોચ્યો. તેને થાવર થાણદારે કહ્યું જે ખુદાવિંદ! કારીકાછીમાં જે આવેલ છે તે પોતે અત્રે આવ્યો છે. દલુરા બાદશાહે તેને પુછયું કે કારીકાછીનું રાજ તમે કોના હુકમથી લઇ બેઠા છો; તેનો દુહોઃ—

અયો કિતેજો રાજીઓ, અયો કિતેજા જામ,
થાવર થરે ચડાયા, બિઓ વઠી વીઠા ગામ.

ત્યારે રાહુજામે કહ્યું કે અમે કંઇ તમારા થાણદારને ગામમાંથી કાઢી મુકયો નથી. પોતાની મેળે ચાલી નિકળ્યો તેની અમને ખબર પણ નથી. અમે તો મિસર સામના રાજીઆ છીએ, ને જામ કહેવાઇએ છીએ, ને કારીકાછીનું રાજ ઇરાનના બાદશાહે તાંબા પત્ર પર લખી આપ્યું છે. તેનો દુહેઃ—

રાજીઆ મિસર શામજા, સચા આઇઉં જામ,
ઇ સચે ગંજા ગામ, અસાંકે પાદશા પેશ કેઆ.

એટલું કહી દલુરા પાદશાહનો પરવાનો મ્હોર સાથનો દેખાડયો, તેનો દુહો :—

પતર ડિનાઇ હથમે, ત્રામે મથે મોર,
એઠી રચાએજ કછડી, જી મના મથે ખોર.

તે જોઇને દલુરા બાદશાહે કહ્યું કે, એ પરવાનો અમે માથે ચડાવ્યો, ને વિચાર કર્યો કે આ કારીકાછી લખી આપવાનું કારણ શું હશે. પણ એ બલુકા માણસ છે તેની સાથે બિગાડ કરવો મુનાસબ નથી. એમ કહી રાહુ જામને કહ્યું કે પાદશાહના લખ્યા પ્રમાણે મુલક બેલાશક કબજે કરો; તેનો દુહોઃ—

ખિલીને ખુશ થીઓ, તેં મથે ચડાંયાં ઇ મોર,
થી અમરા ભોર, કારી કાછી રાજીઓ.

દલુરાએ રાહુજામને પોશાક આપી, બે ચાર દિવસ રાખી, મીજબાની સારી રીતે કરી. રાજા કર્યો ને કહ્યું જે એક વાત માગું છું. કે અમારી હદને તમારે વળગવું નહિં. તે બાબતનો રાહુએ કોલ આપ્યો. પાદશાહ ઘણો રાજી થયો ને રાહુને ઘણો માલ આપ્યો. તે સમેનો દુહોઃ—

સમે પરહે પ્રીતસે બિઓ ગિડાં ઇ બોલ,
ધગો રખજ મ ધીલમે, હથ ગિડાં ઇ કોલ.

રાહુજામ કહે અમે કોઇ દિવસ દગો કરશું નહિં. તેનો દુહો :—

હથ ડિનાઇ હથમે. ખિલી કયાં ઇ ગાલ,
સચે સલામી તુંઇજા, હી સહે મિલકત માલ.

એટલે દલુરો બાદશાહ બહુ રાજી થયો ને મોબત વધારે કરી. એ રીતે રાહુ કારીકછી પ્રગણા સુદ્ધાંનો હુકમ લઇ બામણા સૂધી રવાના થઇ કારીકછી આવ્યો. ત્યાં રાહુએ પોતાના કુંવર તથા માણુસોને તેડાવી થયેલી વાતથી વાકેફ કરી, તે ગામ તથા પ્રગણું કબજે કરી, રૈયતને દિલાસો આપી સ્વતંત્ર રાજ્ય ચલાવે છે, તેનો દુહો :—

ફતે કરે મોટ ઓ, આયો અબડે પાસ,
ને ક મંગણે અચી મંગેઓ, વડી કરે આસ.

માગણો પણ રાહુજામ પાસે આવીને મોટી આશાએ માગવા બેઠા. રાહુએ અબડાને દાન આપવા કહ્યું કે હવે તું માગણોને કેવી રીતે સંતોષે છે ને કીર્તિ વધારે છે. તે જોવાનું છે. તેનો દુહોઃ—

વાંસે મગણા મોડીએ, સંધા સમે જામ,
સંધે સલામી તોઇજા, હી સચે ગંજ ગામ.

અબડાએ માગણોને દાન દેવા માંડયું. તેમાં એકસો ઘોડા તથા એકસો ઉંટ, તથા સોનામોર વીસ હજાર તથા લુગડાં પોશાગ તો સુમાર વગરના, એ રીતે દાન આપ્યું તેનો દુહોઃ—

સો ઘોડા સો કરા, મોરૂ વી હજાર,
અબડે રાહુઆણી દાન કીઇ, કપડે અંત ન પાર.

જેમ સમુદ્ર જેને લહેર આપે છે તેને દુઃખ ન રહે, એ રીતે અબડા જામે દાન આપ્યું તેનો દુહોઃ—

અચી હલટનો મંગણો, કર સમંદ્રી પૂર,
કરી કીરતું કોડસે, તી વીંજી વાસજે દૂર.

એ રીતે દાન આપ્યું ત્યારે રાહુજામે જાણ્યું જે અબડોજામ હવે મુલક ચલાવે તેવો થયો છે. પછી રાહુજામ દેવલોક પામ્યા તેનું પ્રયોજન રૂડી રીતે અબડાએ કર્યું. મોટો જગન કીધો. તે પ્રગણાના માણસોએ આવી અબડાને નજરાણાં કર્યાં ને, રવાના થયા. અબડાને કારીકછીના રાજની પાઘડી બંધાવી, ને અબડો રૂડી રીતે રાજ ચલાવવા લાગ્યો.



# पण्डित मगनबूवा जुन्नरकर,

यांचा,

## चतुर्थ वाढदिवस समारंभ.

# जाहिर खबर.

संस्थान जंजिरा, येथें गांव सर्वा मध्ये पण्डित मगनबूवा जुन्नरकर, यांचा चौथा वाढ दिवस समारंभ, संवत् १९९६ चा कार्तिक वद्य ३, ता. २९ नवेम्बर १९३९ बुधवारचे रोजी, फार थाटाने, व आनंदाने साजरा करण्यांचा योजिला आहे. त्या प्रसंगी खेडर, आदगांव, बोंडली, डोंगरी वगैरेंची भजन मंडळी येणार आहे. सत्यनारायणाची पूजा होइल. बाहेर गांवच्या सर्व मंडळींना आग्रहाचे प्रेमपूर्वक निमंत्रण आहे. प्रत्येक वर्षी, त्याच तिथीला बूवाचा वाढ दिवस समारंभ होतो.

नत्तु महादेव शेलार.

जमींदार. गांव सर्वा,

पंण्डित मगनबूवाचा पट्ट शिष्य.